વર્ષ ૧૦ મું. ગ્રં. ૧૯૮૮

# ચમત્કારી યોગ—

યાને

# પ્રત્યેક બુદ્ધ ચરિત્ર.

લેખક,

ચોકસી મોહનલાલ દીપચંદ

ખંભાત.

પ્રકાશક,

જૈન સસ્તી વાંચનમાળા,

પાલીતાણા.

કિં. રૂા. ૧-૪-૦

## અમદાવાદ નિવાસી—

## સ્વ૦ શેઠ કેશવલાલ મગનલાલનો

# ટુંક પરિચય.

અમદાવાદમાં ગુસાપારેખની પોળમાં રહેતા શેઠ મગનલાલ ઠાકરશી કે જેઓ એક જાણીતા જૈન ગૃહસ્થ છે, ધર્મપ્રેમી અને બાહોશ વેપારી છે. તેમના પુત્ર કેશવલાલભાઇનો જન્મ સં. ૧૯૩૩ ના ચૈત્ર શુદ ૮ ના રોજ થયો હતો.

બાલ્યાવસ્થાથી જ ધાર્મિક સંસ્કાર-સાથે સારી કેળવણી લેતાં તેઓ બી. એ સુધીના અભ્યાસી હતા, આટલી કેળવણી લીધેલી છતાં તેમની સાદાઇ, સરળતા અને ધાર્મીક દરેક ક્રિયાઓમાં શ્રદ્ધા એવી સુંદર હતી કે બીજા તેમને આવા અભ્યાસી ન ધારી શકે. ધાર્મીક પુસ્તકોનું વાંચન તો તેમનું એટલું બ્હોળું હતું કે એ વિષયના સારા સારા અભ્યાસીઓ પણ તેમની પાસેથી અનેક શંકાઓના ખુલાસા મેળવી સંતોષ પામતા.

તેમના પ્રથમ લગ્ન સં. ૧૯૪૯ માં અમદાવાદ ઝાંપડાની પોળમાં શા માનચંદ મોખજીના કુટુંબમાં મનસુખલાલ ભાઇની દીકરી બાઇ મણી વેરે થયાં હતાં. પાંચ વર્ષ તેમનો ગૃહસંસાર રહેતાં બે પુત્રીઓ થઇ હતી જે સ્વર્ગસ્થ થયેલ છે. બીજા લગ્ન સં. ૧૯૫૬ માં નાગજી ભુદરની પોળમાં શેઠ હરીલાલ મંછારામ વકીલ કે જેઓ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીના ટ્રસ્ટી છે તેમનાં પુત્રી બેન સમરત વેરે થયાં હતાં.

સમસ્ત બેનનો અભ્યાસ, ધાર્મિક ઉચ્ચ સંસ્કાર અને દાન-પ્રેમ ઘણુઓની જાણમાં છે. કારણ કે કેટલીક ધાર્મિક સંસ્થાઓની તેઓ નિઃસ્વાર્થભાવે સેવા કરી રહ્યા છે.

પાલીતાણા જૈન શ્રાવિકાશ્રમમાં તેમણે તન-મન અને ધનનો સારો ફાળો આપ્યો છે. તેમનું ધાર્મિક અને નૈતિક જ્ઞાન ઉચ્ચ પ્રકારનું હોઇ બીજી બ્હેનોને ખાસ અનુકરણ કરવા જેવું છે.

સ્વ૦ શેઠ કેશવલાલભાઇએ દરેક તીર્થની યાત્રાઓ કરી હતી. સેવા-પૂજા અને પ્રભુભક્તિમાં તેઓ કાયમ સારો ટાઇમ લેતા હતાં કેળવણી પ્રત્યેનો તેમનો સદ્‌ભાવ એવો હતો કે કોઇ પણ વિદ્યાર્થી તેમની પાસેથી પાછો ફર્યો નહોતો.

તેમને સંતાનમાં માત્ર એક જ પુત્રી બેન મંદાકિની છે. જેમણે ગુજરાતી અભ્યાસ ઉપરાંત અંગ્રેજી મેટ્રીક સુધીનો અને ફ્રેંચ ભાષાનો અભ્યાસ કરેલો છે.

શેઠ કેશવલાલભાઇનું જીવન ઘણું સાદું, સરલ અને ધાર્મિક પ્રેમવાળું હતું. કોઇપણ જાતના વ્યસનનો ચેપ તેમને લાગ્યો નહોતો. અંત સમયે પણ તેમના મુખમાંથી પ્રભુનું સ્મરણ નીકળતું હતું. પોતાની આટલી શ્રીમંતાઇ ઉપર જરાપણ મમત્વભાવ તેમને નહોતો તે તેમના જીવન ઉપરથી જણાઇ આવતું હતું.

આવા ધર્મપ્રેમી ગૃહસ્થનું જીવન વાચક વર્ગને અનુકરણીય થાય તેમ ઇચ્છું છું.

પ્રકાશક.

સ્વ૦ શેઠ કેશવલાલ મગનલાલ હાકરશી.
અમદાવાદ.



જન્મ સં. ૧૯૩૩
ચૈત્ર શુદી ૮

સ્વર્ગવાસ સં. ૧૯૮૬
જેષ્ટ શુદી ૮

ભારત પ્રેસ-ભાવનગર.

# આભાર

શેઠ કેશવલાલ મગનલાલ ઠાકરશીની યાદગીરી નિમિત્તે તેમનાં પત્ની બેન સમરતબેને આ પુસ્તકની બસો નકલના અગાઉથી ગ્રાહક થઇ અમારા કાર્યને સહાનુભૂતિ આપી છે, તે માટે તેમનો આભાર માનું છું. ધાર્મિક પુસ્તકો પરત્વે તેમનો પ્રેમ અને મળેલ લક્ષ્મીનો સદ્દવ્યય કરવાનું બીજી બ્હેનો તેમનું અનુકરણ કરે તેમ ઇચ્છું છું.

પ્રકાશક.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

આ પુસ્તક એ કેવળ સ્વતંત્ર કૃતિ ન હોવાથી એને પ્રસ્તાવનાની ખાસ આવશ્યકતા ન હોય; આમ છતાં લંબાણ કરવાનું પ્રયોજન નથીજ. જૈનસાહિત્ય એટલું વિશાળ છે કે એને મહાસાગરની ઉપમા અપાય તો એમાં જરાપણ અતિશયોક્તિ જેવું ન ગણાય. જેમ સંસ્કૃત-પ્રાકૃત ભાષામાં રચાયેલ કાવ્ય-ચરિત્રો અને તત્વના ગ્રંથોનો પાર નથી તેમ ગુજરાતી ગિરામાં ગુંથાયેલા રાસાઓનો પણ ટોટો નથી. વિદ્વાનોને ચમત્કૃતિ ઉપજાવે તેવા મૌલિક ગ્રંથો અને તે પણ માત્ર તાત્વિક વિષયના નહિં કિન્તુ તત્ત્વ ઉપરાંત વ્યાકરણ, જ્યોતિષ, વૈદક, નાટક, ચંપૂ-વિધિ-વિધાન અને કથાનકો આદિ વિવિધ બાબતોથી ભરપુર આજે પણ એ મહોદધિમાં વિદ્યમાન છે. વાંચતાં એમાંથી નવિનતા ને અદ્ભુતતા નિતરી રહે છે. પૂર્વકાળમાં થયેલા એના રચયિતા માટે બહુમાનની લાગણી સહજ પ્રદર્શિત કરી દેવાય છે. એ રચયિતા મોટા ભાગે ત્યાગી મહાત્માઓ હોવાથી તેઓ સાંસારિક ઉપાધિથી પર રહી અવકાશનો ઘણોખરો સમય પારમાર્થિક દૃષ્ટિયે આવા સર્જનોમાં પસાર કરતા. એમનું દૃષ્ટિબિન્દુ સ્વકલ્યાણ ઉપરાંત વ્યવસાયરક્ત સંસારસ્થ જીવોને આનંદ આપે ને રસ પેદા કરે તેવી કૃતિઓ ઉપજાવી તે દ્વારા આત્મશ્રેયના માર્ગે તેમના ચિત્તને દોરવાનું હતું. તેથી આજે ઉક્ત સંતોદ્વારા જન્મ પામેલ સંખ્યાબંધ ગ્રંથો આપણી નજર સામે દૃષ્ટિગોચર થાય છે. તેઓએ એમાં ભિન્ન ભિન્ન રંગો પુરવા ઉપરાંત સમયના પરિવર્તન અને જનસમૂહની સમજણ શક્તિ ઉપર ખાસ લક્ષ આપ્યું છે. તત્વના દુર્ગમ વિષયો કે નીતિના કપરા નિયમો પ્રચલિત ભાષામાં ઉતારી, એને

કથાનક કે આખ્યાયિકાઓમાં એવી રીતે વણી લીધા છે કે જેથી વાંચક એકધારું એનું પાન કરતો સુભલતાથી બોધ પ્રાપ્ત કરતો જાય છે.

આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક ૭ માં સંગ્રહિત થયેલ 'ચાર પ્રત્યેકબુદ્ધ ચૌપઇ' નામા જુની ગુજરાતી ભાષામાં લખાયલા વૃત્તાંત પરથી આ પુસ્તકનું સર્જન કરવામાં આવ્યું છે. એ ચૌપઇ કિંવા રાસના રચનાર પંડિત સમયસુંદરજી મહારાજ છે. તેઓ વિક્રમના સત્તરમા સૈકામાં થયા છે. તેઓ ઉપાધ્યાય હતા એટલું જ નહિ પણ સારા કવિવર તારક તેમની ખ્યાતિ સુપ્રસિદ્ધ છે. તેઓશ્રીએ સારી સંખ્યામાં કૃતિઓ ઉપજાવી જૈન સાહિત્યની સુંદર સેવા કરી છે. તેઓશ્રીનું વિસ્તૃત ચરિત્ર ઉક્ત મૌક્તિકમાં અપાયલું છે એટલે એ પરત્વે વિશેષ ચર્ચામાં ન ઉતરતાં એમાંથી નીચેનો ઉલ્લેખ રજુ કરી સંતોષ ધરીશું.

"એ કવિ એક સમર્થ વિદ્વાન્ ટીકાકાર, સંગ્રહકાર, શબ્દ-શાસ્ત્રી, છંદ શાસ્ત્રી અને અનેક ગ્રંથોના અવલોકનકાર અને અવગાહનાર હતા."

આ પ્રત્યેક બુદ્ધ ચરિત્રમાં તેમણે કરકંડૂ પ્રમુખ ચારનું બ્યાન ક્રમશઃ દુહા-ચૌપઇ આદિ રાગોમાં રજુ કર્યું છે. ભાષા સરળ હોઇ સમજાય તેવી છે. કવિની ચમત્કારિક શૈલીનું ડગલે ડગલે ભાન થાય છે. આ ચારે પ્રત્યેક બુધ્ધોનો સમાગમ છેવટના ભાગમાં ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં આવેલ ચૌમુખવાળા દેવળમાં થાય છે જ્યાં તેમને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. એકાદ વસ્તુના વિનશ્વર સ્વરૂપ પર વિચાર કરતાં જેમને સંસારની અનિત્યતા સમજાઇ જાય અને તરત જ વૈરાગ્ય પ્રાપ્ત થવાથી સ્વયમેવ ચારિત્ર સ્વીકારી સંસારવાસ ત્યજી દઇ અનગારપણાનો

સ્વીકાર કરી લ્યે તેને પ્રત્યેકબુદ્ધ કહેવામાં આવે છે. આવા બુધ્ધોની સંખ્યા જો કે માત્ર ચારની જ નથી; છતાં આ ચારેમાં ઘણી રીતે સામ્ય હોવાથી અહીં તો તેમના વિષે જ કહેવામાં આવ્યું છે.

રાજવી દધિવાહન પ્રથમ ચેટકતનયા પદ્માવતી સાથે પાણિગ્રહણ કરે છે અને કરકંડૂ ગર્ભમાં છે તેવા સમયે જ તેણી ભૂપથી વિખુટી પડી જાય છે; અને કરકંડુના જન્મ પછી તરતજ દીક્ષા લે છે આ એક વાત. બીજી વાતમાં એનું નામ ધારણી તરિકે આવે છે ને તેની પુત્રી વસુમતી ઉર્ફે ચંદનબાળા છે જે શતાનીક સાથેના યુદ્ધ વેળા ચંપાનગરીનું પતન થતાં દધિવાહનથી છુટી પડી જઇ સુભટના હાથમાં સપડાય છે અને શિયળ રક્ષાર્થે પ્રાણ ત્યજે છે. આમ ચેટકપુત્રીના પદ્માવતી ને ધારણી એવા બે નામ ગણતાં આખી સ્થિતિ પલટાઇ જાય છે. એ રીતે કરકંડૂ ને વસુમતી સગા ભાઇ-બ્હેન ગણાય છતાં એના અંકોડા મળતાં નથી એટલે મેં દધિવાહન નૃપની બે રાણીઓ જૂદી જૂદી લીધી છે. પહેલી પદ્માવતી ચેટકતનયા ને બીજી ધારણી. એટલે કરકંડૂ ને વસુમતી ભાઇ-બ્હેન તો ખરા; છતાં એક માતાના સંતાન નથી એમ જણાવી આગળનો સારોયે સંબંધ જાળવ્યો છે. મારી સમજ પ્રમાણે મૂળ વાતને એમાં જરા પણ ક્ષતિ નથી પહોંચતી. આ વિષયપર વધુ પ્રકાશ પાડવાની પુરાતત્વના ગવેષકોને વિનંતી છે. આ સંકલનામાં શાસ્ત્ર મર્યાદાથી જે કંઇ વિપરીત લખાણ મતિદોષથી થયું હોય તે બદલ ક્ષમા યાચી વિરમું છું.

સં. ૧૯૮૭<br>શરદ પૂર્ણિમા.<br>ખંભાત.

લેખક:<br>મોહનલાલ દીપચંદ ચોકશી.

# શુદ્ધ, સારાં અને સસ્તાં ઉપયોગી પુસ્તકો મંગાવવા વિલંબ નહિ કરતા.

કારણ કે આ પુસ્તકોની ઘણા ભાઇઓની માંગણી છે. વળી કીંમત તદન ઓછી રાખવામાં આવી છે, કારણ કે ગામડાઓમાં અને દરેક સ્થળે તેની પૂરી જરૂર છે. સારા કાગળ, શુદ્ધ છપાઇ અને પાકું બાઇંડીંગ છતાં તેના ઉપયોગની ખાતર કીંમત જુજ રાખી છે.

૧ વિધિયુક્ત પંચપ્રતિક્રમણ—પૃષ્ટ લગભગ ૨૫૦ અક્ષરો ઘણા મોટા પાકું પુંઠું જે વાંચવાથી જ પ્રતિક્રમણ થઇ શકે છે. પાક્ષિક, ચામાસીક અને સંવત્સરી પ્રતિક્રમણ પણ વિધિ સાથે છે. કીં. રૂ ૦-૧૨-૦

૨ વિધિયુક્ત દેવસીરાઈ પ્રતિક્રમણ—પૃષ્ટ લગભગ ૧૪૦ અક્ષર મોટા, વાંચવ સવાર સાંજનું પ્રતિક્રમણ થઇ શકે છે. કીં. રૂ ૦-૬-૦

૩ પંચપ્રતિક્રમણ પોકેટ સાઇઝ—પૃષ્ટ ૩૦૦ ઉપરાંત, પાકું રેશમી પુંઠું, નવસ્મરણ બીજા સ્તોત્રો, છંદો, રાસ વિગેરેનો સારો સંગ્રહ કર્યો છે. આ તેની ત્રીજી આવૃત્તિ છે તે જ તેની માગણી અને ખાત્રી. કીં. ૦-૮-૦ સો નકલના રૂ ૪૫-૦-૦

૪ દેવસીરાઈ પ્રતિક્રમણ—મોટા ટાઇપ ઘણા સુધારા વધારા સાથે કીં. ૦-૩-૦ સો નકલના રૂ ૧૫

લખોઃ—

જૈન સસ્તી વાંચનમાળા,

પાલીતાણા.

( કાઠીયાવાડ )

# ગ્રાહક થઇ દર વરસે મળતાં

## ઐતિહાસિક પુસ્તકોનો લાભ જરૂર લેશો

માત્ર રૂા ૩) ના લવાજમમાં
લગભગ ૧૨૦૦ પાનાનાં
ઐતિહાસિક નવીન પુસ્તકો દર
વરસે નિયમિતપણે અપાય છે.
જે સં. ૧૯૭૯ થી સં. ૧૯૮૮
સુધીમાં અપાયેલાં પુસ્તકોથી
ગ્રાહક વર્ગ જાણી શક્યો છે.
દાખલ ફી રૂા. ૦—૮—૦
મોકલી ગ્રાહક થવા લખો :

**જૈન સસ્તી વાંચનમાળા**

:: પાલીતાણા. :: (કાઠીયાવાડ) ::

॥ श्री वीरपरमात्मने नमः ॥

# ચમત્કારિક યોગ

યાને

# પ્રત્યેક બુદ્ધ ચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### વિલક્ષણ પ્રાસાદ.

" વિશ્વના મોટા ભાગને જો કંઇપણ આકર્ષણ કરનાર વસ્તુ હોય તો તે વિલક્ષણતા કિંવા આશ્ચર્યતારૂપ લોહચુંબક જ છે. તેથીજ દક્ષપુરૂષોએ ' ચમત્કાર ત્યાં નમસ્કાર ' એ કહેવત ઉચ્ચારી છે."

રાજમાર્ગપરથી ભૂપાળની સ્વારી દોડતા કદમે-વિદ્યુત્વેગે અચાનક પસાર થઈ જાય એ કોઇ પણ કારણ વિના સંભવેજ શી રીતે? સરસ્વતીની ભગિની લક્ષ્મીના પુત્રો તરિકે સુપ્રસિદ્ધ એવા વણિકજનો પોતાની આંખે જોયા છતાં સમજી ન જાય એતો 'ન ભૂતો ન ભવિષ્યતિ' જેવું જ ગણાય.

ચાંદની ચોકમાં આવેલી એકે એક દુકાન નિમિષમાત્રમાં દેવાઈ ગઇ. મહાજનના આગેવાનો એકઠા થઇ રાજાની પાછળ જવા લાગ્યા. 'શું બન્યું કે જેથી ભૂપતિને આમ પ્રભાતમાં જ દોડવું પડયું !' એ જાણવાની તાલાવેલી સહુને લાગી હતી. થોડી જ વારમાં મનુષ્યોની સંખ્યાથી વૃદ્ધિગત થતું મહાજન નગરના મુખ્યદ્વાર નજીક આવી પહોંચ્યું. નેત્રોને જરા દૂર ફેંકતાં જે દ્રશ્ય નિહાળ્યું તે પરથી હવે પ્રશ્ન કરવાની જરૂર ન રહી. કેમકે યક્ષદેવની દહેરીના કમાડને ઉઘાડવા અર્થે રાજાને પોતાનું સારૂંયે બળ ખર્ચી રહેલા જોયા. નજીકમાં જ મ્લાનમુખવાળા અને જેમની ચક્ષુમાંથી હમણાંજ શ્રાવણ-ભાદરવો વરસી પડશે એવા પૂજારી ભૂદેવને પણ ઉભેલો જોયો.

હજારો નેત્રો દહેરીના નાનાશા કમાડ પ્રતિ મીટ માંડી રહ્યા છે. કોઇ યક્ષદેવ કોપ્યાની વાત કરે છે તો કોઇ વળી બિચારા પૂજારીની સેવા પર દોષનો ટોપલો ઢોળે છે. કેટલાક તો 'હવે શું થશે' તેની ચિંતામાં ગળવા લાગ્યા છે; જ્યારે કેટલાક ડરપોક માનતા-આખડીના વિચિત્ર

પણ લેતાં ત્યાંથી પલાયન થતા દ્રષ્ટિગોચર થાય છે. થોડાક સત્વશાળી આત્માઓ રાજાના પ્રયત્નમાં સહભાગી થઈ કમાડ ઉઘાડવાના કાર્યમાં લીન થઈ ગયા છે.

સહસ્રરશ્મિ મહારાજ પોતાનો રથ જાણે યક્ષદેવને સ્હાય કરવા સારૂ જ કેમ ન હોય તેમ ઉતાવળે ઉતાવળે ચલાવી રહ્યા છે. મધ્યાહ્નકાળ થઈ ચુકયો છે. જનસમૂહ અકળાવા માંડયો છે. એટલામાં ત્યાં દારૂણ ગર્જના સાથે દહેરીનાં કમાડ ઉઘડી ગયા અને સુંદર સ્વાંગ જેણે ધારણ કર્યો છે એવા યક્ષદેવની સુંદર મૂર્તિ, હમણાં જ કંઇ બોલશે એવા ભાવવાળી સૌની દ્રષ્ટિએ પડી. ટોળામાંથી એકાએક વંદનાના ને જયજયકારના પોકારો ગાજી ઉઠયા.

"હે યક્ષદેવ ! તમારી સેવા–પૂજામાં પૂજારીદ્વારા કિંવા અમારા મારફતે, જે કંઇ અપરાધ થયો હોય તો અમારા એ અપરાધની અમને ક્ષમા બક્ષો. અમારા પર પ્રસન્ન થાવ. અમારાં નગરનું પૂર્વવત્ રક્ષણ કરો." એમ વિનિતભાવે પ્રાર્થના કરી મહારાજાએ પૂજારીના હાથમાં રહેલા પૂજાના સાધનોથી યક્ષદેવની પૂજા કરી.

પુનઃ જયધ્વનિથી સમસ્ત આકાશ ગર્જી ઉઠયું, પણ અહા ! આ મીઠી વાણી કયાંથી આવી ? જોતજોતામાં સર્વત્ર શાંતિ પથરાઈ રહી. યક્ષદેવની મૂર્તિ સાક્ષાત્ મંજુલ સ્વરે બોલતી દેખાઇ. આંખો ને કાન એમના પ્રતિ માંડતાં જ એ મોહક આકૃતિના રૂપેરી ઘંટડીના રવ સમા સરોદો

કર્ણરંધ્રમાં સોંસરા પેસવા માંડયા, ભૂપાલ તો હસ્તદ્વય જોડી એ સાંભળી જ રહ્યા.

રાજન્ ! જરાપણ ગભરાઇશ નહીં. ત્હારી પ્રજાનું અકલ્યાણ કોઇ પણ કરી શકે તેમ નથી. સાંભળ, આ કંઇ યક્ષદેવની કૃતિ નથી, પણ મેં જ તેમના શરીરનો આશ્રય લઇ ઉપજાવેલ કાર્ય છે, દહેરીના કમાડને મજબુત બંધ કરનાર હું, ત્હારા પૂર્વભવનો મિત્ર, અત્યારે દેવ તરિકે હોઇ આપણા વચ્ચે થયેલી શરત અનુસાર ત્હને પ્રતિબોધ કરવા આવ્યો છું. ત્હારૂં અને મારૂં કલ્યાણ હું કહું તે માર્ગ ગ્રહણ કરવામાં જ સમાયેલું છે.

તમો આ શું કહી રહ્યા છો ? તમારા દ્વારા મારૂં કલ્યાણ ? દેવ, મેં મારી પ્રજાના ન્યાયપુરસ્સરના પાલનમાં જ મારૂં કલ્યાણ આજ કેટલાયે વરસોથી માન્યું છે. પ્રજાની નાની મોટી દરેક ફરિયાદ હું જાતે સાંભળી, અગવડ દૂર કરી, તેના સુખના સાધન વધે તેવા ઇલાજો કરૂં છું. અન્યાય, કલેશ કે ચોરી-જારી અને જુગારને મેં કેટલાયે કાળથી દેશવટો દીધો છે. મારી પ્રજામાં તમને એક પણ નવરો કે નિરૂદ્યમી આદમી નહીં જડે. તેમ એક પણ અપ્રમાણિક કે લુચ્ચો પણ નહીં મળે. આ મારી બડાઇ નથી પણ સત્યકથા છે. એ વાતની સાક્ષી આ મહાજન જ આપશે.

" પૂજ્ય દેવ ! અમારા પાલનહારના શબ્દમાં અસત્યનો લેશ પણ નથી. એમનું રાજ્ય અમર તપો, એવી અમારી

સદૈવ હુવા છે. રામરાજ્યનું તો માત્ર વર્ણન જ સાંભળ્યું હતું પણ આ તો જાતે અનુભવી રહ્યા છીએ."

"સુહૃદ્! કલ્યાણ કંઇ એક પ્રકારનું નથી. લૌકિક કલ્યાણ સંબંધી અતઃ પૂર્વે જે વાત કરી એ સર્વ અક્ષરશઃ સત્ય છે. એના પાલન સાથે દશ દ્રષ્ટાંતે દુર્લભ એવો આ માનવભવ પામ્યાનું પણ સાર્થક કરવાનું છે." હું એ અપૂર્વ એવા લોકોત્તર કલ્યાણની વાત કરવા આવ્યો છું. એમ કહી તરત જ તે દેવે પોતાના દક્ષિણ હસ્તથી મંદિરની પૂર્વ દિવાલમાં આવેલા એક કપાટનું દ્વાર ખોલી તેમાંથી લોખંડનું એક તીક્ષ્ણ હથિયાર ઉપાડી લઈ, પોતાની પાછળ નૃપ આદિ સકળ વૃંદને આવવાનું સૂચવી પૂર્વદિશા તરફ મંદિરની બહાર પચીશેક પગલા જઇ જમીનમાં ખોદવાનું શરૂ કર્યું. આગળ શું બને છે એ જાણવાની ઉત્સુકતાએ સૌમાં અપૂર્વ શાંતિ પથરાઇ રહી. અલ્પ સમયમાં જ જમીન ઉપરના કેટલાંક પડો ઉતરી જતાં એક મોટો પાષાણ નજરે પડયો. તેના ઉપરથી કચરો માટી દૂર કરતાં જ એક ખુણા પર એક છીદ્ર દ્રષ્ટિગોચર થયું. દેવે તરત જ એ છીદ્રમાં પોતાના હસ્તમાં રહેલા તીક્ષ્ણ ઓજારને ભરાવી જોરથી આંચકો માર્યો કે તરતજ એ શિલા ઉઘડી જતાં અંદરના ભાગમાં એક વિશાળ ભૂમિગૃહ સુંદર પથ્થરવડે સારી રીતે રક્ષિત કરાયેલું સૌની દ્રષ્ટિએ પડયું.

કેટલાક પાષાણુના ટુકડા તરફ આંગળી બતાવી દેવે કહ્યું—" રાજન્! આમાં જ આપણું કલ્યાણ સમાયેલું છે. આ પાષાણુના ટુકડા જેવી શ્વેતતા આપણા અંતરોની થશે ત્યારેજ આપણે ઉન્નતિ શિખર પર વિરાજતા હોઇશું. તેથી આની કિંમત તું કરોડોના ચળકતા જવાહીરો કરતાં જરાપણ ઓછી આંકતો ના. એ રંગબેરંગી મૂલ્યવાન્ જવાહીરો પણ આખરે તો પથરા જ છે. જ્યારે આ ધોળા રંગના ટુકડાઓવડે નિર્માણ કરાયેલા પ્રાસાદમાં વિરાજી ચાર મહાન્ વિભૂતિઓ અપૂર્વ વસ્તુને પ્રાપ્ત કરી, માનવ જીવન સફળ કરી, હજારોને એનો માર્ગ બતાવી કાયમને માટે અમરતા પ્રાપ્ત કરાવનાર છે. એ ચારના નિમિત્તે આપણા ઉભયનું કલ્યાણ સધાય એવો યોગ જડાયો છે. એ અપૂર્વતાના નિમિત્તભૂત આ ટુકડાઓ છે."

આજે મારૂં કાર્ય પૂર્ણ થાય છે. ત્હારા કાર્ય તરિકે ત્હારે આ ટુકડાઓને અહીંથી ઉપાડી, નિષ્ણાત કારીગરો મારફત આ જગ્યાને શુદ્ધ કરાવી, શુભ મુહૂર્તમાં યક્ષના મંદિરના લગોલગ, આજ પાષાણોવડે મનોહર પ્રાસાદ નિર્માણ કરવાનો છે. એમાં ખૂબી એટલીજ છે કે અષ્ટાપદ પર્વત ઉપર આવેલા સિંહનિષદ્યા પ્રાસાદ સરખો આ પ્રાસાદ પણ ચારે દિશામાં ચાર બારણાવાળો થાય અને વચલા ભાગમાં તળીઆથી સ્હેજ ઉંચી એક વેદિકા સ્થાપન કરાવી એના ઉપરના ભાગમાં ગોળાકારે ચાર રમણીય શિખરો શોભી નિકળે એવી ગોઠવણુ કરવાની છે.

દેવતાનું કથન સાંભળી રાજા જ્યાં ઉંચુ જુવે છે ત્યાં તો દેવને અદશ્ય થયેલો જોયો; અને યક્ષની મૂર્ત્તિને દહેરીમાં યથાસ્થાને પૂર્વાકૃતિમાં બિરાજેલી દીઠી. લોકોમાં પણ દેવના એકાએક અદશ્ય થવાથી અજાયબી ફેલાઇ ગઇ. આ આશ્ચર્યજનક સ્થિતિમાં કેટલોય કાળ વ્યતીત થઈ જાત પણ સૂર્યદેવના તાતાતીર સરખાં ઉષ્ણ કિરણોએ એમની એ સ્થિતિ ઝાઝી વાર ટકવા ન દીધી. તરતજ રાજા મહેલ તરફ સિધાવ્યા, પાછળ પ્રજાજનો નગર તરફ વળ્યા અને પૂજારી યક્ષની પૂજામાં રોકાયો.

આ નગરનું નામ ક્ષિતિપ્રતિષ્ઠિત છે. ભૂપતિનું નામ વિજ્ઞાનવીર છે. અત્યારે તે યૌવનના પુર બહારમાં વિચરી રહેલ હોવા છતાં નીતિપાલનમાં જરાપણ સ્ખલના થવા દેતો નથી. એને રાજ્યાસન પર આવ્યાને થોડો સમય થયા છતાં પ્રજામાં એની કીર્તિરૂપી સુવાસ એટલી બધી પ્રસરી ગઈ છે કે એના રાજ્યને ' રામરાજ્ય ' ની ઉપમા પ્રાપ્ત થઇ છે. જનતા ઉપર કોઈપણ જાતના કરનો બોજો નથી અને વેપાર—વણજની સ્થિતિ એવી તો આબાદ છે કે સારાયે નગરમાં કોઈ રંકજન શોધતાં પણ જડતો નથી. સૌ સ્વબળપર મુસ્તાક રહી પોતાનો વ્યવહાર સ્હેલાઇથી ચલાવી શકે છે. દિન ઉગતાં વિવિધ પ્રકારના હુન્નરજ્ઞાનના નિષ્ણાતો આ નગરમાં આવી પોતાના ચીર સંચિત જ્ઞાનનો લાભ આપી પોતાનો તેમજ પ્રજાનો ઉત્કર્ષ સાધે છે. જેથી નવિન

મુસાફરોનું ગમનાગમન અહીં ચાલુજ રહે છે. ખુદ નરપતિ પોતે પણ જનતાના કલ્યાણ અર્થે અહર્નિશ ચિંતાશીલ રહી ભિન્ન ભિન્ન માર્ગે પોતાની પ્રજાના સુખના સાધનોની યોજના કરતો જ રહે છે. ટુંકમાં કહીયે તો ક્ષિતિપ્રતિષ્ઠિત નગર એ આખીયે અવનીના મુખ્ય આભૂષણનો સ્વાંગ ધરનાર અનુપમ નગર છે. રાણી સુમતિ પણ ઉંચા કુળની તનયા હોઇ રૂપમાં સ્વર્ગની રંભાને પણ શરમાવે તેવી હતી. એ સાથે નારી જાતના અણમૂલા આભૂષણ રૂપ શીળગુણમાં રંચમાત્ર ઉતરે તેવી ન હતી. રાજાનું મન તેણીએ એટલું બધું આકર્ષી લીધું હતું કે એ સમયે એક કરતાં વધુ રાણીઓ અંતઃપુરમાં કેટલાયે રાજાઓ રાખતા હતા; છતાં વિજ્ઞાનવીરને એ સંબંધી ઇચ્છામાત્ર પણ ઉદ્ભવી નહોતી. આનું જો કોઇ પણ પ્રબળ કારણ હોય તો તે રાણી સુમતિનો અપૂર્વ સ્નેહ અને ઉંચા પ્રકારની પતિ-સેવા હતી. આમ છતાં આ દંપતીને સર્વ પ્રકારના સુખો વચ્ચે એક ઉણપ હતી જે કોઇ સમયે વિષાદનું કારણ બનતી. દુન્યવી નિયમ છે કે સારી વસ્તુની સાથે કોઇને કોઇ પ્રકારનું ઓછાપણું તો જરૂર હોવાનું જ. વિધિને તે વગર ચેન પણ ન પડે. વિધિએ આ રાજા-રાણીને આજપર્યંત પુત્રમુખ દર્શનના સુખથી વંચિત રાખ્યા હતા. પણ પ્રજા એ શુભ સમયની રાહ જોઇ રહી હતી, અને આજના યક્ષમંદિર આગળના બનાવ પરથી પ્રજાના હૃદયની ખાત્રી થતાં એક નવિન આશાનો જન્મ થયો હતો.

# પ્રકરણ ૨ જું.

## આશા ફળી.

"વિશ્વમાં 'આશા' રૂપ બે અક્ષરની ચીજનું જો અસ્તિત્વ ન હોય તો હજારો બલ્કે લાખો અને કરોડો આત્માઓએ અકાળે સ્વજીવનનો નાશ કરી નાખ્યો હોત. માત્ર આ 'આશા' રૂપી તંતુવડે જ દુનિયાની વસ્તીના મોટા ભાગનું જીવન ટકી રહ્યું છે. દુ:ખના ડુંગર તળે દબાયેલા આત્માઓ અને અવનતિની ઉંડી ગર્તામાં ગબડી પડી નામશેષ થઇ જવાની અણી પર આવેલા માનવ કીટો પણ આજ નહિં તો કાલે ઉદયની ક્ષણ જોઇશું એવી આશામાં ને આશામાં એ દારૂણ દશામાં પણ કેટલોય કાળ વિતાવી રહ્યા હોય છે. તેથીજ સ્વ. મણિભાઇનું નિમ્ન કથન વેદવાકય બન્યું છે કે–કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે."

પ્રથમ પ્રકરણમાં જોયા મુજબ યક્ષદેવના મંદિરની જોડે જ ચોમુખો પ્રાસાદ ઉભો કરવાનું કાર્ય ત્વરિત ગતિયે ચાલી રહ્યું છે. તે દિવસથી યક્ષરાજની પણ માનતા આખડી વધી પડયા છે. માત્ર નગરમાં જ નહિ પણ ચોદિશ કેટલાયે ગાઉઓ સુધી 'ચતુર્મુખ યક્ષ' તરિકેની ખ્યાતિ પ્રસરી રહી છે. દિન ઉગતાં સંખ્યાબંધ માણસો વિવિધ પ્રકારનાં નૈવેદ્ય હસ્તમાં ધરી ત્યાં આવે છે અને અંતરના ઉમળકા પૂર્વક આણેલ વસ્તુઓની યક્ષમૂર્તિ સન્મુખ ભેટ ધરી, મનમાં ધારી

રાખેલી કામનાઓ પૂર્ણ કરવા અર્થે વિનંતી-પ્રાર્થનાઓ કરે છે. અદૃષ્ય એવા કર્મ સંયોગોને કે અવાચ્ય એવા ભાવિના લેખોને જ્ઞાની સિવાય જોવા-જાણવાને કોણ સમર્થ છે કે જેથી આવતાં માણસો પૈકી કેટલાના અર્થો સરે છે તે ચોક્કસપણે કહી શકે ! કર્મરાજનુ યંત્ર અસ્ખલિત પણે ચાલતું હોવાથી જેની ધારણાઓ સફળ થાય છે તેઓ વિશેષ પ્રકારે યક્ષનો મહિમા વિસ્તારે છે. આ રીતે ક્ષિતિ-પ્રતિષ્ઠિત નગરમાં અત્યારે તો ધંધાના ધીકતા ધામ તરિકેના તેમજ લક્ષ્મીદેવીના અવર્ણનીય આલય તરિકેના ઉપનામો ઉપરાંત મનોકામના સિદ્ધ કરનાર યક્ષધામ રૂપ નવિન સ્વાંગ ધર્યો છે.

વિજ્ઞાનવીર ભૂપાળ ખરો ક્ષત્રિય વીર હતો. માનતા આખડીના કે દોરાધાગાના વહેમ વમળમાં એને જરાપણ શ્રદ્ધા ન હતી. માત્ર ન્યાયમાર્ગે રાજ્યધુરા વહન કરવી અને પ્રજાનો વિશુદ્ધ પ્રેમ સંપાદન કરવો એ વગર અન્ય કાર્યમાં તે સવિશેષ રસ લેતો નહીં. કલ્યાણ શબ્દની સર્વસ્વતા ઉક્ત વ્યાખ્યામાં જ એમણે સમાવી હતી. કેટલીયે વાર પુત્રના અભાવજન્ય દુઃખથી સ્ત્રીજાતિ ઉચિત રાણી સુમતિના મનમાં માનતા રાખવાની લાલસા ઉદ્ભવતી, પણ 'ભાગ્ય વિના નર કોડી ન પાવે, તો પારણે પુત્ર કૈસે ઝુલાવે' એ પતિ વાકયથી દબાઇ જતી. આમ છતાં જ્યારથી યક્ષદેરીવાળી આકસ્મિક ઘટના બની છે ત્યારથી તેણીના

મનમાં પણ કંઇ કંઇ અગમ્ય ભાવો જન્મે છે અને બીજીજ ક્ષણે વિલય પામે છે.

જ્યાં થોડા જ દિવસ પૂર્વે નિવિડ જંગલ રાત્રિની ભીષણતામાં ઓર વધારો કરતું ત્યાં આજે શ્વેતવર્ણી પ્રાસાદ અંધારી વિભાવરીને પણ શોભાવી રહેલ છે. આ મનોહર પ્રાસાદને નિરખતાં જ મન વિસ્મયતામાં ડુબી જાય છે, આત્મા પ્રવૃતિના બોજામાંથી પાછો હઠી નિવૃત્તિના અંકમાં તદાકાર બની જાય છે. ચાર દરવાજા એ જાણે મનુષ્ય તિર્યંચ દેવતા અને નારકીરૂપ ચારગતિમાંથી નિકળવાના માર્ગ હોય, અને મધ્ય ભાગે નિર્માયેલી વેદિકા એ સિદ્ધશિલા હોય એવો ભાસ આપે છે. એ ગતિઓમાંથી ત્રાસેલા, પીડાથી આકંઠ ડુબેલા અને ન.શી છુટેલા આત્માઓ જાણે સિદ્ધશિલાપર જઇ એકાંત આનંદનો અનુભવ કરતાં હોય તેમ આ મંદિર પણ એકાંત સુખ અને આનંદના ધામરૂપ લાગતું. સંસાર તાપથી તપેલ આત્માઓ બે ઘડી અત્રે બેસી અને ઉપાધિઓને વિસરી જઈ, ધ્યાનમગ્ન બની જાય છે.

વિજ્ઞાનવીરને પ્રાસાદ તૈયાર થઇ રહ્યા બાદ મિત્રના વચન ક્યારે સાચાં પડે એવી તાલાવેલી લાગી છે. 'આત્મ કલ્યાણ' રૂપ શબ્દોએ એના અંતરમાં એવી તો જીજ્ઞાસા રૂપી હુતાશની પ્રજ્વલિત કરી છે કે એને સદૈવ એનાજ સ્વપ્નાં આવ્યા કરે છે. જનતામાં જ્યારે ચતુર્મુખ યક્ષ વાંછિત પૂરનાર દેવ તરિકે ધ્યેય બની રહ્યો છે, ત્યારે

રાજાના મનમાં ચતુર્મુખ પ્રાસાદ કેવી રીતે વિલક્ષણતા ઉપજાવે છે તે જાણવા માટે વિવિધ તર્ક-વિતર્ક ઉત્પન્ન થવા લાગ્યા.

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં આ યક્ષરાજની માનતાથી કેટલાયને ઘેર પારણાં ઝુલવા લાગ્યાં. કેટલાના કરમાઇ જતાં વંશ વિસ્તાર પામ્યા. આજે નગરમાં વિજ્ઞાનવીર જેવા દ્રઢ આત્માઓ આંગળીના ટેરવે ગણાય તેટલા હશે. પરંતુ દાસીના મુખે સદૈવ યક્ષદેવના ચમત્કાર શ્રવણ કરવાથી રાણીનું હૈયું કેમ વશ રહે ? પ્રજા જે કાર્ય કરી શકે તે પોતે કેમ ન આચરી શકે ? આમ તે વંધ્યાપણું શી રીતે સહ્યું જાય ! મહેલમાં એકાદ સુકોમળ બાળક રમતો ન હોય ત્યાંલગી આ રાજમહાલયના સુખ તે શા કામના ? નીતિકાર તો જે ઘરમાં એકાદ બાળક ક્રીડા કરતું ન હોય તેવા ઘરને અરણ્યની ઉપમા આપે છે. લાવને હું પણ એકાદી માનતા માનું. બસ આ વિચાર થતાં જ મન મજબુત બન્યું. બાહ્ય પરિસ્થિતિએ તત્વની વાત ઉપર આવરણ ખડાં કર્યાં. એટલામાં અચાનક રાજન્ પધારતાં પ્રથમ પ્રસ્તાવ યક્ષ માનતાનો મૂકાયો. વિચક્ષણ ભૂપ વાતચિતની શરૂઆત પરથી જ વસ્તુસ્થિતિ કળી ગયો. રાણીને પ્રસન્ન રાખવા અર્થે તેમણે દોરી ઢીલી મૂકી. યક્ષદેવના ઉપાસકોમાં એકની વૃદ્ધિ થઇ. સુધરેલી દુનિયામાં પથ્થર ફળે એ વાત મનાય ખરી ! કળિયુગમાં એ બનવું મહામુશ્કેલ છતાં એ યુગમાં જરૂર પાષાણ મૂર્ત્તિઓ ફળતી હતી. જો કે મુખ્ય

વાત તો ભાગ્યની હતી પણ દેવમૂર્તિની માનતા નિમિત્ત ભૂત થઇ પડતી. જેમ સમ્રાટની સેવા કરવાથી હુન્નરોની પ્રગતિનું પાત્ર બનતાં વાર નથી લાગતી, તેમ શક્તિશાળી દેવની ઉપાસના કોઇને કોઇ રસ્તે ફળ્યા વગર નથી રહેતી. ચર્મનયન ભલે પત્થર ફળતાં દેખે, પણ જ્ઞાનચક્ષુ કિંવા હૃદય નયન તો સત્ય જરૂર પિછાનવાના. આ તો આપણે જુદા માર્ગે ઉતરી પડ્યા, માટે અતિ વિસ્તારથી સર્યું.

આખરે સુમતિની સેવાને પણ અંકુર આવ્યા. ગર્ભ રહ્યાના ચિન્હો દેહલતા પર દ્રષ્ટિગોચર થવા માંડ્યા. સખીવૃંદમાં આનંદની લહેરો ઉડવા માંડી. વાતને વા લઇ જાય એ ઉક્તિ અનુસાર સારાયે નગરમાં આ વાત પ્રસરી ગઇ. સ્નેહઘેલી પ્રજાને આ કરતાં કયો અન્ય અવસર જોઇએ ? વખત જતાં સુચોઘડીયે રાણીએ એક સુકુમાર પાણીપોદવાળા પુત્રરત્નને જન્મ આપ્યો. સર્વત્ર આનંદમંગળ વરતાયા. નગરમાં એ દિવસ મોટા ઉત્સવ તરિકે ઉજવાયો. સમગ્ર નગરના ઉલસતા ભાવ વચ્ચે પુત્રનું નામ જયાનંદ સ્થાપન કર્યું. સંસારીજીવ તરિકેની આશા ફળ્યા છતાં નૃપતિ વિજ્ઞાનવીરની પ્રાસાદદ્વારા આત્મકલ્યાણ થવારૂપ જીજ્ઞાસા તૃપ્ત થઇ નહોતી. જો કે નિરાશા તેનાથી સો ગાઉ દૂર ભાગતી છતાં એનું મન અધીરૂં બન્યું હતું. કોઇ કોઇવાર આશંકા ઉદ્ભવતી કે એ આરસના ચળકતા પાષાણ જ આત્મકલ્યાણ પરત્વેના ધ્વનિ તો નહિં કાઢે.' ! વેદ પણ અપૌરૂષેય મનાય છે તો પછી આ જડ પત્થરો કાં ન વદે !

'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે' એ વાક્યાનુસાર જ્યાં ભૂપતિ પ્રાતઃકાળમાં જંગલમાં થોડું ભ્રમણ કરી આવી, ગાડીમાંથી ઉતરી પ્રાસાદ પ્રતિ ડગ ભરે છે ત્યાં તો એમાં કંઇ વસતી જણાઇ. પ્રથમ એ વિચાર થઇ આવ્યો કે જેની હજુ પ્રતિષ્ઠા પણ નથી થઇ એવા આ નવિન પ્રાસાદમાં કોણે વાસ કર્યો હશે ? મારા રક્ષકો ક્યાં ગયા ? જલ્દી પગ ઉપાડતો એ પ્રાસાદના દ્વારપર પહોંચી જ્યાં અંદર ડોકીયું કરે છે ત્યાં તો વેદિકાની ચોતરફ ચાર પ્રશાંત વ્યકિતઓને કોઇ અપૂર્વ ક્રિયામાં લીન દીઠી. એ વ્યક્તિઓ એટલી હદે શાંતતાના સાગરમાં તલ્લીન થઈ, સ્વક્રિયા કરણમાં તદાકાર બની ગઈ હતી કે આંગતુકને પ્રથમ દર્શને તે મૂર્તિ હોવાનો જ ખ્યાલ આવે; આ દ્રશ્ય નિહાળી 'આજે આશા ફળી' એટલા શબ્દો અતિ ધીમેથી ઉચ્ચારતો રાજા બહારના ઓટલા પર આવ્યો.

રક્ષકો સ્વામીને દેખી, આવી નમી પડ્યા. રાજા પ્રશ્ન કરે તે પૂર્વે જ તેઓએ કહી દીધું કે નાથ, આ ચારે સંતો વહેલી સવારે દિશાઓમાંથી જૂદા જૂદા પધાર્યા અને અમે કંઇ કહીયે તે પૂર્વે આ પ્રાસાદના પોતાના સન્મુખ દ્વારથી દાખલ થઇ, સ્થાનને સાફ કરી પોતાના કાર્યમાં લીન બન્યા. અમારી ઘણી બુમો છતાં જવાબ ન મળતાં અમો થાકીને નીચે બેઠા ત્યાં આપ પધાર્યા.

## પ્રકરણ ૩ જું.

### એ તો મારી દીવાદાંડી.

" મહાન્ પુરૂષોનાં જીવન અદરણીય ગણાય છે તે કંઈ અકસ્માતિક પ્રસંગથી નહીં પણ જ્યારે વિશ્વના અન્ય પ્રાણીઓ નિશાકાળની મીઠી મઝા લેતા હોય ત્યારે તેઓ સખત કામ કરી પ્રગતિ સાધી રહ્યા હોય છે, તેને આભારી છે. "

અહા ! શી સૌમ્ય મુખાકૃતિ ! શું દેહ કોમલતા ! ચારેમાં અનુપમ સમાનતા જોઇ મારૂં મન સાક્ષી પુરે છે કે એ સહોદરો હોવા જોઇએ. યક્ષની વાર્તા જરૂર રહસ્યમયી છે. લાવને જરા ડોકીયું કરૂં કે હજુ શું વિધાન ચાલી રહ્યું છે.

ત્યાં અવાજ આવ્યો કે મહાનુભાવ તમો કોણ છો ? શા માટે ત્યાં દ્વારપર ખડા રહ્યા છો ? એ શબ્દ સાંભળતાં જ વિજ્ઞાનવીર મંદિરના અંદરના ભાગમાં દાખલ થઇ વિનય પૂર્વક અંજલીબદ્ધ થઇ એક તરફ બેસી ગયો.

આ વેળા ચારે મહાત્માઓ સ્વક્રિયામાંથી નિવૃત્ત થયાં હતા, છતાં અન્યો અન્યં અપરિચિત હોવાથી કંઇક વિચાર મગ્ન પણ હતા. વાર્તાલાપ શરૂ કરવાના માર્ગની સૌનાં મનમાં શોધ થતી હતી ત્યાં પૂર્વદિશામાં આસનસ્થ થયેલ મહાત્માએ ઉપરોક્ત વાણી વડે અંદર જોતા રાજાને પ્રશ્ન કર્યો:

મહાત્માએ કરેલા પ્રશ્નનો ઉત્તર આપતાં રાજાએ જણાવ્યું કે હું આ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો રાજા છું; અહર્નિશ આ પ્રાસાદની સંભાળ લેવાને આવું છું. આજે મારા પુણ્ય-રાશિ ફળવાથી આપ સંતોના દર્શનનો અમૂલ્ય અવસર લબ્ધ થયો. મિત્ર દેવની વાણી ફળી, આપ સર્વના આગમન વિષે તો એણે કેટલાયે કાળ પૂર્વે આગાહી કરી હતી. અરે! આ પ્રાસાદની ઉત્પત્તિમાં નિમિત્તભૂત જ એ છે ને મેં તો 'કલ્યાણ' શબ્દથી પ્રેરાઈ માત્ર તૈયાર કરાવ્યો છે.

નરેશ, આપ આ શું વદો છો? અમો ચારે જણ આજે અચાનક આવી મળ્યા છીએ. અરે! એક બીજાને ઓળખતા પણ નથી. નામથી પણ અનભિજ્ઞ છીએ. અમારા આગમનની તમને ખબર? અને અમારા ચારના મેળાપમાં તમારા કલ્યાણની વ્યાપ્તિ! આશ્ચર્ય.

મહાત્મન! તો શું આપ સર્વે એક માતાના તનુજો નથી? શું મારી ચક્ષુઓએ મને છેતર્યો? આવી સુંદર તુલ્યાકૃતિઓને ઘડીને વિધિએ ખરેખર ઉંચા પ્રકારની પ્રજ્ઞા પ્રદર્શિત કરી છે; છતાં એ ચારેને ભિન્ન ભિન્ન સ્થાનોમાં ફેંકીને પોતાના યશપટ પર મશીનો કુચડો ફેરવવા જેવું અયોગ્ય કાર્ય કેમ કર્યું હશે? આથી તો સરખે સરખાનો યોગ વિધિ જોડી આપે છે એ વાત ખોટી ઠરે છે.

પ્રજાપતિ! વિધિના ઉપાલંભનું શું પ્રયોજન છે. ભલેને એક માતાના તનુજો નથી તેથી શું થયું? એક

પિતાના ઉપાસકો તો છીએ ને ! સાધુ જીવનની અમૂલ્ય ક્ષણોમાં અમારી પળો ને ખર્ચનાર અમો બાંધવ રૂપેજ છીએ. અમારા સૌનું દષ્ટિબિંદુ એકજ છે અને એની સિદ્ધિ અર્થે આદરેલ માર્ગ પણ એકજ પ્રકારનો છે; એ કંઇ વિધિનો ઓછો ઉપકાર નથી જ. મેળાપ થયો છે તો જરૂર કંઇને કંઇ અભિનવ જ્ઞાન કિંવા અશ્રુતપૂર્વ બોધની પ્રાપ્તિ થશે. એમાંથી જ કલ્યાણની સરિતા વહી જાય તો અસંભવિત ન ગણાય.

આપશ્રીનું નામ શું છે તે જણાવવા કૃપા કરશો કે જેથી એ પ્રશ્નદ્વારા આ ત્રણ મહાત્માઓનો પરિચય પણ જાણી શકાય.

સંસારી અવસ્થામાં મને ' કરકંડુ ' ઉપનામથી પ્રસિદ્ધિ મળેલી. બાકી આ વેશની સોબત થયા પછીથી મારા જાણવામાં ચોક્કસ રીતે આવી ગયું છે કે ' હું પોતે તો નામ વગરનો છું અને મારામાં સમાયેલી શકિતની જો મને પૂર્ણ પણે પિછાન થાય તો એવા ' લેબલ ' ની મને કંઇ જરૂર પણ નથી. આવા લેબલો લગાડી લગાડીને હું તો હવે થાકી ગયો છું એટલે આજે ન છુટકે મેં તમારી સમક્ષ એનો ઉચ્ચાર કર્યો છે. બાકી જો ઓળખને અંગે કંઇ પણ નિશાનીની જરૂર હોય તો ' સ્વ સ્વરૂપનો ભિક્ષુક ' એજ મારૂં નામ અને ' સ્વ સ્વરૂપની શોધ ' એજ મારૂં કામ.

વિજ્ઞાનવીરના હૃદયમાં મુનિશ્રીની આધ્યાત્મિક વાણીથી કંઇ જુદી જ અસર થઇ. નામ પદાર્થપરની આ વ્યાખ્યાથી એનું મન વધુ અંશે જીજ્ઞાસાપૂર્ણ બન્યું. તરત જ એની આંખ જ્યાં બીજા સંત પ્રતિ વળી ત્યાં તો ધ્વનિ નિકળ્યો કે મારૂં નામ 'દ્દુમુખ' છે છતાં અભિલાષ મુખ વગરના થવાની છે.

પૂછતાં અગાઉ જ ત્રીજાએ 'નમી' અને ચોથાએ નિગત્તિ શબ્દો વડે સ્વનામ નિર્દેશ કર્યો.

પૂજ્ય મહાપુરૂષો, આપના નામ શ્રવણથી જ મારામાં એવી દ્રઢ તમન્ના પ્રગટી ઉઠી છે કે, આપ પાસેથી મને જરૂર અપૂર્વ લાભ થવો જોઇએ. અનુમાનથી સ્પષ્ટ ભાસ થાય છે કે આપ ચારે ક્ષત્રિય કુળમાં જન્મ્યા છો, અને આપનાં પૂર્વ જીવનો વિચિત્ર અદ્દ્ભૂતતાથી રંગાયેલા પણ છે. મને મારો બાલ્યકાળ હજી ચક્ષુ સમીપ તરવરતો માલુમ પડે છે. એ ઉપરથી હું કહી શકું છું કે આપે જે નામો કહ્યાં છે એ સંબંધી ઝાંખી છતાં ન ભુંસી શકાય તેવી સ્મૃતિ કોતરાઈ રહેલી છે. ક્ષત્રિય સમાજમાં આપનાં નામો ગૌરવભર્યાં મનાય છે; આજે પણ વહીવંચાઓના ઇતિહાસમાં એનાં યશોગાન ગવાય છે અને જનતા તેને અંતરના ઉભરાથી સાંભળે છે. હું માનું છું કે આપ તેજ સંસારાત્માઓ છો કે જેઓએ વૈભવના શિખરપરથી ઉતરતા અર્ધી ક્ષણનો પણ વિલંબ નથી કર્યો. ખરેખર, વસ્તુસ્થિતિ

પરખીને જ આ સ્વાંગ સ્વયમેવ ધાર્યો છે અને આપ મહાત્માઓના જીવનમાં કેટલી યે અકલિત-વિલક્ષણતાઓની ઉંડી વખાર ભરી છે. આપ પ્રત્યે મારી યાચના છે કે આપ આ સ્થાનમાં વર્ષાકાળ વ્યતીત કરો અને આપના ઉપદેશ વારિથી આ આશા ભર્યા નવ કુસુમને સિંચી, વિકસ્વર કરવાના નિમિત્તભૂત બનો. પ્રભો ! મ્હારી એ પ્રાર્થના સ્વીકારાશેને !

વિજ્ઞાનવીરના માર્મિક કથનથી ચારેના અંતરમાં પોતાનો પૂર્વકાળ તાજો થયો. ક્ષત્રિય જીવનની, રાજા તરિકેના અધિકારની, લલનાઓ સાથેના ક્રીડા અવસરની અને સંતતિ સાથેના સ્નેહની દર્દભરી અને હર્ષભરી વાતો સીનેમાના દશ્યોની માફક દેખાવા ને અદશ્ય થવા લાગી. સાથે એવી વૃત્તિ પણ ઉદ્ભવી કે શું અમો સર્વ સાધુઓનું જીવન આવીજ બાબતોથી ગુંથાયું હશે ! શું દરેકના જીવનપાયાના ચણતરમાં એક સરખો જ મસાલો પુરાયો હશે ! એ જાણવાની ઇચ્છા બળવત્તર થઇ. વિજ્ઞાનવીરનું તો નિમિત્ત અને વર્ષાકાળનું આગમન એ તો સ્હાયક નિમિત્ત. આમ વિચાર નિદ્રામાંથી જાગ્રત થઇ જ્યાં કરકંડું ત્રણ સાધુ પ્રત્યે રાજાની પ્રાર્થનાનો ઉત્તર આપવાને ઇચ્છે છે ત્યાં તો સૌએ સાથે કહી નાખ્યું કે આપશ્રીની મરજી એજ અમારી મરજી.

આ રીતે ચારેનો પ્રથમ યોગ સંધાયો. રાજાને જવાબ આપતાં મુનિ કરકંડુએ જણાવ્યું: મહાશય ! સંસારી

વાતોએ ભલે તમારા મનમાં અમારા માટે ઉચ્ચ સ્થાન મેળવ્યું હોય છતાં કલ્યાણના ઇચ્છુકે અને સંયમ માર્ગે ગમન કરનાર પથિકોએ એવા જીવનને સ્મૃતિપટમાં તાજું કરવા કરતાં જેનાં ઉજ્વળ ચારિત્રો સારા યે વિશ્વને અવલંબનભૂત છે એવા તીર્થંકરાદિ મહાન્ વિભૂતિઓના જીવનસૂત્રોને શ્રવણ કરવા–કરાવવા જોઇએ કે જેથી કહેનાર અને સાંભળનાર ઉભયને લાભ થાય. એમાંનું એકેક સૂત્ર જ્યાં જીવનમાં અકલ્પ્ય આંદોલન પેદા કરી અચિંત્ય વિકાસને દેનાર થાય છે ત્યાં પૂર્ણ જીવનની તે શી કથા ? મહાપુરૂષોના જીવનો તો ભોમીયારૂપ છે.

મહાત્મન્ આપનું કહેવું યથાર્થ છે. મહાન્ પુરૂષોના જીવન ચરિત્રો એ તો સારી આલમના જીવોને મુક્તિરૂપી પ્રાસાદમાં જવા સારૂ પગથીઆરૂપ જ છે. એમાંથી શોધકવૃત્તિવાળા માનવોને સર્વ વસ્તુની પ્રાપ્તિ થઇ શકે છે. એમાંથી અનુકુળ સામગ્રી સંગ્રહિત કરી તે દ્વારા સ્વજીવન નિર્માણ કરી શકાય છે. એ જીવનના તે વર્ણન શા કર્યાં જાય ! અલબત, એ જીવન સમજવાની મજા તો અનેરી જ છે. આમ છતાં મેં જે આપ ચતુષ્કના ચરિત્રો સાંભળવાની ઉત્સુકતા દેખાડી એ ન તો આપ સર્વના મનોરંજનાર્થે છે કે ન તો હેતુ વિકળ છે. એમાં પણ મારી પ્રજ્ઞાએ હેતુ કલ્પ્યોજ છે. તારણહાર તીર્થંકરાદિના જીવન ઇતિહાસો સામાન્ય જનતાના જીવન કરતાં ઘણે દરજ્જે ચડીઆતા હોઇ ઘણી

બાબતોમાં વિશિષ્ટતાથી ભરપુર હોય છે. એના શ્રવણકાળે પ્રાકૃત મનોમાં સહજ પ્રેરણા થઇ જાય છે કે 'એ તો દૈવી પુરૂષ હતા' અને એ ભાવથી કેટલીક વાર એમના સદૃશ જીવતાં કંઇક અંશે પીછે હઠ જેવું થઇ જતું અનુભવાય છે. એથી ઉલ્ટું જેમની સહ રહેણી-કરણી કે જીંદગી વ્યતીત કરવામાં સામ્ય રહેલું હોય છે, તેમની પ્રગતિના દરેકે દરેક પ્રસંગો સોંસરા હૃદયમાં ઉતરી જઈ તલસ્પર્શી અસર કરે છે. અંતરમાં ઝણઝણાટ પેદા કરે છે કે એના જેવું મારે પણ કરવું જ. હું કેમ ન કરી શકું ? અને તરતજ સરખામણીની સમાનતાથી ઉત્તેજીત બની પુરૂષાર્થ કરવા પ્રયત્નશીલ થવાય છે. આ હેતુ વડેજ મારૂં કથન આપ સમક્ષ અન્ય બાબતમાં નહિં પણ કેવળ આપ ચારેના રેખાસૂત્રોમાં રસભીનું થવા લલચાયું છે.

રાજન્ ! વાત તો વિચારણીય છે, લાભની દ્રષ્ટિ પણ તપાસવી ઘટે ને ? લાભાલાભ જોયા વિના કાર્ય કરનાર પુરૂષ અસમયજ્ઞની કક્ષામાં મુકાય છે અને જ્યાં સામાન્ય જનની એ દશા, ત્યાં સાધુ-સંયમીજીવન ગાળનાર આત્માએ બહુજ વિચારપૂર્વક પગલું ભરવું જોઇએ. સાંસારિક કથાઓની સ્મૃતિઓ કરવાથી ચારિત્રધર્મને ધક્કો પહોંચે છે એટલે મારૂં મન એમ કરવા હા પાડતું નથી.

મહામુનિ ! આપની વાત શુદ્ધ કંચન સમાન છે. આપે દર્શાવેલો ભય અસ્થાને નથી, છતાં આટલી હદના ઉત્કૃષ્ટ

વ્રત પાલનવાળાને એના વિચાર શા ? શિયાળની બીકથી કેશરીને મુંઝવણુ કેમ સંભવે ! પ્રવેશક સંયમી માટે એમ કરવું એ જરૂર હાનિકર્ત્તા નિપજે પણુ ખરૂં, છતાં ચીરકાળથી જેણે આકરાં વ્રત સેવી મૂળમાંથી જ વાસનાને બાળી નાંખી છે. તેને તો એ કથા ઉન્નતિના માર્ગે પ્રેરનારી નિવડે છે તે તો આપને સુવિદિત જ હશે. પુનઃ સ્મરણરૂપ સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા નાના સરખા દોષને પણુ તે જોઇ શકે છે અને એનાથી મુકત થવા યત્નવંત બને છે. કાયર કે સામાન્ય જીવોના બંધનોથી શૂરવીરો ન લેપાય. વિજ્ઞાનવીરે સચોટ દલીલ કરી મુનિશ્રીને વિચારમગ્ન કરી દીધા.

ભૂપાલ ! ત્હારી જીજ્ઞાસા તૃપ્ત કરવાનો મેં નિર્ણય કર્યો છે. એટલે આવતી કાલથી એની શરૂઆત કરવી મને ઠીક લાગે છે; છતાં એ સાથે એક પ્રશ્ન ઉઠે છે કે અમો કયાંના ? તું કયાંનો ? આ પ્રાસાદનું અસ્તિત્વ કરાવનાર દેવ કયાંનો ? અને એ બધાંનો ભાવિએ મેળવેલ આ યોગ ! એ તો બધા કર્મરાજના તમાસા ! દુન્યવી આંખે કુદરતની વિચક્ષણુતાના પડછાયા. એમાં કદાચ ત્હારા આત્મકલ્યાણુની વ્યાપ્તિ એ ત્હારો લાભ; છતાં અમને કેટલે અંશે પ્રગતિ થવાની ! કાજળસમા મસ્તિષ્કના પળીયા પણુ શ્વેતતાને વર્યા છતાં અમારૂં ધ્યેય તો ત્રિશંકુ માફક અધવચ લટકી જ પડવાનું. કથા કહેણીમાં પડવા કરતાં તપ કરણીમાં પડી કાં વિશેષ દેહ દમન કરી કર્મદળીયાને ઓછા ન કરવા ?

પૂજ્ય, સ્વાધ્યાય પણ એક પ્રકારનું કર્મ નિર્જરવાનું સાધન છે; એની ગણુના અભ્યંતર તપમાં જ થાય છે જે ભુલવું જોઇતું નથી. કર્મદહનવૃત્તિની જેટલી જરૂર છે તેટલી બલ્કે વધુ સ્વ–દોષ નિરીક્ષણ વૃત્તિની પણ આવશ્યકતા છે. આપના રેખાચિત્રો મારે માટે તો દીવાદાંડી રૂપ નિવડવાના એ વાતની મારૂં મન સાક્ષી પૂરે છે; પણ એ ઉપરાંત જરૂર આપસાહેબોને પણ એ રૂપે થઇ અનુપમ પ્રકાશ દેનાર બનવાના.

આપ જે ચીજની કલ્પના કરી રહ્યા છો એની સિદ્ધિમાં અપૂર્વ યોગ અને અનુપમેય:ભાવની જ ઉણપ લાગે છે, જેની પ્રાપ્તિ આ ઉજવળ દિવાલો વચ્ચે સંભવિત બની આવશે એમ મારૂં મંતવ્ય છે.

' ત્હારી વાણી ફળો, એજ અમારી આકાંક્ષા. ' લાંબા સમય સુધી મૌનનું અવલંબન કરી રહેલ ત્રિપુટી એક અવાજે બોલી ઉઠી.



# પ્રકરણ ૪

## મિલન.

"જે વ્યકિતને જોતાંજ અંતરમાં સ્નેહની ઉર્મિઓ ઉછળે, શરીર રોમાંચિત થાય, તેનો સમાગમ કરવા મન ઘેલું બને તે જરૂર પૂર્વભવનો સ્નેહી હોવો જોઇએ. એથી ઉલ્ટું જેને નિહાળતાં અકારણ ઉદ્વેગ ઉપજે, તેના પ્રત્યે તિરસ્કારવૃત્તિ પેદા થાય અને કયારે આ બલાથી મુકત થાઉં એવી મનોભાવના થાય; કિંવા એના પ્રત્યે રોષ જન્મે એ નક્કી જન્માંતરનો વૈરી હોવો ઘટે; કેમકે આગમવેત્તાનું એ કથન છે કે–એવી વૃત્તિ ઉત્પન્ન થવાનું કારણ જન્માંતરના રાગ–દ્વેષ સિવાય અન્ય કાંઇ નથી."

હથેલીમાં રહેલા જળબિંદુ માફક ઘટિકાઓ વહી જવા છતાં, અરે દાસી દ્વારા પુનઃ સ્મૃતિ તાજી કરાવવા છતાં હજુ તે કાં ન આવ્યા ? આતે પુરૂષ જાતિના હૃદય ! કિંવા પાષાણના બનાવેલા ગોખલા ! એમાં સમજવું શું ?

ચોતરફ નીલવર્ણી નાનીશી દિવાલોથી સુરક્ષિત અને વિવિધ જાતના ફળોથી લચી પડતા ઝાડો જાણે આગંતુકને લળી લળી નમન કરતા હોય તેમ વાંકા વળેલા અને સુવાસ રૂપી મનોરંજક પદાર્થ છૂટા હાથે કેમ ન પાથર્યા હોય એવો સ્પષ્ટ ભાસ ઉત્પન્ન કરાવતી મનોરમ વાટિકાના એક ભાગ પર આવેલા, જળરાશિના કણીયા ફેંકી

વર્ષાઋતુનો ખ્યાલ આપતા એક ફુવારા નજીકના શ્વેતવર્ણી આરસથી જેનું ઘડતર થયું છે એવા બાંક પર બેસી ઉપરોકત વિચારમાં તલ્લીન બની ગયેલ એક તરૂણી દ્રષ્ટિગોચર થાય છે.

અવસ્થા પરથીજ તેણીએ યૌવનાંગણમાં હમણાંજ પ્રવેશ કર્યાનું પાકું અનુમાન કરી શકાય છે. તેણીના ગુલાબી મુખારવિંદ પર વિકસી રહેલ પદ્મ સમી લાલાશ અને શશી સમી તેજસ્વિતા કોઇને પણ મુગ્ધ કરવાને બસ છે. તેણીનો નાગની ફણા સમો વિસ્તૃત કેશકલાપ, મદ ઝરતા યૌવનમાં પૂર્ણપણે પ્રફુલ્લિત બની જાણે ક્રીડાંગણમાં ઉતરી પડેલા બાળસમૂહ સરખા દેહયષ્ટિના પ્રત્યેક ગાત્રો, અને એ બધાને ટપી જાય તેવા જાદુભર્યાં નયનો જોનારનું ભાન ભુલાવે તેમાં શું નવાઇ !

રમણીના ચક્ષુયુગલો રસ્તા પરથી વહી જતી જનતા પર મીટ માંડી રહ્યાં હતાં. એની કોઇ કિંમતી ચીજ ત્યાં ખોવાઇ ગઇ હોય તેમ વારે વારે તે બાંક પરથી ઉંચી થઇ આમ તેમ જોતી અને નિરાશ બની પાછી બેસી જતી હતી. ધીરેધીરે કાળના વહેવા સાથે મનની અધિરાઇ વધતી ચાલી. એવામાં 'બાઇ સાહેબ, રાજકુમાર પધાર્યા' એ દાસી મુખથી બહાર પડેલા શબ્દોથી એકદમ તે સાવધ બની. ચાર નયનો એક થતાં જ ઉચ્ચાર થઇ ગયો. 'આટલો બધો વિલંબ! નરજાતિના અંતર વિધિએ આવા તે શા ઘડયા હશે !'

'રાજપુત્રી ! રાજકાજ એવા જ રહ્યાં. માત્ર એક દિવસના કામે આવેલ મને આજે અઠવાડીયું વ્યતીત થઇ ગયું. ફરમાવો, શું કારણથી તેમોએ મને બોલાવ્યો છે ? આગન્તુક વ્યક્તિએ પરિસ્થિતિનું ભાન કરાવતાં પ્રશ્ન કર્યો.

જરા આ બાંક પર બેસો, વિશ્રામ લ્યો, આપને માટે આ સ્વાદુ જળ આણેલું છે તેનું પાન કરો, પછી વાત કરૂં છું.

કંઇપણ પ્રત્યુત્તર ન કરતાં આગંતુકે તરત જ રાજપુત્રીના કથનનું અનુસરણ કર્યું.

સમયજ્ઞ તરૂણીએ પાનબીડી આપતાં વાત છેડી : કુંવર, તમો મને નહિ ઓળખી શકયા હો, છતાં તમારા સાત દિવસના આગમનથી હું તો તમને ઓળખી ચુકી છું. કલિંગદેશના પરાક્રમી રાજકુમાર દધિવાહન તે આપજને ? ઋદ્ધિશાળી ચંપાનગરી એ આપનું પાટનગર. કેમ ખરૂંને ? આપના પરાક્રમથી જ્યાં આર્યાવર્ત ગાજી રહ્યું છે ત્યાં હું ન જાણું તે કેમ બને ? વીરની ભુજાઓની વાતોએ તો કયારનું યે મારૂં મગજ ચકડોળે ચડાવેલું પણ પ્રત્યક્ષ દર્શન તો 'થુભ' (સ્તુપ)ની વાર્ષિક તિથિને દહાડે જ થયાં. તે વેળાએ જ મારૂં મન તમોએ ચોર્યું. શબ્દાર્થથી ભલે સુવર્ણકાર 'પશ્યતોહર' કહેવાય, પણ મારે માટે તો તમે જ તે સત્ય કરી દેખાડયું. ત્યારથી જ હું તો મેળાપની અર્થી–ભિક્ષુકા બની રહી છું. પણ 'જે જેને અભિલખે તે તો તેહથી નાસે' એ ઉકિત અનુ-

સાર તમો તો વેગળા જ જતા રહ્યા. અરે ! માંડ માંડ આજે કેટલાયે ઉકળાટ પછી પીયૂષ સમા આપનો યોગ થવાથી કંઇક શીતળતા સ્પર્શી, ત્યાં શીઘ્રતાની ઘંટડી તમો વગાડી રહ્યા છો એ શું યુક્ત છે ?

પ્રેમશીના હૃદયની માગણી દધિવાહનના કોમળ અંતરને સ્પર્શ કર્યા વગર કેમ રહે ! વિદ્યુતના ચમકારા માફક એના પ્રથમ દર્શને જ રાજકુમારના ચિત્તનું હરણ કર્યું હતું; છતાં પરદેશ અને રાજકાજની ચિંતામાં એ વાત લગભગ ભુલાઈ ગઇ હતી ત્યાં તો કાગળના ટુકડે ને દાસીના આગમને એનું સ્મરણ તાજું કરાવ્યું. એટલે બનતી ત્વરાએ એ અત્રે આવ્યો અને પ્રેમપોથીનો પ્રથમ પાઠ શ્રવણ કરવાનો અણમુલો લ્હાવો તેણે પ્રાપ્ત કર્યો.

કુમારી ! મરદોની મુશ્કેલીઓનો કુસુમસમા મૃદુ અંતઃકરણો પાર ન પામી શકે. તેમાંય વળી રાજકાજની બાબતોની વાત તો નિરાળી હોય છે. ઉતાવળ ન કરૂં તો મારા રાજ્યની શી દશા થાય ત્હેનો તમને કંઇ ખ્યાલ છે ? પિતાશ્રીના અતુલ વૈભવ વચ્ચે તમારો કાળ નિર્ગમન થાય ત્યાં આવી ચિંતાઓનું મુળ જણાય પણ કયાંથી ! તમો સત્વર મુલાકાતનો હેતુ જણાવશો; કેમકે પ્રાતઃકાળે મારા પ્રયાણની તૈયારી થઇ ચુકી છે.

યુવાનીના ઉદ્યાનમાં યથેચ્છ વિહાર કરતાં અને 'ચંપા' જેવી વિશાળ નગરીની રાજ્યધુરાને વહતાં, આપને 'પ્રેમ'

શબ્દ શું છે એ જાણવાની ફુરસદ જ નહીં મળી હોય ! અગર મળી હશે તો એના પ્રતિ આપનું દુર્લક્ષ્ય જ હશે ? તે વિના મારા મુખે પ્રયોજન જાણવાની અભિલાષા ધરો ખરા ? ' મારૂં મન ચોર્યું ' અરે સ્નેહના કારમા બાણ મને આપના દર્શનથી લાગ્યા છે એ વાત તો હું પ્રથમ જ કહી ચુકી છતાં હજુ આપને તો કારણ જાણવાની જીજ્ઞાસા થઇ રહી છે. વાહ ! રાજેશ્રી વાહ ! કેવો વિલક્ષણ અભિનય ! બહોંતેર કળામાંની આ કઇ કળા તે જરા કહેશો કે ?

કુંવરી ! હું કંઇ બનાવટ નથી કરતો. માની લ્યો કે તમારૂં હૃદય મારી સાથે જોડવાની ઇચ્છા હું સમજ્યો છું; છતાં એમાં આપણા ઉભયની મરજી કંઇ કામ આવે તેમ છે ? મારી ગમે તેટલી તમન્ના તીવ્ર હોય છતાં મહારાજા ચેટકની સંમતિ વગર એ કાર્યની નિષ્પત્તિ સંભવી શકે તેમ છે ખરી ? તમારા પિતાશ્રીની અનુમતિ તમોએ મેળવી છે ? અરે ! તેઓ આપણો આ વાર્તાલાપ જાણે તો કેવા ગુસ્સે થાય તેનો પણ તમોએ વિચાર કર્યો લાગતો નથી. અત્યારે હું રજા લઉં છું. એ દરમીઆન તમો મહારાજાની રજા મેળવવા યત્ન કરજો, હું પણ વાત છેડીશ. એ ગાળામાં આપણા ઉભય વચ્ચેની પ્રીતિગાંઠને દૃઢ કરવા બનતો યત્ન સેવજો. એમ કહી જ્યાં વિદાય થવા જાય છે ત્યાં તો કુમારી કે જેનું નામ પદ્મા હતું, તેણીએ તરત જ દધિવાહનનો હસ્ત પકડયો અને ગળગળા સાદે બોલી :

વ્હાલા, આમ અધીરા કાં થાવ છો ? હું જેમ જેમ નમ્ર થઇ અનુકુળ વર્તુ છું તેમ તેમ તમો મારા અંતરમાં પ્રજ્વલિત વ્યથા પ્રત્યે જરાપણ દ્રષ્ટિ ફેંકયા વગર મારાથી જલ્દી જલ્દી છુટા થવા માંગો છો એ પ્રેમીને છાજતું નથી. પ્રથમ પ્રસંગે જ્યાં આવી વૃત્તિ સંભવે ત્યાં આપણો સંઘ કાશીયે કેમ પહોંચશે ! મારા પિતાશ્રીની અનુમતિની આપ આટલી બધી ગણના કરો છો, પણ પ્રીયતમ ! શું આપને વિદિત નથી કે તેઓ બારવ્રતધારી શ્રાવક હોઇ સ્વસંતાનના વિવાહ સંબંધ પોતે સાંધતા નથી. બાલ્યકાળથી તેઓશ્રી દ્વારા અમોને શિક્ષણ જ એવા પ્રકારનું મલ્યુ છે કે અમો સંસાર વ્યવહારના કે ધર્મ નિતિના દરેક કાર્યો સ્વાશ્રયથી કરી શકીયે. તેથી જ મેં આજે આટલી છૂટ લીધી છે. આપ જોઇ શકશો કે મારે કોઇની પણ અનુજ્ઞા મેળવવાની જરૂર નથી; એટલે જે કંઇ ઢીલ થાય છે તે આપને જ અંગે છે.

વ્હાલી ! તો કાર્યસિદ્ધિમાં વિલંબ નહીં થાય એમ ખચિત માનજો. મારે કંઇ જોશીને પૂછવા જવાનું નથી. રાજ્યમાં પહોંચી આને લગતો પ્રબંધ સત્વર કરીશ. જરા પણ ચિંતા ન રાખશો. લ્યો અત્યારે તો રજા લઉં છું; કેમકે નિશાકાળ થઇ ચૂકયો છે. હજુ મારે કેટલુંક કાર્ય આટોપવાનું બાકી છે; ત્યાં તો દાસી હાથમાં સુગંધી-ખુશબોદાર ગુલાબો જેમાં શોભી રહ્યા છે એવી કુસુમમાળા લઇ આવી

અને કુંવરીના કરકમળમાં સોંપી એક બાજુ ઉભી રહી. અંતરના ઉમળકા પૂર્વક એ માળા, દધિવાહન ભૂપાળની ગ્રીવામાં કુંવરીના મૃદુ હસ્તોએ અર્પણ કરી. એકી ટસે રાજકુંવરના માર્ગપ્રતિ નજર ફેંકતી કુંવરી સ્વઆવાસ પ્રતિ વિદાય થઇ ગઇ.

વાચક સમક્ષ સ્પષ્ટીકરણ કરી દેવાની અગત્ય છે કે ઉપરોકત વાર્તાલાપ જે સ્થળે બની રહ્યો હતો એ વૈશાલી નગર હતું. તેનો સ્વામી મહાપ્રતાપી, જૈનધર્મ દીપક રાજેશ્વર ચેટક હતો. ચેટકરાજ એ માત્ર નામનો જ શ્રાવક કે જૈન ન હતો પણ જાતે ધર્મના તત્વોનું ઉંડુ અવગાહન કરેલું હોવાથી ચુસ્ત જૈન હતો. રાજકાજના ખટપટી પ્રસંગોનો સામનો કરવાનો હોવા છતાં પોતે ગૃહસ્થ ધર્મના મુખ્ય આધારભૂત બારવ્રતો ગ્રહણ કર્યાં હતાં. રાજ્ય વહીવટમાં પ્રજાના પ્રતિનિધિઓની સંમતિ લઇને જ દરેક કાર્યો કરતો. નવ મલ્લકી અને નવ લચ્છી જાતિના ગણુ રાજ્યોની બનેલી :સભાનો તે પ્રમુખ હતો. અર્થાત્ તે અઢાર રાજ્યો વસ્તુતઃ તેના ખંડીયા રાજાઓ હોવા છતાં, તેણે તેમને સ્વદેશનો કારભાર પ્રજાની ભાવના અનુસાર સ્વતઃ કરવાની સત્તા આપી હતી. બાણુ મારવાની તે એવી અમોઘ શકિત ધરાવતો કે તેનું ફેંકેલું બાણુ કદાપિ પણ નિષ્ફળ જતું નહિં. આવી કુશળતા પ્રાપ્ત થવા છતાં એનો ગર્વ ન કરતાં, તેમજ એ શકિતને રાજયના

લોભે અન્યોને તાબે કરી પરાધિન બનાવવામાં ન ખર્ચતાં કેવળ પોતાના દેશનું રક્ષણ કરવામાં અને પ્રજાનું કલ્યાણ સાધવામાં જ કામે લગાડતો. અને તેટલાજ કારણથી તેણે દિવસમાં એક જ વાર ખાણું કરવાનો નિયમ ગ્રહણ કર્યો હતો, જેનું પાલન અદ્યાપિ સુધી અચૂક રીતે કર્યે જતો. બ્રહ્મચર્યવ્રત એ આત્માની ઉન્નત દશા છે અને વિષય વિલાસમાં પડવાથી જીવનની અમુલ્ય શકિતઓ વેડફાઇ જતાં વાર લાગતી નથી, તેમજ એવા ક્ષણિક સુખોમાં ફસી જનાર કર્મના પ્રપંચમાંથી છુટી શકતો નથી. એ રીતે સાંસારિક પ્રપંચમાં પડવાના સ્હાયક બનવાનો દોષ ન આવે તે સારૂ તેમણે કોઇના પણ વિવાહ સબંધ ન જોડવા એવી દ્રઢ પ્રતિજ્ઞા લીધી હતી. તેમને સાત પુત્રીઓ હતી કે જેમના શિયળવ્રતની અડગતા વિષે ખુદ મહાવીર દેવે શ્રીમુખે પ્રશંસા કરી હતી, તેમને પણ પોતાની ઇચ્છા મુજબ વર પસંદ કરવાની કિંવા અખંડ બ્રહ્મચારી જીવન ગાળવાની વા સાધ્વીજીવનમાં પદસંચાર કરવાની છુટ આપી હતી. અર્થાત્ પ્રતિજ્ઞા પાલનમાં રાજેશ્રીની દ્રઢતાનું એ માપ હતું. પિતાશ્રીના આ નિયમે દરેક પુત્રીઓને સ્વાશ્રયી બનવામાં સારો ભાગ ભજવ્યો હતો. પ્રભાવતી, મૃગાવતી, શિવા, પદ્માવતી, જયેષ્ટા, સુજયેષ્ટા અને ચેલણા એમ અનુક્રમે તેમની પુત્રીઓનાં નામો હતાં.

પ્રભાવતીએ સ્વ સ્વામી તરીકે વીતભય પટ્ટણના ઉદાયન નૃપતિને પસંદ કર્યો હતો. જ્યારે મૃગાવતીએ કૌશા-

મ્બિના શતાનીક રાજાનો હાથ પકડયો હતો. ક્ષત્રીકુંડ નગરના રાજા સિદ્ધારથના વડીલપુત્ર નંદીવર્ધન સહ જ્યેષ્ઠાનો યોગ થયો હતો. અવંતિનો સ્વામી ચંડપ્રદ્યોત એ શિવાનો ભરથાર હતો અને આપણે ઉપર જોઇ ગયા તેમ પદ્માવતી પોતાના સાથીની શોધમાંજ હતી. આ સમયે સુજ્યેષ્ઠા અને ચેલણા અલ્પવયસ્કા હોવાથી પ્રણયના પંથમાં તેઓ અજ્ઞાન પથિક જેવો ભાવ ધરાવતી હોઇ કન્યા જીવનના સ્વતંત્ર જીવનમાં રમતી હતી.

સ્નેહની ઉર્મિઓ અકસ્માતિક રીતેજ ઉછાળો મારે છે, એમાં ફકત વય અને સમયનું સાનિધ્ય પ્રાપ્ત થવું જોઇએ. આ ઉપરાંત જ્યાં ગુણ અને શીલનું સામ્ય મળે છે ત્યાં ઓર આનંદ જામે છે. પ્રેમની પીડ તો પ્રેમીજ જાણે એ કથન સત્ય છે. દધિવાહને પોતાના દેશનો પંથ લીધો અને પદ્માવતી પોતાના આવાસમાં ચાલી ગઇ. છતાં ઉભયના અંતરો તો નજીક જ રહ્યા હતા. અરસ પરસના મિલનની બંનેને સરખી ચટપટી લાગી હતી. હવે પદ્મા ને દધિવાહનનો મેળાપ ભાવી સર્જે છે કે કેમ તે આગળ જોઇશું.

# પ્રકરણ ૫

## શું મારૂં તકદીર વાંચી શકો છો ?:—

"ભાવીભાવને મિથ્યા કરવાનો યત્ન કરવો, એ ધીને સુવાસિત બનાવવા અર્થે રાખોડીનો પાશ દેવા તુલ્ય છે. હોણહારને વૃથા કરવા જતાં મંખલપુત્રની શી દશા થઇ તે વિચારવાથી જ એ પ્રયત્ન કેટલો વધારે પડતો છે તેનો ખ્યાલ આવી શકે છે. કવિએ સત્યજ કહ્યું છે કે–ટાળ્યાં નહીં રે ટળે લખ્યા જે લલાટે જે લેખ."

અહા ! શી મનોહરતા ! જાણે લાવણ્યનો રાશિ ! પદ્મકમળ સમી મુખની પ્રફુલ્લતા નિરખી સહજ મનમાં થઇ આવે કે આની સરખામણીમાં સ્વર્ગની રંભા વા ઉર્વશીને મૂકીજ કેમ શકાય ? કયાં આ રૂપનો ભંડાર અને કયાં એ સામાન્ય પ્રકારના રૂપને ધરનારી દેવાંગનાઓ ! માની લઇએ કે શકિતની ગણત્રીમાં ભલે તે દેવીઓ આગળ આવે છતાં શરીરની સુંદરતામાં આ માનુષી તેમને કેટલાયે પગથીઆ ઉતારી મેલે તેમ છે. મારા પુણ્યોદય કે મને આ અલૌકિક લલનાના દર્શનનો સુઅવસર પ્રાપ્ત થયો.

આવા વિચારમાં લીન બનેલો એક દ્વિજ કે જેણે પોતાના મસ્તકપરની પાઘડીમાં ટીપણું ખોસ્યું છે, શરીરપર શ્વેત અંગરખો ધારણ કર્યો છે અને જેના વેઢાઓ ધન, મકર ને કુંભની ગણત્રી કરતાં વાંકા ચુંકા થઇ રહ્યા છે,

તે આમ તેમ આંટા મારી રહ્યો છે. સામે એક આલિશાન સફેદ આરસનું અને જેના સ્થંભોપર વિવિધ પ્રકારની વેલ-પાંદડા આદિની તેમજ જેની છતમાં અને ઘુમટમાં વિકસ્વર પાંદડીવાળાં સંખ્યાબંધ કમળોની કોરણી કરેલી હોવાથી દેખાવમાં અતિ મનોહર એવું દેવાલય આવી રહ્યું છે. એની ચોતરફ એક વિશાળ બગીચો આવી રહ્યો છે કે જેમાં વિવિધ જાતના ફળ-પુષ્પોના વૃક્ષો પોતાની સુવાસથી એ સ્થાનની શોભામાં ઓર વૃદ્ધિ અર્પી રહ્યા છે. બાગમાં વચગાળે બેસવા સારૂ આસનો ગોઠવેલા છે કે જે પર વિશ્રામ લેતાં પથિકો પોતાના ગમે તેવા દીર્ઘકાલિન પરિશ્રમને પણ અલ્પ સમયમાં વિસરી જાય છે અને કુદરતની ખૂબી સાથે માનવકૃતિના સહકારથી ઉદ્દ્‌ભવેલ આનંદમાં મગ્ન બની જાય છે. આવા એક આસન સમીપ આંટા મારતા પેલા દ્વિજ આવી પુગ્યા, ઘડીભર બેસવાનું મન થયું, પણ હૃદયમાં ચાલતા મંથને જોર કર્યું અને એ મહાશય મંદિરના મુખ્ય દ્વાર પર મીટ માંડી રહ્યા. કોઇના નિકળવાની રાહ જોઇ રહ્યા.

થોડીવારમાં જ એક અંગરક્ષક જેવો માણસ બહાર નિકળી પોતાની સામા પગલાં ભરતો આવતો જોયો. સમીપ આવતાં જ એણે પ્રશ્ન કર્યો કે કેમ મહારાજ! તમો કોઇ પરગામના અજાણ્યા પથિક જેવા જણાઓ છો, નહિં વારૂ? તે વિના આમ વિકળની માફક જોયા કરો ખરા કે?

હા ભાઇ, ત્હારી વાત સાચી છે. હું પરદેશી મુસાફર છું. આજે પ્રાતઃકાળે જ અહીં આવ્યો છું. જરા બગિચામાં આરામ લેવાનું મન થવાથી અહીં થોભ્યો ત્યાં તો આ મંદિરમાં રૂપના પુંજ સમી એક લલિત લલનાને મંદગતિએ ગમન કરતી જોઇ. હું તો સ્થિર જ થઇ ગયો. મારા મગજમાંથી હજુ એ આકૃતિ ખસતી નથી. તમો જાણતા હો તો કહેશો કે ભલા, એ માનુષી કોણ છે ? હું બ્રાહ્મણ જોષી હોઇને મેં એમની આકૃતિ ઉપરથી, મારી વિદ્યાના બળે જે અનુમાન બાંધ્યું છે તેની ખાત્રી કરવા સારૂ જ હું તને આ પ્રશ્ન કરી રહ્યો છું. મેં તેમની હંસ સમી ગતિ પરથી જ કોઇ પુણ્યશીલા મહાભાગા હોવાનું અનુમાન કરેલું છે, તો તારા તરફથી એમના વિષે કંઇ વધુ અજવાળું પડશે તો હું તને ચમત્કારભરી વાત સંભળાવીશ. અરે એમાં આપણો લાભ પણ સધાય તેવી આશા છે. તો ઝટ કહી નાખ કે તું કંઇ કહી શકે તેમ છે ?

લાભ થવાની આશાએ જેના અંતરમાં કંઇ નવીન રોશની પ્રગટાવી છે એવા પરિચારકે ભૂદેવને કહ્યું, મહાશય ! એમનો ઇતિહાસ લાંબો છે છતાં તમો મને પ્રથમ એ જવાબ આપો કે ' આપ જ્યોતિષ બરાબર જાણો છો ?'

હવે નિમિત્તકના પગમાં જોર આવ્યું એટલે ટટાર થતાં બોલ્યા—' તો શું હું જુઠું કહું છું ? ગાંડા, નકામી વાતોમાં વખત ગાળીયે તો ઘેર છોકરાં પણ ભૂખ્યાં મરે સમજ્યો ? માટે આડી તેડી જવા દઇ ઝટ ટુંકમાં મને સારૂંયે વૃતાન્ત કહી સંભળાવ, જો કે અનુમાનથી કેટલુંક તો જાણ્યું છે

છતાં તારી વાતથી અંકોડા મેળવતાં વિલંબ નહીં થાય એમ મારૂં માનવું હોવાથી હું એ માટે તને આટલો બધો આગ્રહ કરૂં છું.

લ્યો સાંભળો ત્યારે મહારાજ ! હજુ બાસાહેબાને પૂજનમાં બે ઘડી તો સ્હેજ થશે, ત્યાં હું આપને મારી બુદ્ધિ અનુસાર જે યાદ છે તે કહી સંભળાવું છું.—

આ ચંપાનગર વર્ષો જુનું છે; તેમજ તેની વિશાળતા પણ ઘણી હોવાથી તેના પૃષ્ઠચંપા અને ચંપા એવા બે ભાગ પડ્યા છે. ઘણા કાળથી કલિંગદેશનું એ પાટનગર ગણાય છે. બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્યસ્વામી આજ નગરમાં જન્મેલા અને નિર્વાણ પણ અહીં જ પામ્યા હતા. આ સામે જે વિશાળ પ્રાસાદ દેખાય છે તે ભૂપાલ દધિવાહનના વડવાએ બંધાવેલો છે.એમાં શ્રી વાસુપૂજ્ય સ્વામીની અતિ મનમોહક ને અલૌકિક શ્વેતવર્ણી મૂર્તિ વિરાજમાન છે. એકવાર દર્શન માત્રથી આત્મામાં કંઇ ઓર આહ્લાદ જન્મે છે. મનુષ્ય-જન્મ પાવન થાય છે. અહીં હમેશાં કેટલાયે શ્રદ્ધાળુઓનું ગમનાગમન ચાલુ જ હોય છે. નગરમાં એવા પણ દ્રઢપ્રતિજ્ઞ આત્માઓ વસે છે કે જેઓ આ અદ્ભુત મૂર્તિના દર્શન કર્યા વગર મુખમાં પાણી સરખું પણ લેતા નથી. ધન્ય છે આવા શ્રાદ્ધવરોને ! દ્વિજ મહાશય, મારી લાંબી કથનીથી કંટાળશો નહીં. એ તો વાત કહેવાની જરા મારી ટેવ જ એવી છે. વારસામાં મળેલી એટલે લંબાણ થઇ જાય;

પરિચારક એટલે સામાન્ય પ્રકારનો નોકર ન સમજી લેતા. કેટલીયે પેઢીઓથી આ રાજ્યની સેવામાં છીએ અને વંશ ઉતાર એ ચાલ્યું જ આવે છે. બાકી સંતાન તો ભાયાતના છીએ પણ વખાના માર્યા આવેલા અને ઘર કરી રહ્યા. અમારી ઇમાનદારીથી તો આજે હું સંરક્ષક ટુકડીનો સરદાર બન્યો છું. હવે તમો સમજી શકયા હશો કે મેં અગાઉ તમારી ઝડતી કેમ લીધી. તમને નિમિત્તક જાણીને આ સાહસ કરી રહ્યો છું. અરે ભુલ્યો, હું તો રામની રામાયણ માં ઉતરી મુળ વાત ભૂલી જ ગયો. હું એ કહેતો હતો કે આ રાણી સાહેબા પણ પેલા ટેકીલા ઉપાસકોના જેવા જ છે. અહર્નિશ પૂજનાર્થે આવે છે, એમાં આશ્ચર્ય જેવું કંઇ જ નથી. સંસ્કાર એનું કારણ છે. પ્રખ્યાત એવા હય હય વંશોત્પન્ન વિશાળાપતિ મહારાજ ચેટકરાજના એ પુત્રી થાય. એમનું નામ પદ્માવતી. ખરેખર છે પણ તેવા જ. રકતકમળ સમી સુશોભિત દેહકાંતિ, શશીસમ મોહક મુખડું અને એ બધાને ટપી જાય તેવી ઉદારવૃત્તિ અને અનુપમ ભકિત. મહારાજ દધિવાહન પોતે શ્રી પાર્શ્વનાથના જ ઉપાસક છે. તમો જાણુતા જ હશો કે શ્રી પાર્શ્વનાથ એ જૈન ધર્મના ત્રેવીશમા તીર્થંકર અર્થાત્ પ્રભુ છે. એમનો પ્રભાવ એટલો બધો જગજાહેર છે કે આજે તેમને થઇ ગયાને લગભગ અઢીસો ઉપરાંત વર્ષો વીતી ગયા છતાં તે ચમત્કારિક મનાય છે. ખાસ કરીને પ્રગટ પ્રભાવી તરીકે ઓળખાય છે. અન્યદર્શનીઓ જૈન ધર્મને એ નામે જ ઓળખે છે. શ્રી

વાસુપૂજ્ય બારમા તીર્થંકર છે, હવે છેલ્લા ચોવીશમા તરિકે એક તીર્થંકર થશે કે જેમનો જન્મ ક્ષત્રીકુંડ નગરમાં થયાના સમાચાર થોડા વખત પૂર્વે સાંભળવામાં આવેલા છે.

નાયકજી ! તમો જરા ટુંકાણુમાં પતાવો તો ઠીક પડે. વખત થોડો ને વેશ ઘણા. તીર્થંકર સંબંધી વર્ણન તો જગજાહેર છે. એમાં કહેવાપણું ન હોય. માટે પદ્માવતી રાણીના સંબંધમાં જ આગળ વધો તો ઠીક. વિપ્રે વાર્તાના વિસ્તારના નામે કદાચ રાણી સાહેબાનો પાછા પધારવાનો સમય થઇ જાય અને આવેલ અવસર ગુમાવવા જેવું થઇ પડે એ ભયથી સૂચન કર્યું.

તમારી વાત ખરી છે. હું શું કહેતો હતો ? હં, યાદ આવ્યું. મારૂં કહેવું એ હતું કે રાજા પોતે જૈન ધર્મી છે; છતાં રાણી સાહેબા જેટલા દ્રઢપ્રતિજ્ઞ નથી. એમનો મેળાપ તો અકસ્માતિક બન્યો. રાજ્યકાર્યને અંગે વિશાલીમાં ચેટકરાજના પ્રમુખપણા હેઠળ કેટલાક રાજાઓ એકત્ર થયેલાં, તેમાં દધિવાહન ભૂપ પણ ગયા હતા. ત્યાં પદ્માવતી અને એમની વચ્ચે સ્નેહગાંઠ બંધાઇ. અહીં આવ્યા બાદ નૃપતિનું દિલ રાજકાજમાં લાગ્યું જ નહીં; વારંવાર ચેટક તનયાના વિચારો જ આવ્યા કરે એટલે ચેટકરાજ પાસે પદ્માના કરની માગણી અર્થે સચિવને મોકલ્યો અને ખાનગીમાં સુચના પણ આપી દીધી કે જો હા પાડે તો, સાથે આ મારૂં ખાંડું ( ખડ્ગ ) રાખો કે

જેથી તુર્તજ લગ્ન કરી અત્રે પદ્માવતીને લાવી શકાય. પદ્માવતી સાથેની વાતચિત્ત પરથી રાજા સાહેબને બારઆની ખાત્રી તો હતી કે વિશાલાપતિ નકાર નહીં ભણે; પણ એમનો સ્વભાવ અકલ્પ્ય હોવાથી ચોક્કસ કંઇ કળી શકાય નહીં. પણ પદ્માવતી સહના વાર્તાલાપથી એમનું હૃદય એટલું તો વિરહાતુર થઇ ગયું હતું કે અહીં આવ્યા બાદ તેમને એમજ લાગ્યા કરતું કે ઉતાવળથી અહીં આવવામાં મેં ભૂલજ કરી છે. હજુ થોડો સમય વિશાલામાં રહી પ્રણયના મીઠડા મંત્રો સુણ્યા હોત તો ઠીક થાત. બીજી તરફ સચિવ મહાશય વિદાય થઇ ચુકયા હતા. તેઓ ભાગ્યશાળી કે તેમને સારૂં વિધિએ બધી સાનુકુળતા સરજી રાખી હોવાથી ઝાઝી મુશ્કેલી ન નડી. વિરહી વામા પદ્માએ સ્વ પિતાના કાને પોતે પસંદ કરેલ જીવનસાથી વિષેનો ઇરાદો સખીવૃંદ દ્વારા પહોંચાડી દીધો હતો અને પ્રત્યુત્તર પણ પ્રાપ્ત કરી લીધો હતો કે **यथा भवतां रोचते** અર્થાત ' રૂચે તેમ કરો ' વધુ સુચના કે સમ્મતિની એ પ્રખર ધર્મી અવનીપતિ પાસેથી આશા પણ ન હતી. લગ્નવિધિના મંત્રોચ્ચાર થઇ ચુકયા અને અલ્પકાળમાં રાણી સાહેબાના અત્રે પગલાં થયાં. એ દિવસનો આનંદ હજુ પણ વિસ્મરણ થઇ શકયો નથી. જોકે એ બનાવને આજે દશેક વર્ષોના વહાણાં વહી ગયાં છે. ભૂદેવ! વધુ તે શું વર્ણન કરૂં? પણ સત્ય વદું છું કે એ રાણી-બાનાં પગલાં કુંકુમવર્ણાં છે. એ પદ્મિની નારીના આગમન

પછી અમારા રાજ્યમાં દિન–પ્રતિદિન ચડતી કળાનો ભાનુ વૃદ્ધિંગત થતો જ રહ્યો છે. વેપારવણજમાં અને જનસુખાકારીમાં ચંપાપુરીની અસૂયા અન્ય નગરીઓ કરે તેમાં નવાઇ નથી. દધિવાહન ભૂપાળ પણ પદ્માવતી બા પ્રત્યે અડગ પ્રેમથી વર્તે છે. દંપતીનો સંસાર અનુપમ અને આદર્શ હોઇ બોધગ્રહણને યોગ્ય છે.

જો કે યુવાન વય છે એટલે કહેવું ઉચિત ન ગણાય; કેમકે કાળની વાત જ્ઞાની વિના કોણ જાણી શકે છે; છતાં ખામી વા ઉણપ ગણીએ તો માત્ર એ પ્રેમી યુગલને હજુ સુધી કંઇ અગત્યનો લાભ નથી થયો એટલીજ છે.

વાત પુરણ થતાંજ જોષી મહારાજે ધીરજનો દમ ખેંચ્યો. નાકની ટોચ આગળ આંગળી રાખી ત્રુટતા આંકડાની મીલાવટ કરી લીધી. મુખ પર પ્રફુલ્લતા પથરાઇ ગઇ.

નાયક ! તમારી અંતિમ પ્રાર્થના જરૂર ફળશે. એનો યોગ લખાઇ ચુકયો છે. જાવ બા સાહેબને ખબર આપો.

શું કહો છો ? રાણી સાહેબને ખોળે પુત્ર રમશે ? કયારે ? ત્યાં તો નાયક નાયક એવા સાદ સંભળાયા. તરતજ ઇશારાથી નિમિત્તકને ત્યાં થોભવાનું કહી નાયક મંદિરના દ્વારપ્રતિ દોડયો. રાણી સાહેબના કદમ પગથીઆ વટાવવા લાગ્યા. હંસની ચાલે ચાલતાં રાણીને નાયક કંઇ વાત કરી નિમિત્તક ઉભો હતો ત્યાં લાવ્યો, નિમિત્તકે હાથ જોડી પ્રણામ કર્યા.

કેમ દ્વિજવર, કયાંથી પધારો છો? તમોને શું સ્વપ્નશાસ્ત્રનું જ્ઞાન છે? જ્યોતિષ શાસ્ત્રનો શું તમોએ અભ્યાસ કર્યો છે?

જી હા, હું રાજગ્રહીથી આવું છું. ગુરૂ પસાયે ઉકત શાસ્ત્રોમાં મેં શકિત અનુસાર નિષ્ણાતપણું પ્રાપ્ત કર્યું છે.

નાયકે મને કહી તે વાત ખરી છે? કેવળ મારૂં કપાળ જોવાથી તમો શું મારૂં તકદીર વાંચી શકો છો? એથી વધુ તમો કંઇ કહી શકશો?

હા, સાહેબા. જ્ઞાની પુરૂષોના સિદ્ધાંતો પરથી ગણત્રી બાંધી, તેમજ શારીરિક લક્ષણો પારખી કોઇપણ વ્યકિતનું ભાગ્ય કહેવાની શકિત મેં પ્રાપ્ત કરી છે. એમ છતાં ભાવીભાવને સંપૂર્ણપણે જાણવા માટે તો જ્ઞાની પુરૂષોજ સમર્થ છે. આપના ગ્રહોનો યોગ એવો સુંદર મળ્યો છે કે એકાદ બે રોજમાં કોઇ ઉત્તમ જીવ આપની કુક્ષિમાં જરૂર ગર્ભપણે આવે. કપોલ પ્રદેશની તેજસ્વીતા એ વાતનું સાનિધ્ય કરે છે. એટલું જ નહીં પણ આપની ગતિ પરથી મારૂં અનુમાન વધારે દ્રઢ થાય છે.

નાયક! આ નિમિત્તકને હજાર સોનામહોર આપી તેના ખાનપાનનો બંદોબસ્ત કરી આપજો. તેમજ આજથી ચોથે દિવસે મધ્યાન્હ પછી તેમને મારા આવાસે તેડી લાવજો. તેનો મેળ મેળવવામાં તમે પણ કારણભૂત બન્યા છો તેથી તમને પણ સો દિનાર બક્ષીસ આપું છું.

આજ્ઞાની પૂર્ણાહૂતિ સાથે રાણી પદ્માવતી વિદ્યુત્ ગતિએ બગિચાના મુખ્યદ્વાર પર પહોંચી ગઇ અને મ્યાનામાં દાખલ થઇ તરત જ રાજમાર્ગે થઇ પોતાના આવાસ તરફ રવાના થઇ ગઇ.

ભૂદેવજીને તો આવતાં વેંતજ 'ઘીકેળાં' થયાં. તરત જ ઉભા થઇ ગણુગણુતા માર્ગ કાપવા લાગ્યા. મનમાં શુકનશાસ્ત્રને કોટિશ: ધન્યવાદ આપતા. કેમકે આજે તેમને નગરમાં પેસતાં જ સારા શુકનો થયેલા. સાથે એક નોકર માર્ગદર્શક હોવાથી ઉતારા સુધી આવતાં કંઇજ અગવડ ન નડી. ચોથા દિવસની રાહ જોતાં પ્રાત: વિધિમાં મશગુલ થયા.

જૈન ધર્મને લગતાં
દરેક જાતનાં સસ્તાં
અને
સારાં પુસ્તકો મળ-
વાનું સ્થળ :–
**જૈન સસ્તી વાંચનમાળા.**
પાલીતાણા.
(કાઠીયાવાડ)

# પ્રકરણ ૬

## રંગમાં ભંગ.

"દુન્યવી સુખોની સ્થિતિજ અલ્પાયુષી હોય છે. દુખની શ્રેણી નજર આવશે પણ સુખની તો સીડીઓ જ રહેવાની. જરાતરા આનંદની જમાવટ થઈ રહી હોય ત્યાં કંઇને કંઇ બનાવ અચાનક બનવાનો કે જેથી આખી પરિસ્થિતિ જ બદલાઇ જવાની. માટે જ એ સુખોને નીપુરૂષો દુઃખરૂપ કહે છે. તેથીજ એની ગણના ક્ષણિકમાં થાય છે."

**સ્વા**મીનાથ, ભલે આપને વિશ્વાસ ન બેસતો હોય; છતાં હું છાતી ઠોકીને કહું છું કે એ સામુદ્રિક શાસ્ત્રીની ગણત્રી અક્ષરશઃ સાચી છે. મેં તેને અહીં આજે બોલાવેલ છે. આપ પણ એ વેળા હાજર રહેશો તો ખાત્રી થશે.

પ્રિયા, ભલે ત્હારી વાત સાચી હોય પણ એ કહે તેટલું સર્વ સત્ય જ હોય એમ મારૂં મન કબુલતું નથી જ. કાગનું બેસવું અને તાડનું પડવું એ ન્યાયે એકાદી વાર્તા યથાર્થ નીવડે તેથી શું ? એ શાસ્ત્રોને તો હું ખરા જ માનું છું પણ એના ખરા જાણકારો મળવા આજે દુર્લભ થઇ પડ્યા છે. સંસારત્યકત મહાત્માઓ એ સંબંધીના જ્ઞાતા હોવા છતાં, સ્પૃહારહિતપણાને લઇ ભાગ્યે જ એ વિષે વાત પણ કરે છે. બાકી કેટલાક બ્રાહ્મણોનો તો એ આજીવિકા પ્રાપ્ત કરવાનો ધંધો થઇ પડયો છે. એટલે

થોડા ઘણા જ્ઞાનથી તેઓ ટહુ ચલાવે જ જાય છે. નારી-જાતિમાંથી એના ઘરાક પણ ઘણા મળી આવે છે. વળી એ વર્ગની શ્રદ્ધાને સ્થિર કરતાં ઝાઝી મુશ્કેલી ન નડતી હોવાથી પેટ પુરતું તો એ ભૂદેવોને વિના પરિશ્રમે મળી રહે છે. તત્વના કોવિદ પુરૂષો તો સહજ સમજી શકે છે કે પોતાના ભાગ્યાનુસાર સર્વ કંઇ બન્યા કરે છે. તેથીજ મારી હાજરીની મને કંઇ આવશ્યકતા જણાતી નથી. ત્હારા સરખી વિમલકુલોત્પન્ન લલનાએ પણ એવાઓની જાળમાં ફસાતાં પૂર્વે પૂર્ણ વિચાર કરવો ઘટે છે.

હૃદયવલ્લભ, ચેટકની પુત્રી અજ્ઞાનતાથી કિંવા ભોળ-પણ–વહેમોથી પ્રપંચ જાળમાં ફસાઇ જાય એમ રખે માનતા! સાથે એમ પણ ન ધારતા કે પુત્રમોહની આશાથી ભૂદેવની દોરા આખડીમાં આટલી હદે શ્રદ્ધા ધરાવે! '**अपुत्रस्य गतिर्नास्ति**' એ વાત ભલે વેદના અનુયાયીઓ માટે ધ્રુવના તારા સદૃશ નિશ્ચળ હોય પણ જૈનધર્મના ચુસ્ત ઉપાસક વિશાલાપતિની બાળાને તો ગલથુથીમાંથી જ આત્મા, કર્મ અને ભવિતવ્યતાના પાઠો શીખવાડવામાં આવેલા છે. તેને મન પુત્ર એ સંસારથી તારનારૂં નહિ પણ સંસારમાં ડુબાડનારૂં સાધન છે. છતાં ભોગાવળી કર્મના યોગે એનો સંપર્ક વ્યવહાર દ્રષ્ટિથી અતિરસ્કૃત હોઇ તેમાં તે જરૂર સ્નેહના બંધનો બાંધી શકે છે. એમ છતાં એના અભાવે નથી તો આર્તધ્યાનમાં આરૂઢ થતી કે નથી તો નીતિવિરૂદ્ધના માર્ગે જતી; પણ આ દ્વિજની

બાબતમાં મેં કસોટી કરી જોઇ છે. મારા સિવાય જે વસ્તુની પ્રતીતિ અન્યને થવાનું અસંભવિત છે તે વાત તેણે મને કરી દેખાડી એથી એ સિદ્ધ કરવું સહજ છે કે જરૂર તે સામુદ્રિક શાસ્ત્રમાં પારંગત છે. એવા જાણકારની કદર આપણા જેવાએ કરવી જ જોઇએ. નહિં તો પછી પરિશ્રમ વેઠી એ શાસ્ત્રોને જીવંત કોણ રાખશે ?

સુલક્ષણે ! ત્હારી વાક્પટુતાએ મારૂં મન મુગ્ધ બનાવી દીધું છે. દધિવાહન ને પદ્માનો મેળાપ એ પુરા ભાગ્યોદય જ ગણાય. જરૂર શોભી જાત પણ એક આવશ્યક કાર્ય તેમ નથી કરવા દેતું; છતાં મારી આંતરિક ઇચ્છા છે કે એવા ઉત્તમ જ્ઞાતાનો લાભ લઇ યથેચ્છ બદલો વાળવામાં જરા પણ ખામી ન રાખશો.

રાજેશ્રીને સિધાવ્યાને માંડ ઘટિકા થઇ હશે ત્યાં નાયક સહ નિમિત્તકનું આગમન થયું. રાણીએ વિનય પૂર્વક આસન ધરી બેસવા સુચન કર્યું અને પોતે પણ એક ગાદી પર બેઠક લીધી.

દ્વિજવર ! તમારી જ્ઞાનશક્તિ ધારદાર છે. તમો એ સંબંધી વિશેષ કંઇ કહી શકો તેમ હો તો પ્રથમ એ કહી નાંખો કે જેથી અન્ય પ્રશ્નો સંબંધી પશ્ચાત્ વિચાર થાય.

રાણીમાતા ! બચિંત એ સંબંધી વધુ કહી શકાય, પણ પ્રથમ આપે મને ગર્ભ રહ્યાનો ચોક્કસ સમય કહેવો જોઇએ કે જે ઉપર મારી ગણત્રીના મંડાણ હું માંડી શકું.

તરત જ રાણીએ દિવસ તથા સમયનો નિર્દેશ કર્યો.

નિમિત્તક થોડા કાળ લગી, ધ્યાનમગ્ન બની કંઈક ગણત્રીઓ મનમાંને મનમાં ગણતો હોય તેમ જણાવા લાગ્યું. રાણી, નાયક અને દાસિઓનો પરિવાર તેમજ સખીવૃંદ એકચિત્તથી એના મુખપ્રતિ મીટ માંડી રહ્યા.

દ્વિજ મહાશયના હોઠ ઉઘડયા. ધીમા પણ વિચાર પૂર્વક ગોઠવાયેલા શબ્દો બહાર પડવા માંડયા.

રાણી સાહેબા, આપને એક કુલદ્યોતક પુત્ર થશે સ્વબળ —પરાક્રમ વડે એ રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરશે. ગુણનિષ્પન્ન થઇ ખ્યાતિ પામશે. વિલાસપ્રિય છતાં વિલાસને લાત માર-વામાં ક્ષણ પણ વ્યતીત નહિં કરે. આત્મકલ્યાણ સાધી શિવશ્રીનો ભોકતા બનશે. આ તો થનાર સંતાન વિષે; પણ આપને એના જન્મકાળે આ સ્થાન છોડવું પડશે. આપ આટલી વાતથી સંતોષ ધરશો એથી આગળ હું નહીં કહું. એમ બોલતાં જ નિમિત્તકના ચહેરા પર ભાવિ સંકટના દર્શને શોકની કાલિમા છવાઈ રહી.

અકળાવ નહીં, થવાનું એ તો જરૂર થવાનું જ છે; છતાં જે જણાતું હોય તે સ્પષ્ટતાથી કહી દ્યો. રાણીએ પોતાનું વધુ ભાવિ જાણવા આગ્રહ કર્યો.

માફ કરો માતુશ્રી ! લૂણ ખાઇ, ભાવી સંતાપની વાત આ મુખમાંથી નહીં જ નિકળી શકે. બનવાકાળે ભલે

તે બને; છતાં આજથી એનું સુચન કરી ચિંતાના વમળમાં હું આપને નહીં ઉતારૂં.

ભાઇ! સીતાજી ને રામ વચ્ચે કિંવા રાજીમતી ને શ્રી નેમ વચ્ચે કુરંગે રંગમાં ભંગ પાડયો તેમ ત્હારા અબોલ વ્રતે મારી વિવિધ પ્રશ્નોદ્વારા જ્ઞાનગોષ્ટિ કરવાની અભિલાષા પર પૂળો મૂકયો. કાં તો પુરૂં જાણવું વા તદ્દન અજ્ઞાન રહેવું, એ ઠીક છે પણ આ અધકચરી દશા તો વિટંબના રૂપજ છે. માટે કહેવાનું હોય તે ખુશીથી કહી દે.

અન્નપૂર્ણા દેવી! એમાં તે કાલાવાલા હોય! છતાં મારી જીહ્વા જ્યાં ન ઉપડે ત્યાં શું કરૂં?

ભલે, જ્ઞાનીએ દીઠું હશે તે બનશે, એની મને જરાપણ ફિકર નથી; છતાં ત્હારા જાણપણુની પરીક્ષા અધુરી ન ગણાય એ ખાતર એ સર્વ વૃત્તાંત એક પત્રપર લખી તૈયાર કરો. અને તેનાપર રાજમુદ્રાની છાપ મારો. એ સમય વીતતાં સુધી અત્રે મંજુષામાં રાખીશું.

ઝટપટ જોષી મહારાજે પત્ર તૈયાર કર્યો, રાણીએ તુર્ત જ એ પત્ર પર મહોરછાપ મારી મંજુષામાં મુકાવી દીધો. પછી નાયક તરફ ચક્ષુ ફેરવી મહારાજને બીજી હજાર મહોરો આપવા ફરમાવ્યું.

નિમિત્તકના મનમાં ભાવિની વિરૂપતાથી એટલી હદ સુધી અસર થયેલી કે તેણે આ પારિતોષિક સ્વીકારવા

પ્રથમ તો ના ભણી; પણ નૃપવલ્લભાના અત્યંત આગ્રહથી ગ્રહણ કરવું પડ્યું. ત્યાંથી વિદાય લીધા બાદ તે પોતાના ઉતારે આવી જરાપણ વિલંબ સેવ્યા વગર અને કોઇને પણ જાણ કર્યા સિવાય એકાએક બહાર નિકળી પડયો જે પુનઃ ત્યાં દેખાયો જ નહીં.

બીજે દિવસે નાયકને તપાસ કરતાં માત્ર ત્યાંના રક્ષક પાસેથી એટલી ભાળ મળી કે તેમનું નામ વિષ્ણુશર્મા છે અને તે રાજગ્રહીના નાલંદા નામક શાખાપુરમાં વસે છે.

નાયકદ્વારા આ વાત રાણી સાહેબાના કર્ણપટ પર જતાં એ સંબંધી ઘટતી તપાસ કરાવી પણ કંઇ વળ્યું નહીં. દુ:ખનું ઓસડ દહાડા એ ઉક્તિ અનુસાર એ આખોય પ્રસંગ દિવસો જતાં સ્મૃતિપટમાંથી ભુંસાઇ ગયો. દંપતી જીવનના દૈવી સુખોમાં આ પ્રેમીયુગલનો કાળ સરિતાના વારિ માફક વહી જવા લાગ્યો. જોત જોતામાં રાણીના ગર્ભને છમાસ વ્યતીત થઇ ગયા; એટલે તેણીને એકવાર એવો દોહલો ઉદ્ભવ્યો કે ‘ હું હાથી પર બેસું અને ખુદ રાજન્ મ્હારા મસ્તકે છત્ર ધરે અને એવી સ્થિતિમાં વનમાં યથેચ્છ પ્રકારે વિચરૂં !’ ગર્ભના તેજસ્વી-પણાના પ્રભાવથી આવો દોહલો ઉપજ્યો; છતાં પતિવ્રતામાં ધુરિ સ્થાન ભોગવતી, કુલીન, નીતિધર્મપટ્વી અને પતિમાં અનહદ પ્રેમ ધરાવનારી પદ્માથી એ વાત કહી જાય કયા પ્રકારે ! એ સંબંધી મુખમાંથી હરફ પણ નિકળે

ખરો ? ચેટક તનયાનો આ મનોભાવ નજીકની સખીયો પણ ન કળી શકી ! અપૂર્ણ દોહદથી શરીરયષ્ટિ સૂકાવા લાગી. દધિવાહન ભૂપની નજર બહાર એ વાત ન રહી. એકદા અતિ આગ્રહપૂર્વક પૂછતાં એનો ભરમ ભાંગ્યો. સારૂંયે ખ્યાન સુણ્યું. ઓહો ! એટલું જ ને ! ભોળી ભામા ! આટલા કાળ પર્યંત કાં એ વાતનો ઉચ્ચાર ન કર્યો ? વૃથા સુકોમળ દેહને કાં ગાળી નાખ્યો ? એમાં શરમ શાની ? ગર્ભની ઉત્તમતાની એ નિશાની છે. પુણ્યબળની કમાઇને શું લેવા જવાનું હોય ! તરત જ હુકમો છુટયા અને સ્વારીના ડંકા ગગડયા.

રાણીને પોતાનો વેષ બરાબર જુકિતપૂર્વક પહેરાવી દીધો. એ પોશાકમાં એવી સરસ રીતે તે દીપવા લાગી કે ખુદ તહેનાતમાં રહેનાર દાસ–દાસીવર્ગ પણ પારખી ન શકયો કે આ રાણી છે, ત્યાં બહારના મનુષ્યો કેમ જાણી શકે ! હાથીપર આસન મંડાયા. પુરૂષવેષ ધારિણી રાણીએ બેઠક લીધી. તેની પછાડી બીજા આસન પર દધિવાહને બેઠક લઇ હસ્તમાં છત્ર ધારણ કર્યું. રક્ષક સૈન્યની કુચ અને વાજીંત્રોના કર્ણપ્રિય નાદો સાથે સ્વારી રાજમાર્ગે થઇ વનખંડ તરફ ચાલી. ચંપાનગરીના હજારો લોકો અચાનક નિકળેલી ભૂપાળની સ્વારી પ્રત્યે કુતુહળ ભરી દ્રષ્ટિ ફેંકતા અચંબામાં નિમગ્ન બની ગયા. ' રાજા પોતે છત્ર ધરે ત્યારે એ નવિન રાજા તે કોણ હશે ? ' એ ચંપાની

જનતાને મન કોયડો હતો. શંકના વમળમાં પ્રજા ગોથાં ખાતી રહી અને ભૂપાળ તો ઉદ્યાનમાં દાખલ થયા. વિનોદ વાર્તામાં આનંદ પમાડતા પદ્માવતીને મનગમતી ક્રીડા કરાવવા લાગ્યા. હસ્તી પણ ઉદ્યાન વટાવી વનમાર્ગે ગતિ કર્યે જ ગયો. ત્યાં એકાએક ભૂગર્ભમાંથી સુગંધનો વા છુટયો, આકાશતળ ગર્જી ઉઠયું. વિજળીઓ ચમકવા લાગી, અને સાથે જ વરસાદના ઝાપટાં શરૂ થયા. ચોતરફ પાણીમાં સૃષ્ટિ સુંદરી નૃત્ય કરવા લાગી. ગજ ઉન્મત્ત બન્યો, વન તરફ ચારે પગે દોડયો. રક્ષક ટુકડી દેખાતી અદ્રશ્ય થઇ. રાજાનો જીવ પડીકે બંધાયો. રાણીને નિમિત્તકનું વચન યાદ આવ્યું.

ઉભયને લાગ્યું કે હવે આ ગાંડા હાથીને ત્યાગી, વસ્તુસ્થિતિ પૂરી બગડી જાય તે અગાઉ રક્ષણનો ઉપાય કરવો ઘટે. હાથીને અંકુશમાં લેવાના મહાવતના પ્રયત્નો નિષ્ફળ નિવડયા અને ધસારાના આંચકામાં એ ગબડી નીચે પડી ગયો. દધિવાહને દૂર એક વડનું ઘટાદાર વિશાળ ઝાડ જોયું. નીચે સુધી લટકતી વડવાઇઓ ભાળી. એ જોતાં એક યુકિત હાથ લાગી.

વ્હાલી, જો પેલી વડવાઇઓ નીચે હાથી આવે કે તરત જ એને પકડી લઈ હાથીપીઠને આપણે ખાલી કરી દેવાની છે. તે વિના જીવનરક્ષા અસંભવિત છે. કેમ બનશે ને?

ક્ષત્રિયાણીને મન એ કંઇ અશકય વાત નહોતી; છતાં

ગર્ભિણી અવસ્થા હોઇ એમાં હામ ભીડવા નકારો વાસતી હતી. પણ અહીં તો વિચારને સ્થાન હતું જ કયાં ! ચપળ ગતિએ ફાળો ભરતો ગજરાજ એ વડ હેઠળ આવી પહોંચ્યો. નૃપે તો વડવાઇ પકડી, પણ રાણી તેમ ન કરી શકી. ખેલ ખલાસ. રાજા લટકી રહ્યો અને નિમિષ માત્રમાં સ્વપીઠપર એકાકી વિલાપ કરતી, પતિ વિયોગે ઝુરતી, એવી પદ્માવતીને એ તિર્યંચ આગળ લઇ જઇ દ્રષ્ટિ મર્યાદામાંથી અદ્રશ્ય થઇ ગયો.

ભૂપાળ વૃક્ષપરથી ઉતર્યો: ચોતરફ ગાઢ જંગલ જોયું. રાણી વિહુણો તે બેબાકળો બન્યો. રાણીનો વિયોગ તે સહન કરવા અશકિતમાન હતો; એવો તેને પ્રેમ બંધાયો હતો. પ્રસવાવસ્થાના નાકાપર વિચરી રહેલ રાણીને વાઘ-વરૂના ભય વચ્ચે એકલી છોડી જતાં એનું મન કેમ કબુલ કરે ? જ્યાં વિધિનો આડો આંક ત્યારે કરે પણ શું ? ઓછી તેની પાસે ઉડવાની શકિત હતી કે તે ઉડીને જાય. ઘડીકમાં ભાગ્યને તો ઘડીકમાં હાથીને કેટલાયે ઉપાલંભો દીધા. જાણે કે એ સાંભળીને જ ન હોય તેમ વૃક્ષો વાયુવડે હાલી એની મજાક ઉડાવવા લાગ્યા. અરણ્ય રૂદન તે કોદિ ફળતું હશે. આમ કેટલોક કાળ ' કિંકર્તવ્ય મૂઢ દશા ' માં વ્યતીત થઇ ગયો ત્યારે સંરક્ષક ટુકડી આવતી દેખાણી.

# પ્રકરણ ૭ મું.

## કર્મ કરે તે કોઇ ન કરે !

"કર્મના કાતીલ ઘાથી વિશ્વભરમાં કયો આત્મા નથી હણાયો ? બાર બાર મહિના લગી શ્રીનાભિસુતને આહાર ન મળવામાં, કે ચરમ તીર્થંકર શ્રીવર્ધમાનને કર્ણમાં ખીલા નંખાવવામાં કર્મ શિવાય બીજા કોનો હાથ હતો ? આવી નિશ્ચિત પરિસ્થિતિએ, કર્મોને અર્જન કરવાના પૂર્વ કાળમાં આત્માઓ ઉક્ત વાત વિસરી જઇ વૃથા ફુલાઇ, એને રેશમની ગંઠ સમા, દુઃખે છોડી શકાય તેવા બનાવી દે છે !!"

**અ**રરર! આ ઘોર જંગલમાં હું એકાકી આવી પડી ! હવે મારી શી ગતિ ! વાઘ વરૂની જ્યાં ત્રાડો થઇ રહી છે એવા બિહામણા સ્થાનમાંથી ભાગી જવું પણ કયે માર્ગે ? કોઇ માનવી નજરે ન ચડે, અરે ! પગરવ સરખો પણ જ્યાં ન દેખાય ત્યાં પૂછવું પણ કોને ? મને એવી તે શી બુદ્ધિ સુઝી કે જેથી હું ઉદ્યાન–વિહાર અર્થે નિકળી !

ક્યાં તે મારા મણિરત્ન જડીત ભૂમિકાવાળા–જ્યાં સદૈવ સુગંધીદાર ચીજોના પમરાટથી સુવાસ બ્હેકી રહેતી એવા–રમણીય આવાસો અને ક્યાં આ અરણ્ય વચ્ચે વિકરાળપણાનો ખ્યાલ આપતું વૃક્ષનું ઘીચ ઝુંડ !

સુંદર કારીગરીવાળા વેલ ઝાડ પાન આદિના આકારોથી જેનાં લાકડાંઓ કોતરણીનો સુંદર ખ્યાલ આપી

રહેલ છે એવા શીશમના પલંગો, તે ઉપર ઉજળી દુધ સમી ચાદરોથી વેષ્ટિત થયેલ મશરૂની સુંવાળી તળાઇઓ અને ક્યાં અહીંની કઠણ ભૂમિમાં ઉગેલી ખરછટ વનસ્પતિ રૂપ પાથરણું !

મેરૂ અને સરસવ, ધનિક અને રંક કિંવા અશ્વરત્ન અને ગર્દભી વચ્ચેની સરખામણી જો ઉચિત હોય તો જ આ સરખામણી શક્ય થઇ શકે. એ રાજ મહાલયના અને દંપતી જીવનની લીલાના પડો ઉકેલતાં મારી આંખોમાંથી અશ્રુનો પ્રવાહ વહે છે !

ધિક્ દૈવ ! આ તેં એકાએક શું કર્યું ? ભૂખ્યાને ઘેબર દેખાડી, અચાનક તેના હસ્તમાંથી થાળી ખુંચવી લઇ જેમ રઝળતો કરી દેવામાં આવે, તેમ મને રાજવૈભવ વચ્ચે ફુલ-પાનમાં ઉછરવા દઇ, ચંપાપતિના વિલાસોમાં યથેચ્છ પ્રકારે વિહરવા દઇ એકાએક આ દારૂણ લાત મારી જંગલમાં ભટકતી કરી મેલી ! અરે ! ભિક્ષુકથી પણ અધમ દશામાં ધકેલી દીધી ! ક્રૂર દૈવ ! ત્હને જરા પણ દયા ન આવી ! જો આ જ અંતિમ ધ્યેય હતું તો પછી લાડકોડમાં જન્મ જ શામાટે દીધો ? રાણી પદથી વિભુષિત જ શા માટે થવા દીધી ? જેને પ્રાસાદની એકાદી સીડી ઉતરતાં ખમા કરનાર દાસીવૃંદ હાજર રહેતો, અરે ! જેનો પડયો બોલ ઉચકવા સારૂ સંખ્યાબંધ સેવકો તૈયાર રહેતા, ખુદ નરપતિને મન એ ગૌરવનો વિષય

હતો, તેને આજે કોઇ હુંકારો ભણનાર પણ નથી. ભૂખથી દેહ કરમાયા છતાં અને તૃષાથી ગળે કાકડી બાઝયા છતાં નથી તો કોઇ પાણી દેનાર; ત્યાં અન્નની આશા પણ ક્યાંથી! ઓ ભગવાન! આ તે કેવું પરિવર્તન. ઘડીકમાં શું નું શું થયું! શું મૃત્યુ આ કરતાં વધુ ભયંકર છે? એની ભેટ કરવામાં આથી પણ ભારી કષ્ટ હશે?

સબુર! તરતજ અંતરનાદ થયો. તું કોણ? અને ત્હારો શું ધર્મ? તેનો જરા વિચાર કર. પછી જ તું મરણની સ્પૃહાને ધારણ કર. 'દુઃખ આવે મરણની વાંછા કીધી' એ વાક્ય અમલમાં મૂકવા સારૂ નથી પણ એમ કરતાં અટકવા સારૂ છે.

કર્મરાજના પ્રપંચમાં કોનાં નાવો ઉંધા નથી વળ્યા! અંતરની એ પ્રેરણાએ એ દુઃખી વૈદર્ભી સમી વિલપંતી અબળાનું નિશાન ફેરવી દીધું. કંઇક હિંમત આવતાં નજર સામે કર્મે જેને ધૂળ ચાટતા કર્યા છે એવા ચક્રીવાસુદેવ જેવા મહારથીઓના દ્રષ્ટાન્તો ખડા થયા. એ કર્મને બાંધનાર હું પોતે એમ ભાસ થતાંજ દૈવને ઉપાલંભ દેવાનો છોડી દઇ, આત્મનિરીક્ષણ શરૂ કર્યું. સારીયે ભૂતકાળની કરણીને સંભારી પશ્ચાત્તાપના વારિથી ઉત્પન્ન થયેલ દુઃખાગ્નિને બુઝવવા લાગી.

આ અબળા તે અન્ય કોઇ નહીં પણ ચેટક તનયા અને દધિવાહન ભૂપાળની ભાર્યા પદ્માવતી પોતે જ હતી. આપણે

તેને ઘેલા બનેલ હસ્તીની અંબાડી પર એકલી ઘસડાઈ જતી જોઇ ગયા છીએ. કેટલીયે ભૂમિ ઓલંઘી એ કરીરાજ એક ગાઢ જંગલમાં આવી પહોંચ્યો. તેનું શરીર વર્ષાના પાણીથી ભીંજાઈ ગયું હતું, ત્યાં તેની નજર અચાનક દૂરના એક સરોવર પ્રતિ ગઇ. તરત જ ત્યાં પહોંચી જઇ તે થંભી ગયો અને સુંઢવડે જળ પીવા લાગ્યો. પદ્માવતીને એકલી પડવાથી અતિશય ભીતિ લાગી હતી; છતાં દુધ તો ક્ષત્રીયાણીનું ધાવેલીને ! એટલે તુરત લાગ જોઇ હળવેથી નજીકના વૃક્ષનો આશરો લઇ ગજ પીઠપરથી ઉતરી પડી અને મંદગતિએ વૃક્ષવૃંદથી વિંટાયેલા, મંડપસમા ખ્યાલ આપતા સ્થાનમાં ભરાઇ ગઇ. પાણી પીધા બાદ ગજરાજ ત્યાંથી પસાર થઈ ગયો ત્યારે જ બિચારીમાં જીવ આવ્યો. એક સંકટમાંથી ઉગરી ત્યાં વિપત્તિનુ સ્મરણ થતાં જે ઉદ્‌ગારો બહાર પડવા માંડયા તે આપણે ઉપર જોઇ ગયા છીએ.

પદ્માવતીની આત્મનિરીક્ષણ વેળાની આખીએ આરાધના રાસકારના શબ્દોમાં પદ્યમાંજ આપી છે કેમકે તે અતિ મહત્વની છે.

" અરિહંતની સાખ, જે મેં જીવ વિરાધીયા.  
ચઉરાશી લાખ, તે મુજ મિચ્છામિ દુક્કડં.  
સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય;  
સાત લાખ તેઉ કાયના, સાતે વળી વાઉ. તે૦

દશ પ્રત્યેક વનસ્પતી, ચૌદ સાધારણ;
બિ-તિ ચઉરિંદ્રી જીવના, બે બે લાખ વિચાર. તે૦
દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાસ;
ચૌદ લાખ મનુષ્યના, એહ ચૌરાસી લાખ. તે૦
ઇહ ભવ પરભવ સેવીયા, જે પાપ અઢાર;
ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂં દુર્ગતિ દાતાર. તે૦
હિંસા કીધી જીવની; બોલ્યા મૃષાવાદ;
દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ. તે૦
પરિગ્રહ મેલ્યો કારમો; કીધો ક્રોધ વિશેષ;
માન માયા લોભ મેં કીધા, વળી રાગને દ્વેષ. તે૦
કલહ કરી જીવ દુહવ્યા, દીધા કુડા કલંક;
નિંદા કીધી પારકી; રતિ અરતિ નિઃશંક. તે૦
ચાડી ખાધી ચૌતરે, કીધા થાપણ મોસ,
કુગુરૂ, કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસ. તે૦
ખાટકીના ભવે મેં કીયા, જીવના વધ ઘાત;
ચીડીમાર ભવે ચરકલા, માર્યા દિન રાત. તે૦
માછીમાર ભવે માછલાં, ઝાલ્યા જળવાસ;
ધીવર ભીલ કુલિ ભવે, મૃગ માર્યા પાસ. તે૦
કાજી મુલ્લાંને ભવે, પઢ્યાં મંત્ર કઠોર;
જીવ અનેક જબહ કીયા, કીધાં પાપ અઘોર. તે૦
કોટવાળ ભવ જે કીયા, આકરા કર દંડ;
બંદીવાન મરાવીયા, કોરડા છડી દંડ. તે૦

પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ;
છેદન ભેદન વેદના, તાડના અતિ ક્રૂર. તે૦

કુંભારના ભવ જે કીયા, નીભા ઇંટ પચાયા.
તેલી ભવ તિલ પીલીયા, પાપે પિંડ ભરાયા. તે૦

હાલી ભવ હયે ખેડીયાં, ફાડયાં પૃથ્વી પેટ;
સૂડ નિદાન કીયા ઘણા, દીધી બળદ ચપેટ. તે૦

માળીને ભવ રોપીયા, નાના વિધ વૃક્ષ;
મૂળ પત્ર ફળ ફૂલના, લાગાં પાપ જ લક્ષ. તે૦

આધોવાઇ આગમી, ભરીયા અધિકા ભાર;
ઉંટ પીઠ કીડા પડયા, દયા ન રહી લગાર. તે૦

છીપાને ભવ છેતર્યા, કીધા રંગણ પાસ;
અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુરવાદ અભ્યાસ. તે૦

શૂરપણે રણ ઝૂઝતાં, માર્યા માનસ વૃંદ;
મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂળને કંદ. તે૦

ખાણ ખણાવી ધાતની, વળી પાણી ઉલેચ્યાં;
આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપ જ સંચ્યા. તે૦

અંગાલ કર્મ કીયા વલી, વનમેં દવ દીધા;
શંસ કીધી વીતરાગની, કૂડા કોસ જ પીધા. તે૦

બિલ્લીભવે ઉંદર લીધા, ગિલોઇ હત્યારી;
મૂઢ ગમાર તણે ભવે, મેં જુ-લીખ મારી. તે૦

વલી ભાડભુંજાને ભવે, એકેન્દ્રી જીવ;
જુવાર ચણા ગહું શેકીયા, પાડંતા રીવ. તે૦

ખંડણ પીસણ ગારના, આરંભ અનેક;
રાંધણ ઇંધન આગના, કીયા પાપ અટેક. તે૦

વિકથાચાર કીધી વલી, સેવ્યા પાંચ પ્રમાદ;
ઇષ્ટ વિયોગ પમાડીયા, રોદન વિખવાદ. તે૦

સાધુ અને શ્રાવક તણા, વૃત લેઇ ભાંગ્યા;
મૂળ અને ઉત્તરતણા, મુજ દુષણ લાગ્યા. તે૦

સાપ વિંછુ સીંહ ચીતરા, સિકરાને સમલી;
હિંસક જીવતણે ભવે, હિંસા કીધી સઘળી. તે૦

સૂવાવડી દૂષણ ઘણા, વળી ગર્ભ ગળાયા;
જીવાણી ઢોલ્યા ઘણા, શીલવ્રત ભંજાયા. તે૦

ભવ અનંત ભમતાં થકાં, કીયા કુટુંબ સંબંધ;
ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂ, તિણ શું પ્રતિબંધ. તે૦

ભવ અનંત ભમતાં થકાં, કીયા દેહ સંબંધ.
ત્રિવિધ ત્રિવિધ કરી વોસરૂં, તિણ શું પ્રતિબંધ. તે૦

ભવ અનંત ભમતા થકાં; કીયા પરિગ્રહ સંબંધ;
ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂં, તિણશું પ્રતિબંધ. તે૦

ઇણિપેરિ ઇણભવે પરભવે, કીધાં પાપ એકત્ર;
ત્રિવિધ ત્રિવિધ કરી વોસરૂં. કરૂં જન્મ પવિત્ર. તે૦

આમ આરાધનાની પૂર્ણાહૂતિ થઈ અને સામે ભગવાન મરીચિમાલિની પશ્ચિમ દિશામાં દૂર દૂર ડૂબતા દેખાયા. રાત્રિ વૃક્ષ પર ગાળવાનો નિશ્ચય કરી, ધીમે પગલે પદ્મા સરોવર સમીપ પહોંચી. માત્ર જળપાન કરી, ભોજનપાનની પીડાનું શમન કરવા યત્ન કરતી પાછી ફરી એક વિસ્તૃત ડાળવાળા વૃક્ષનો આશ્રય લઇ, માંડ માંડ એકાદ સામાન્ય રીતે ઉંચી ગણાય તેવી ટોચ પર પહોંચી.

આરાધના કરવાથી તેના હૃદયનો ભાર કઇંક હળવો થયો હતો. મનભૂમિકામાં થોડી શાંતી વ્યાપી હતી; વાત પણ ખરી છે કે ભયને ન જોયો હોય ત્યાં લગીજ તેની ભીતિ રહ્યા કરે છે, પણ જયાં પ્રત્યક્ષ તેનાં દર્શન થાય છે કે તરત જ વીરશ્રીધારીઓ અડગતાથી તેનો સામનો કરવા તત્પર થઇ જાય છે. પછી બીજું એ તો કાયર કિંવા કાપુરૂષનું કામ છે. પદ્માએ પણ હવે તો આવી પડતી દરેક ઉપાધિ દ્રઢતાથી સહન કરવાનો નિર્ધાર કર્યો હતો.

ઘટિકાની ગણના સાથે નિશાદેવીનું કૃષ્ણ ચીર વધારે પ્રમાણમાં વિસ્તરવા માંડયું. વ્યાપી રહેલ ભયંકરતામાં સવિશેષ વધારો થયો. દૂરથી સંભળાતાં વાઘ ચિત્તાના દારૂણ નાદોથી છાતી ધડકી ઉઠતાં વિલંબ ન લાગતો. બીજાં પણ કેટલાએ વિચિત્ર પ્રકારના ચીત્કારો અને ફુત્કારો ઉદ્ભવવા શરૂ થયા. મનોબલી ક્ષત્રીય બાળા પદ્મા માટે આની કંઇ પણ ગણના નહોતી. આજે તે ખરી રીતે

ક્ષાત્ર તેજવંતી બની હતી., આખી રાત્રિ જાગૃત અવસ્થામાં ગાળવાનો પ્રથમથીંજ તેણે ઇરાદો રાખ્યો હતો. એટલે કેવળ અરિહંતની સ્તુતિ કરી, સાગારી અનશન કરી, શ્રીઅરિહંત પરમાત્મા, શ્રીસિદ્ધ ભગવાન, સુસાધુ મહાત્મા અને કેવલી ભાષિત એવા જૈનધર્મરૂપ ચાર શરણનું ભાવપૂર્વક સ્મરણ કરવા લાગી.

"મારા પ્રમાદ વશપણાથી કદાચ આ દેહનો આ સમયે કિંવા આવી વેળાયે અંત થાય તો મારે ત્રિવિધ પ્રકારે એટલે મન, વચન અને કાયાવડે આહાર, ઉપાધિ અને દેહનો ત્યાગ હો. દેહ પરની વાંછાની ઉતારણા તે આનું નામ. પડદાને આ રીતે મોહના ચક્ષુ સામેથી દૂર ફગાવી દઇ, આત્માને નિર્મળ દશામાં સ્થિર કરી પ્રભુ સ્મરણ કિંવા ધર્મધ્યાન રમણમાં રાત્રિની અંધારી ઘડીયોને વિતાવવા લાગી. 'રામ રાખે તેને કોણ ચાખે' એ ન્યાયે આવા ભયંકર સ્થાનમાં આ અબળાએ પ્રાત:કાળના કિરણો અર્ધ મીંચાયેલ નેત્રોવડે દીઠાં. દેહની તંદ્રાને દૂર કરતી શનૈઃ શનૈઃ તે વૃક્ષપરથી નીચે ઉતરી આવી સરોવરના સ્વાદુ સલિલથી મુખ પ્રક્ષાલન કરી, આગળ ગતિ કરવા લાગી.

કુદરત પોતાનું કાર્ય કરી રહી હતી. મધ્યાન્હ કાળની ઘડીઓ ગણાતી હતી. રાજ વૈભવના અમાપ સુખોમાં જેને સ્વપ્ને પણ આવા દિનનો ખ્યાલ ન હતો અને જેને કોઇ દિ પણ ધરતી પર પગ મેલ્યો ન હતો, એ પદ્મા

ભૂખી-તરસી ગર્ભિણી અવસ્થામાં કેટલીએ ધરતી કાપી આગળ વધી રહી છે. મનમાં પૂર્વકૃત કર્મોને દોષ દઈ રહી છે. સાથે અમીરી ને ફકીરીએ ખલકના ખેલ ખોટા છે અથવા તો 'સર્વ દિન કોઇના ન સરખા' એ પંક્તિઓને વારે ઘડીયે યાદ કરતી માંડ આટલું બધું ચાલી આવી છે, પણ હવે તેનામાં આગળ વધવાની તાકાત નથી રહી. પરિશ્રમથી શરીર ઝેબ ઝેબ થઇ રહ્યું છે. એકાદ વૃક્ષની છાયામાં વિશ્રામ લેવાનો વિચાર કરી જ્યાં નજર નાંખે છે ત્યાં દૂરથી એ તરફ આવતા એક કષાય વસ્ત્રધારી તાપસને દીઠા. મન વિહ્વળ બન્યું. સમીપ આવતાં જ તાપસે પ્રથમ ધિરજ દઇ, આવી અવસ્થામાં આવી પડવાનું શા કારણથી બન્યું એ સંબંધી પ્રશ્ન કર્યો. પદ્માને તેની વાત ઉપરથી જ એના પ્રત્યે સારો વિશ્વાસ ઉપજ્યો હતો. એટલે વિના સંકોચે પોતે કોની દિકરી હતી ત્યાંથી માંડી, દધિવાહનથી કેવી રીતે છુટી પડી અને આવી દશામાં મૂકાણી એ સર્વ કહી સંભળાવ્યું. તાપસને પદ્માની કહાણી શ્રવણ કરી કર્મની વિચિત્રતા ઉપર અને સંસારની અસારતા ઉપર તિરસ્કાર છુટયો. તેણે કહ્યું: પુત્રી! તું જરા પણ ચિંતા ન કરીશ. ચેટકરાજ તો અમારા સ્હાયક છે; તેથી તેની પુત્રી તે મારી પુત્રી બરાબર છે. દુઃખથી ભરેલા સંસારમાં શું નથી બનતું? માટે એનો અફસોસ ન કરતાં મારી સાથે અમારા પેલા આશ્રમમાં ચાલ કે જ્યાં ત્હારૂં ક્ષુધા-તૃષાનું દુઃખ ભાંગવા કંઇક યત્ન પણ કરી

શકાય અને વ્હેને વેઠવી પડેલી વિટંબણામાંથી કંઇક દિલાસો પણ મળે.

પદ્માને આવી રીતે અણધાર્યો સધીયારો મળી ગયો. એનું નામ જ પૂર્વભવની પુન્યાઇ. આશ્રમના મધુરા ફળોના આસ્વાદનથી ક્ષુધાની પીડા સમી. સુગંધીદાર પુષ્પોની વાસે કલાન્ત મગજને ઠંડું પાડયું અને સરિતાના સ્વાદુ જળે તૃષાનું સંકટ નિવાર્યું. અલ્પકાળ માટે રાણી પડેલા સર્વ કષ્ટને વીસરી ગઇ.

પણ માગી લાવેલાં આભૂષણોની શોભા કેટલી ઘડી ટકે ? આ તો સંસારત્યકત વ્યકિત માટેનો વિસામો. ત્યાં વિશ્વને મોહકતાનો નિશો ચઢાવનાર નારીજાતિને કેટલો સમય રાખી શકાય ? વૈરાગ્ય રસના પાઠ પઢનારને રાગની મૂર્તિ નજર સામે ન જ પાલવી શકે. આરામ અર્થે રહેવા મન લલચાયું છતાં આશ્રમનું મહત્વ ધ્યાનમાં આવતાં જ નિકટવર્તી શહેર પ્રતિ ગમન કરવા પદ્મા ઉત્સુક બની. સાથે સન્યાસી વાટ બતાવતો આગળ ચાલ્યો. દૂરથી નજર પડતા અવાસો અને ગગન સાથે સ્પર્ધા કરતી અટારીયોને અંગુલી દ્વારા દેખાડતો તાપસ શહેરની ભાગોળ સમીપ આવતાં અટકી ગયો.

બ્હેન ! આ દત્તપુર નામનું પ્રસિદ્ધ નગર છે. એમાં દંતચક્ર નામા ભલો નરપતિ રાજ્ય કરે છે; તું કોઇપણ જાતની ધાસ્તી રાખ્યા વગર બેધડક આગળ ચાલી જા. હું અગાડી નથી આવી શકતો. આટલું કહી તાપસ પાછો ફર્યો.

પદ્મા આગળ તો વધી, છતાં આખરે તો અબળાને ! જેણે જરા માત્ર કષ્ટ વેઠેલું નહીં તેના પર આવી પડેલી કષ્ટ પરંપરાથી મુંઝાઇ, ધર્મશાળાની શોધ કરતી, આગળ ચાલી. અકસ્માત્ હૈયું ભરાઇ આવ્યું. રાજમહાલયનાં સુખો સાંભર્યાં. નિમિત્તકનું ભવિષ્ય નજરે સામે ખડું થયું. સંસારની માયાપર ત્રાસ વછુટયો. ત્યાં સાધ્વીજીનો યોગ થયો. ધર્મશાળામાં વિશ્રાન્તિ અર્થેનું આગમન આત્મબોધ અર્થે થયું. વૈરાગ્ય વાસિત ભિક્ષુણીએ દુઃખમુકિતનો ઉપાય માત્ર ત્યાગી જીવન દેખાડયો. સાહસિક રાણીએ ગર્ભ સંબંધી વિચાર કર્યા વગર અને ખુદ ગુરૂણી સમક્ષ કંઈપણ સ્ફોટ કર્યા વગર દીક્ષાનો સ્વીકાર કર્યો. તાત્કાલિક સંસારજન્ય તાપમાંથી છુટકારો મેળવ્યો. સતીત્વના રક્ષણને નિર્ભયતાની દિવાલો જડી દીધી. 'ચેટકરાજની સાતે સતી' એ ઉકિતને ખરી પાડી.

આધિ, વ્યાધિ ને ઉપાધિરૂપ ત્રિવિધ અગ્નિથી સદૈવ શેકાતા આત્માને માટે સંયમ વિના આશ્વાસનની અન્ય જગા પણ કયાં હોય ! જ્ઞાની પુરૂષોએ વૈરાગ્ય ઉપજવાના ત્રણ માર્ગો કહ્યા છે. જ્ઞાનગર્ભિત, મોહગર્ભિત કિંવા દુઃખ ગર્ભિત. અને યથાર્થ તે દ્વારા આત્મા દિવ્ય પંથની નજીક આવે છે. દુઃખગર્ભિત વૈરાગ્ય પણ આત્મકલ્યાણ સાધી શકે છે એ પદ્માના હવે પછીના જીવન ઉપરથી જોઇશું.

# પ્રકરણ ૮ મું.

## વિરહની વ્યથા.

"સંયોગ અને વિયોગ એ તો કુદરતના ઘરનું જોડલું. એની ગતિ દિનરાત્રી સમી અથવા તો અસ્તોદયના ચક્ર માફક નિયમિત રહી. એકનો અભાવ થતાં જ બીજાની ઉત્પત્તિ સંભવે. તેથી જ તત્વજ્ઞોને તેનો હર્ષ વા શોક નથી. છતાં સંસારિક હૃદયોને સંયોગના સુખની તારા સમી આછી રેખાઓ વા પળ વિપળો કરતાં વિયોગની છુરી માફક ઘાવ કરતી ઘટિકાઓ બહુ દુઃખ આપે છે એ નિસંશય વાત છે."

**અ**હા! હાથી ચાલ્યો ગયો. નયનના નૂર સમી પદ્મા પણ ગઈ. તો પછી આ દેહ શામાટે? હું શાને વૃક્ષને વળગી પડયો? સાથે હોત તો આ પળ તો ન આવત! ક્ષત્રીય વીરને મૃત્યુના ભય શા? કદાચ મરણાંત કષ્ટમાં પણ અમો દંપતી એક બીજાની મીઠી ગોદમાં કેવા આનંદ સહ મૃત્યુને ભેટત! એ સુખદ ઘટિકાના હવે તો સ્વપ્નાં જ રહ્યા! ધિક્કાર છે, દધિવાહન! કયાં ગયું ત્હારૂં શૂરાતન! શું એક ગજરાજને તું અંકુશમાં ન લાવી શકયો? તો પછી રણસંગ્રામના મેદાનમાં ગજશ્રેણી સ્હામે ત્હારૂં શું ગજું! આ કાયરતા! અરે ભિરૂતા! તું કયાંથી મારામાં પ્રવેશી! ક્રીડા કેલી નિમિત્તે ઉદ્યાન-વિહાર કયાં? અને એ વિહારને સ્થાને આ સંહાર સદૃશ કાર્ય કયાં? જરૂર–એ મત્ત દશાપન્ન હસ્તિ પદ્માનો અંત

આણુવાનો. ખરેખર એ પૂર્વજન્મનો શત્રુ હોવો જોઇએ. તે વિના કોઇવાર નહિં, ને આજે આમ આટલી હદે વિપરીત કેમ બની બેસે !

અરે ! પણ હું તે કેવો મૂર્ખ ! આ પ્રલાપોનું અત્રે શું પ્રયોજન ! પાણી વહી ગયા. પછી પાળ બાંધો કે ન બાંધો એ સરખુંજ ને ! ઘર અગ્નિમાં ભસ્મીભૂત થયા પછી પાણીના સમુદ્રો વહી આવે છતાં એનો શું ઉપયોગ ! એવું જ મારી પ્રાણવલ્લભા પદ્મા વિષે. આ ગાઢા જંગલમાં મારા શબ્દો અરણ્ય રૂદન સમાન છે. નથી તો કોઇ સાંભળનાર અને નથી તો કોઇ પત્તો આપનાર કે દિલાસો દેનાર ! આ પણ દશાનું ચક્ર ! કલિંગના સ્વામીની આજે કેવી દશા ! પ્રેમરસનાં પાન પિયૂષભર્યાં કે વિષભર્યાં એ કોયડો તો આવા પ્રસંગે જ ઉકેલાય !

'કમળગત ભ્રમર વિચારે કરીશું સવારે પ્રયાણ !' કેવું મજાનું આશ્વાસન; પણ ખેલ ખલાસ. હાથી આવી જ્યાં એ કમળને જ સ્વાહા કરી ગયો ત્યાં એમાં બીડાયલા અલિની શી કથા ! કેવીયે આકાશી દિવાલો ચણી હતી. પુત્રમુખદર્શનના લ્હાવાના આશા-પટ પર ઉભયે નૃત્ય કરેલું. વિનોદ વાટિકામાં તો ઘડી બે ઘડી નહિં પણ પ્રહરોના પ્રહર વિતાવેલા. દિવસની પૂર્ણાહૂતિ થતાં એ સુખદ પ્રસંગને નજીક આવતા કલ્પેલો, પણ પેલા ઉદાહરણમાં

જેમ હસ્તિએ 'વિવાહની વરસી' કરી નાંખી તેમ અહીં પણ એવું જ કર્યું ! જ્યાં પદ્માનો જ પત્તો નહિ ત્યાં તેના સંબંધના પ્રસંગો ક્યાંથી સંભવે ? 'मूलं नास्ति कुतः शाखा ?'

મહારાજ, ઘણો સમય વીતી ગયો છે. મહા મુશીબતે શોધતાં શોધતાં આ ગહન વનમાં આપનો પત્તો લાગ્યો છે; તો આ અશ્વપર બિરાજમાન થાઓ અને અનુજ્ઞા આપો તો નગર તરફ કૂચ કરીએ સંરક્ષક ટુકડીમાંના એક નાયકે વિવેક પૂર્વક કહ્યું:—

સુભટો ! તમો સર્વ સુખપૂર્વક નગર તરફ જાઓ. આણુથી પણ અતિ વહાલ્લ એવી સગર્ભા વામાના વિયોગ પછી હવે નગરીમાં પાછા ફરવાનો મારો લેશ પણ ઇરાદો નથી. પ્રધાનને મારા આ શબ્દો કહેજો કે જેથી એ અન્ય ઘટતો બંદોબસ્ત કરી લેશે. ખિન્ન હૃદયી દધિવાહને હતાશ બની જવાબ આપ્યો.

'મહારાજ, આમ અધિરા ન બનો. નાયકે આગળ આવી બોલવું શરૂ કર્યું. માતા કરતાં પણ વધુ વાત્સલ્ય દાખવનાર બા સાહેબા માટે અમને પણ ઘણું લાગી આવે છે; છતાં લખ્યા લેખ મિથ્યા નથી જ થતા, એમ પંડિત પુરૂષોનું કથન છે તો પછી હાયવોય કરવાથી શું લાભ ? આપત્તિ વેળા ગભરાઇ જઇ અકાર્ય કરવા તૈયાર થવું એ ભલે કાપુરૂષ માટે ઉચિત હોય પણ આપશ્રી જેવા પરાક્રમી ક્ષત્રિયાવતંસ ક્ષિતીશને એ જરાપણ શોભતું નથી.

કહ્યું છે કે सम्पत्ती च विपत्ती च महतामेकरुपता અર્થાત્ ચડતી–પડતીમાં મહાન્ પુરૂષોની દશા સરખીજ રહે છે. જુઓને ગ્રહણ, સૂર્ય કિંવા ચંદ્રના જ થાય છે ! કોઇવાર તારા નક્ષત્રોને શીરે એ ભય આવે છે ખરો ? એથી એ જ સૂચિત થાય છે કે સુખના સાગર વા દુઃખના ડુંગરની પ્રાપ્તિ મોટા પુરૂષોના નસીબે જ લખાયેલી હોય છે.

નાયક ! તમારી પ્રમાણિકતા હું જાણુ છું. મારી કે રાજ્યની જરા પણ અપભ્રાજના તમો સાંખી નથી શકતા એની મને ખાત્રી છે; છતાં આજ તમો મારા પ્રત્યેના પ્રેમથી આકર્ષાઇ કેવી નમાલી સલાહ આપી રહ્યા છો ! અબળાને નિરાધાર દશામાં હસ્તિસ્કંધ પર જવા દઇ, એનું રક્ષણ કરવા જેટલું સામર્થ્ય ન દાખવી શકનાર હું કયા મુખે ચંપાના દરવાજામાં પગ મેલું તે તો કહો ? મારૂં શ્યામ મ્હોડું બતાવી મારા પૂર્વજોની કીર્તિમાં હું કયા પ્રકારનો કલશ ચઢાવું ? મારા પ્રત્યેના પક્ષપાતથી કદાચ એમાં તમને શોભાનો ભાસ થતો હોય તો તે ભ્રાન્તિજનક છે. કેવળ એ મશીનો કૂર્ચક ફેરવેલા મૃત્તિકાના પાત્ર સમોજ દેખાવાનો ! તેથી હવે આગ્રહ ન કરતાં તમે ખુશીથી જાઓ.

સ્વામીન્ ! આપનું અન્ન ખાઇ આપની કીર્તિને કલંક પહોંચે તેવો માર્ગ ચીંધતા પહેલાં આ સેવક મૃત્યુના મ્હોમાં કોળીયો થવાનું વધુ પસંદ કરશે. એ વાતમાં જરા માત્ર શંકા ન ધરશો. આટલો આગ્રહ ધરવાનું પણ કારણ

છે. આપશ્રી પેલા જ્યોતિષીને કદાચ ભૂલી ગયા હશો પણ તેનાં વચનો હજી પણ મારા કર્ણરંધ્રમાં ગણુગણી રહ્યા છે. એ કંઇક લખીને રાણીબાના હાથે મંજુષામાં રાખી ગયો છે. તો પ્રથમ એનું લખાણ વાંચીને આપને જે યોગ્ય લાગે તે કરશો. મારૂં અંતર સાક્ષી પુરે છે કે જરૂર એમાં આ બનેલ કહાણી પરત્વે ઇશારો હશે જ. એ દ્વિજ પુરો જાણકાર હતો એમાં રતિભાર સંશય જેવું નથી. તેથી જ આપના સાહસ સામે મારે આટલો આગ્રહ કરવો પડે છે. બેઅદબી માફ કરશો. નાયકે સ્વહૃદય ઠાલવતાં એક નવિન વાત પ્રતિ ભુપાળનું ધ્યાન ખેંચ્યું.

આશા પ્રદીપ પુનઃ પ્રજ્વલિત થયો. દધિવાહને અશ્વ પર આરૂઢ થઇ નગરી પ્રતિ દ્રુતગતિએ પ્રયાણ કર્યું. અદ્યાપિ સુધી પૌરજન કે અધિકારી વર્ગ પદ્માના હરણ સંબંધી સમાચારથી અજાણ જ હતો અને સર્વના કાનપર એ દર્દભરી કહાણી પહોંચી ત્યારે તો ધરણીપતિ દધિવાહન રાણીના આવાસમાં દાસીવૃંદ દ્વારા નાયકસહ મંજુષાની શોધ ચલાવી રહ્યો હતો. મહા પ્રયત્ને એ ઉપલબ્ધ થઈ; અને મુદ્રાબંધથી મુક્ત કરતાં નાયકના કહેવા મુજબનો પત્ર પ્રાપ્ત થયો.

તરત જ રાજાએ તે પત્ર હસ્તમાં લઇ, વેત્રાસન પર બેસી, પ્રકાશથી ઝગઝગાટ કરી રહેલા દીપકની સ્હાયવડે મનમાં વાંચવો શરૂ કર્યો. સૌ આતુરનયને એ તરફ

મીંટ માંડી રહ્યા. અહા ! કેવું મૂકભાવ સૂચવતું દ્રશ્ય ! કેવી અનુપમ શાંતિ ! છતાં એ કબુલે જ છુટકો કે એ શાંતિના થર નીચે કેટલીયે મુંઝવણના પડો બાઝયા હતા. સૌના હૃદય એ વાતમાં સાક્ષીભૂત હતા.

પત્ર વંચાઇ રહ્યો. દધિવાહન ભૂપનું કપાળ સંપૂર્ણ-પણે તો પ્રફુલ્લિત ન થયું છતાં પૂર્વે વિસ્તરેલી શોકની છાયા–દુઃખની કાલિમા ફાલ્ગુન માસના વાદળાં માફક ક્યાંની ક્યાં વિખરાઇ ગઇ ! હાસ્યની આછી તસરો મુખા-વિંદ પર ઉઠવા લાગી.

નાયકના હાથમાં પત્ર મુકી, મોટે સ્વરે વાંચવાની આજ્ઞા થઈ. "......નિમિત્તકો પણ છદ્મસ્થ હોવાથી સંપૂર્ણ જ્ઞાની મહાત્માઓ જેવું સ્પષ્ટ કથન નજ કરી શકે એ ઉઘાડી વાત હોવાથી હું જે જણાવું છું તે માત્ર આગમ ગ્રંથોના તદ્‌વિષયીક અભ્યાસ ઉપરથી મારી મતિઅનુસાર જે કંઇ સમજાયું તે જ છે; બનતાં લગી એ અસત્ય નિવડયું નથી. તેથી આ પણ નહીં નિવડે એટલી ખાત્રી આપી આગળ વધું છું.

કર્મના કાનુન વિના કંઇ પણ બનતું નથી. રાણી સાહેબને ઉત્તમ સંતાનનો લાભ થશે. પણ એ વેળા તેઓ સ્વનગરથી દૂરવર્તી સ્થાનમાં, નિરાધાર સ્થિતિમાં ગુપ્તપણે એને જન્મ આપશે. એ અર્ભકનો તરત જ વિયોગ વહોરી લેશે; છતાં પુન્યશાળી ને પ્રતાપી એ આત્મા સ્વપુન્યબળે

જીંવત રહી, વયમાં વધી, સ્વપરાક્રમે નરાધિપ બનશે; અરે એથી પણ ઉત્કૃષ્ટ પદની સાધના કરશે. આવા પુત્રની જનેતા હોવામાં ઓછી મહત્તા નથી. એ નિમિત્ત દ્વારા રાણી સાહેબા આત્મકલ્યાણ સાધશે. રાજન્ વિરહથી ઝુરશે; છતાં પદ્માના અભાવે ધારણીનો મેળાપ એને સાંપડશે. એની કુક્ષિએ પણ અનુપમ સંતાન ઉદ્દભવશે. ધારણી વિયોગે પુનઃ પદ્માના દર્શનનો લાભ મળશે, એ વેળા આત્મકલ્યાણ પ્રતિ દ્રષ્ટિ પડશે....” લી૦ **નિમિત્તક વિષ્ણુશર્મનૂ.**

નાયકે પત્રને બંધ કરી, નૃપના કરકમળમાં સોંપ્યો. અલ્પકાળ સુધી પુનઃ એકવાર શાંતિ પથરાઇ રહી. તરત જ વેત્રાસન પરથી ઉઠી ભૂપાળ ત્યાંથી મંત્રણા ગૃહ તરફ વળ્યા અને નાયકને મંત્રીશ્વર બુદ્ધિધનને તેડી લાવવાની આજ્ઞા આપી.

અમાત્ય બુદ્ધિધનને સર્વવૃત્તાંતની ખબર મળી હતી, એટલે ઝટ તૈયાર થઈ તે મંત્રણાગૃહમાં આવી પહોંચ્યો. અને પ્રણામ કરી પોતાને માટે નિર્દિષ્ટ કરાયેલા સ્થાને બેઠો.

જુઓ પ્રધાનજી ! પદ્મા વિનાનો આ રાજ મહાલય મને સુનો લાગે છે. મારૂં દિલ તો અહીં પાછા ફરવાની ના પાડતું હતું પણ નાયકના દબાણથી હું અત્રે આવ્યો. અને મંજુષામાં રહેલો લેખ વાંચી મારામાં પદ્મા સહ મેળાપનો આશાદીપ સંતેજ થયો. તેથી તમો સત્વર તેની શોધમાં ચાલાક પુરૂષોને રવાના કરો કેમકે મારા મનમાંથી એની

સ્મૃતિ ક્ષણ ભર પણ વિસરી શકે તેમ નથી. વળી રાજ કાજમાં ડગલે ને પગલે રાણીની જરૂર રહી તો આપણા ખંડીયા રાજાઓમાં તેમજ પાડોશી રાજ્યોમાં તપાસ કરાવો કે કોઇને ત્યાં ધારિણી નામે બાળા છે; એટલું યાદ રાખજો કે આ તપાસ ઘણી ખાનગી રીતે કરવાની છે. માટે એ કામપર દક્ષ પુરૂષોને જ નિમજો. વિશેષમાં મારૂં મન રાજ્યકાર્યમાં પરોવાઇ રહે અને એ દ્વારા સ્મૃતિ રૂપી ચિંતામાંથી હું મુકત થઇ શકું તે માટે આવતી કાલથી દરેક ખાતામાં નિયમસર કાર્યવાહી થયા કરે એની સખત તાકીદ કરશો. કેમકે પ્રાતઃકાળનો સમય લગભગ શ્રી વાસુપૂજ્ય સ્વામીના અર્ચન સ્તવનમાં વ્યતીત કરી, ભોજન સમય સિવાયનો બધો સમય એની તપાસમાં જ ગાળીશ. વળી ચરપુરૂષોને પોતાના કાર્યમાં સાવધાન રહી તાકીદે શ્રીમાકા પર બનતાં દરેક સમાચારો પહોંચાડવાનું ફરમાવી દેજો. કદાચ તેમને મારા આ કથનમાં વિચક્ષણતા લાગશે પણ મારૂં માનવું છે કે દરેક વ્યકિતએ નકામા બેસી ન રહેવું. નકામા બેસી રહેવાથી મારું ધ્યાન વધેછે. હજુ મારા અંતરમાં આશાઓ ઘર કરી રહેલ હોવાથી મેં મારા સમયની વહેંચણી ઉક્ત રીતે ધર્મ, અર્થ અને કામની સાધનામાં કરી છે. રાત્રિવિશેષ વીતી છે એટલે તમો સિધાવો અને હું પણ નિદ્રાની ઉપાસના કરૂં કે જેથી ચિંતાભાર હળવો થાય.

—※—

# પ્રકરણ ૯ મું

## માતાનું હૃદય.

"ખરેખર જગતને ખુંદી વળો તો પણ માતાના હૃદયનો પ્રેમ અજોડ જ રહેવાનો. ગર્ભની મરણાંત પીડા સહે, જાતે સારા પકવાન્નો ત્યજી બાળકને પીડા ન પહોંચે તે સારૂ પથ્ય પાળે, અરે કડવા ઓસડીયાં ગટગટાવી જાય, એની સંભાળ સારૂ ન ગણે મિષ્ટાન્નને કે ન ગણે મૂત્રને ! કાયાની પરવા રાખ્યા વગર ક્રોડ પ્રકારે જતન કરે. સ્નેહનું કપરૂં સ્વરૂપ જાણ્યા છતાં એજ સ્નેહને ભેટે. ઓ માતા ! ત્હારી સુજાતપુત્રો સ્તવના ન કરે તો પછી તેમને માટે કયું સ્થાન હોય ! અરે ! આવી પુણ્યશીલા માતાઓ એ સંતાનોને માટે તીર્થરૂપ હોય તેમાં આશ્ચર્ય પણ શું ? પ્રભુ શ્રી મહાવીર દેવને તેથી જ ત્રીશલા રાણી જેવા માતુશ્રીના સ્નેહની કિંમત પ્રતિજ્ઞા લઇ આંકવી પડી. જ્ઞાની પુરૂષો સ્નેહને બેડીની ઉપમા આપે છે એ ખરૂં છે. માતૃ-સ્નેહ એ સુવર્ણની બેડી તુલ્ય છે. તેથીજ સુવર્ણની બેડીના બંધનો મોહ કરતાં આકરા મનાયા છે. એને તોડવાને સારૂ હથોડા–છીણી ન જોઇએ પણ જ્ઞાનભરી ભકિતરૂપ ઓજારની આવશ્યકતા છે. ત્યારેજ સ્નેહની રેશમસમી ગાંઠ તુટે છે."

'પદ્મશ્રી, તમારા આચરણમાં આવું પરિવર્તન શા કારણે થઇ ગયું તેની મને હજી સુધી સમજણ પડતી નથી.' ગુરૂણી કે જેમનું નામ કનકશ્રી હતું, તેમણે સ્વશિષ્યા પદ્મશ્રી અર્થાત્ આપણી આખ્યાયિકા રાણી

પદ્માવતીને મધ્યાન્હ કાળ પછી ઉપાશ્રયના ઓરડામાં ઉભય એકલા પડયા ત્યારે પ્રશ્ન કરતાં પૂછયું.

પદ્મશ્રી અધોમુખે સાંભળીજ રહી. એટલે ગુરૂણીશ્રીની વાણી આગળ વધી. જોને બ્હેન ! પ્રારંભમાં તું નવી શિષ્યા છતાં કેવી ઉમંગથી, કેટલી જિજ્ઞાસાપૂર્વક અને જરા પણ પ્રમાદ સેવ્યા વગર આપણા ચારિત્રધર્મનું પાલન કેવી સુંદર રીતે કરતી હતી ! એતો ત્હેં ત્હારી સગર્ભા સ્થિતિ અમારી પાસે છુપાવી તેથી જ પાછળથી તારે લજ્જાસ્પદ થવું પડયું. પરંતુ પહેલેથી તેં સત્ય હકીકત કહી હોત તો અત્રે આવતી ઉપાસિકાઓ દ્વારા વિના સંકટે એનો ઉપાય કરી શકાત. ખેર ! બનનાર બની ગઈ. અંતે પણ એવી શ્રદ્ધાળુ શ્રાવિકા જયંતીની સ્હાયથી જ જરા પણ શાસનની અવહેલનાનો પ્રસંગ ઉપસ્થિત થયા સિવાય કાર્ય પાર પડી ગયું. એ તો તારા કમભાગ્યે મૃત બાળક જન્મ્યું પણ કદાચ જીવતું હોત તોપણ તેના સંરક્ષણનો પ્રતિબંધ કરી દેત. એમાં જરા પણ મુંઝાવા જેવું હતું જ નહીં. કયાં તું કોઇ ઉન્માર્ગગામિની કિંવા દુરાચારિણી કામિની છે કે જેથી ગર્હાનું પાત્ર બને ! અલબત, શ્રી પાર્શ્વનાથ પ્રભુના સાધ્વી ગણમાં વસનાર સાધ્વી તરિકે એ નજ શોભે ! સંસારને જેણે અસાર માની છોડી દીધેલ છે તે વ્યકિત ચાહે તો નર હો અગર નારી હો તે પાછી એવી જંજાળમાં નજ લેપાય. ચારિત્ર સ્વીકારતા પૂર્વે જ એ સંબંધી વિચાર થવો

જવો જોઇએ. જ્ઞાની પુરૂષોએ ઉત્કૃષ્ટ એવી સંયમધુરાનો સગર્ભિણી અવસ્થામાં વર્તતી અબળાને સારૂ નિષેધ કરેલો છે તે સહેતુ છે. આ વિસ્તૃત વિવેચન કરવામાં મારો ઉદ્દેશ એકજ છે કે ચારિત્ર માર્ગમાં વિચરતા એવા આપણા સાધ્વીગણને તારૂં કાર્ય જરૂર લાંછન લગાડત. છતાં એ 'શૂળીનું વિઘ્ન સોયે ગયું,' તું એમાંથી વિના વિઘ્ને પરવારી ચુકી છતાં તારા મુખપર પૂર્વની લાલી ને ત્યાગ દશાની પ્રફુલ્લતા કેમ નથી દેખાતી ? નથી પહેલાનું ઉજમાળપણું દ્રષ્ટિગોચર થતું કે નથી એ સમયની અપ્રમાદ દશાભરી જીવનચર્યા નયનપથમાં આવતી. આમ ક્યાં સુધી ચિંતામાં રહીશ ?

એક સમયની યૌવન બહારમાં ઉલ્લાસભરી રમતો રમતી ચેટક તનયા, બીજા સમયની સારી ચંપાનગરીની સ્વરૂપ રાશિ બળે કિંવા નૈસર્ગિક સૌન્દર્ય પાનથી વા ગજગામિની ગતિવડે અથવા તો ધર્મશીળ ભામિની તરિકેના પવિત્ર જીવન દ્વારા મોહ ઉપજાવતી રાણી પદ્માવતી અને હાલના સમયે કે જે વેળા ગાત્રો પર એક શ્વેત, દૂધથી પણ ઉજવળ અને કોઇપણ પ્રકારની કારીગરી વગરનું સાદું ઓઢણું દીપી રહ્યું છે એવા નિર્મળ ભાવને ધરતી અને ધર્મ જીવનના ઉત્કૃષ્ટ પદપર સંચરી રહેલી સાધ્વી પદ્મશ્રી શું જવાબ આપે ! ગુરૂણીશ્રીના શબ્દે શબ્દે એના અંતરમાં તુમુલ દુઃખ ઉપજતું હતું. જવાબ દેવા જેટલી હામ

ક્ષત્રિય ખમીર છતાં ન હોતી થતી. કારણ ? હૃદય પોતાને ગુન્હેગાર માનતું હતું. ગુન્હેગારને લલાટે-સત્ય સમજાયા પછી ઉત્તર આપવાનું ન હોય ! કેવળ પ્રાયશ્ચિત કે શિક્ષાની માંગણી જ સંભવે ! છતાં નારી હૃદય એટલે એ માંગણી કરતાં કરતાં રડી પડયું. આંખોમાંથી અશ્રુનો પ્રવાહ છુટયો.

પદ્મા ! તું આ શું કરી રહી છે ? અનગારત્વમાં રૂદન ન શોભે. જરાપણ ગભરાયા સિવાય તારી મુંઝવણ ઉઘાડા દિલે કહી સંભળાવ. એક કાળે મને પણ તારી માફક ધર્મ સંકટમાં આવવું પડેલું. પુરૂં જાણ્યા વિના પ્રતિકાર કયાંથી શોધાય ! ગુરૂણીએ આશ્વાસન આપતાં કહ્યું.

મહારાજ ! તમારા ધૈર્યભર્યા શબ્દોથી મારી અંતર્ગત કથા કહુ છું. એક જૈન ધર્મની ઉપાસિકા તરિકે એ કહાણી એક સાધ્વી કરતાં સ્નેહભીના હૃદયી માતાની છે, એમ માનવું એજ ઉચિત છે. ત્યાગ જીવનમાં જયાં સંસારના સંબંધોને સ્થાન જ નથી, ત્યાં પછી તે પ્રત્યેના સ્નેહના ઉભરાને અન્ય શી કક્ષામાં મૂકાય ! હું આવી ત્યારે જ ગર્ભિણી હતી; છતાં એ વાત છુપાવી મેં તમારી પાસે પ્રવ્રજ્યા સ્વીકારી. એ મૃષાવાદ સેવનમાં મારો હેતુ એક જ હતો કે જો હું દિક્ષિત ન થઇતો આ પરદેશમાં મારા જેવી અબળાને શીયળ સરંક્ષણ ને યોગ્ય પ્રસવના જરૂર વખા પડવાના. આ મારા વૈરાગ્યની ક્ષુદ્રતાનું ચણતર. મારી બાહ્ય કરણીથી તમોને તેમજ તમારા શ્રાદ્ધગણને ચકિત

કરેલા; છતાં અંતરના ઉંડાણુમાં તો એક જ રટના રમતી હતી કે કોઈપણુ રીતે ચંપાના ભાવિ નૃપતિનું સારી રીતે પાલન કરવું. મનુષ્ય છુપાવા હજાર યત્નો કરે છે, પણુ કુદરત એ બધાનો ઘટાસ્ફોટ પલકારામાં કરી નાંખે છે એ વાતનો તમો સહુ મને સાંક્ષાત્કાર થઇ ચુકયો–દેહુસ્થિતિથીજ જેને હું ગુપ્ત રાખવા ઈચ્છતી હતી તે વાત તમોએ જાણી. હું શરમાઇ ભોંઠી પડી, છતાં અંતે તો એક ચિંતામાંથી મુકત થવાનો સુયોગ સાંપડવાથી હર્ષિત બની. તમોશ્રી દ્વારા આદેશ પામેલી જયંતી બ્હેને મારી વાતને એટલી હદે ગુપ્તપણાનો સ્વાંગ પહેરાવી દીધો કે તે પોતે પણુ ખરી વસ્તુસ્થિતિથી અનભિજ્ઞ રહી. તેણીની વિશ્વાસુ ધાત્રી અને હુંજ સત્ય ઘટના જાણીએ છીએ. મનના મેલથી મેં સાધ્વી જીવનમાં અરે ! પંચમહાવ્રત રૂપ મહાપ્રતિજ્ઞા લીધા છતાં ગર્ભ મરેલાનું કહી સર્વને છેતર્યાં છે એ પશ્ચાતાપથી અત્યારે મારૂં હૃદય બળી રહ્યું છે. આપ સરખા સરલ ગુરૂણીશ્રી સાથે હું કેમ કપટકળાથી વર્તિ એજ એક અણુઉકેલ કૂટ પ્રશ્ન છે. એના ઉંડાણુમાં માત્ર એકપક્ષિય સ્નેહના અંધકારભર્યાં થરો સિવાય કંઇજ નથી. મહારાજ ! મને જે પુત્ર અવતર્યો તે હાલ હૈયાત છે. આપના સમુદાયમાં અબાધાવડે વસવા સારૂ પૂર્વે છુપાવી રાખેલી મુદ્રિકા પહેરાવી, એ અલ્પવયસ્ક બાળકને સુવસ્ત્રમાં વીંટાળી સ્મશાનભૂમિના એક એકાંત પ્રદેશમાં મૂકી દીધો. એની કાંતિ જોતાંજ મારામાં પ્રેમરસનો પાવક ભભુકી ઉઠયો હતો.

વ્યવહાર ફરજ પાડી રહી પોકારતો હતો કે પદ્મા ! એનો ત્યાગ કર, ત્હારાથી પળવાર એનું પાલન હવે ન કરાય, તું સંસારી નથી; છતાં અંતરમાં એની લેશપણ અસર નહોતી. આવા સ્વરૂપ સુંદર બાળકને કેમ તજ્યો જાય! મારા પ્રિયતમની આવી અનુપમ યાદીને હું રઝળતી કેમ મુકી શકું!" અરે! નવ નવ માસ જેના સારૂ કષ્ટોની ચક્કીપર પીસાઈ તેનો આટલો સુલભ ત્યાગ નજ સંભવે! ઉભય વિચારોનું તુમુલ યુદ્ધ થયું. વિજયશ્રી દંભને વરી. દુનિઆને દેખાડવા એ ઉગતા પુષ્પને તજી આવી; છતાં એક ચીંથરે હાલ માનવીને હર્ષપૂર્વક ઉપાડી જતો જોયા બાદજ. એ કર્મજનિત સ્નેહને હૃદય ન તજી શકયું. બીજીજ સવારે એ લઇ જનાર વ્યકિતની ભાળ મેળવી તો માલમ પડયું કે એ ભૂમિની સમીપમાં જ વસતો એક ચંડાળ એને લઇ ગયો છે અને પોતાને અદ્યાપિ સુધી પુત્ર નથી થયો એ દુઃખથી જેના ગાત્ર સુકાઇ ગયા છે એવી સ્વભાર્યાને આનંદથી આપ્યો છે. એની પ્રાપ્તીથી ઉભય દંપતીને સ્વગૃહે પુત્રજન્મથી પણ અધિક આનંદ થયો છે. શું પુણ્યની અકળ કળા છે! મારૂં હૃદય ઝાલ્યું ન રહ્યું. હું જુદા જુદા મિષે જઇ એ ચંડાળણીને ઘેર બેસતી, મારા એ બાળકને અપત્યપ્રેમથી વહોરી લાવેલા આહારમાંથી પ્રેમપૂર્વક ખવરાવતી. ટુંકમાં કહું તો બાગવતી દીક્ષાના સ્વાંગ સજી મારા એ દારકને-એ 'અવકર્ણિક' ને માતાના વાત્સલ્ય ભાવથી રીઝવતી, મારા મનને પ્રમોદ પમાડતી

હતી. હું ખરું જ કહું છું કે આટલા સમય સુધીમાં મારું મુખ ભલેને અહીંના સ્તોત્રો પઢી જતું હોય અને હાથ પગ રોજની માફક ક્રિયાના કાંટા સમતોલ રાખતા હોય; પણ હૃદય ત્યાંજ—એ ચંડાળ ઝુંપડીમાં જ—હતું. તક સાધી ત્યાં હું બે ત્રણ ચક્કર લગાવી આવતી. આપ વિલંબના કારણો પૂછતા ત્યારે આપને કેવા જુઠા ઉત્તરો આપતી તેનો જ્યારે અત્યારે વિચાર કરું છું ત્યારે મારું અંતર ચીરાઇ જાય છે, મને એમ થઇ જાય છે કે શા સારૂ આવા પાપને સેવન કરતી હજી હું જીવી રહી છું ? ધર્મના ઝબ્બા નીચે આવાં આચરણો ! પ્રતિજ્ઞાઓની હું પાલક કે ઠેકડી કરનાર ! પણ તે કાળે સ્નેહનાં નિબિડ અંધકાર તળે આ વિચાર જ નહોતા થતા. મારે મન અવકર્ણિકનું દર્શન એ સુવર્ણના સવિતા તુલ્ય હતું. એના કાલા કાલા શબ્દો એ તો જાણે સુવાસમય ગુલાબના પુષ્પો ખર્યા માનતી અને એની સાથે વ્યતીત કરાતા કાળને જીંદગીની ઉત્તમ પળોમાં સ્થાન આપતી. અહા ! સ્નેહ—પુત્રસ્નેહ શું કરે છે ? આખરે એ હતું ન હતું થયું. આજે પ્રાતઃકાળે જઇ જોતાં ન મળે એ ચંડાળ કે ન મળે મારો એ પુત્ર ! ખાલી ખોખા સમા એ ઝુંપડા જોઈ મારું હૃદય શંકાના વમળોમાં અટવાયું. કેટલુંયે દુઃખ અનુભવ્યું. કંઇક મારા સુભાગ્યે નજીકના પાડોશીએ કહેવાથી જાણ્યું કે એ આખું કુટુંબ અહીંના દ્વિજ સમુદાય સહ કલહમાં પડવાથી નગર છોડી ચાલ્યું ગયું છે. આ રીતે આખીએ સ્નેહસુખની

ઇમારત પાયામાંથી જ કકડભુસ થઇ ગઇ. હવે મેળાપ તે ક્યાંથી થાય ? મારા આવા પ્રેમને એકાદા સંદેશાની પણ ભેટ ન મળી ! ત્યારેજ જ્ઞાન ચક્ષુ કંઇક ઉઘડયાં. સાંસારિક પ્રીતિઓમાં રહેલા વિષની ખબર પડી. અંતર અવલોકન પર વિચાર શ્રેણી વળી. કેવું અકરણીય આચરણ આચરી રહી હતી તેનો પૂર્ણ ખ્યાલ આવ્યો. આપની સમક્ષ હૃદય ખોલી પ્રાયશ્ચિત લેવાના અડગ નિશ્ચયથી પાછી ફરી; છતાં શરમથી હરફ ન ઉચરી શકી; ત્યાં આપશ્રીના ધૈર્યભર્યા આશ્વાસને મારો માર્ગ મોકળો કર્યો. બનેલ સત્ય ઘટના આપ સન્મુખ રજુ કરી. જો કે હું હળવી થઇ છું છતાં આપ યોગ્ય પ્રાયશ્ચિત આપશો એવી મારી સપ્રેમ યાચના છે.

શિષ્યા, આવીજ નિર્દંભિકતા સદાયે ધારજે; અને લાગેલ દોષોની કબુલાત આટલી સરળતાથી કરજે એજ મોટું પ્રાયશ્ચિત છે. ખુલ્લા હૃદયે કરેલી સ્વ સ્ખલનાઓની જાહેરાત ઘણા કર્મોનું ક્ષાલન કરી નાંખે છે; કેમકે એની ચીકાશ થવામાં જે કષાયરૂપી મશાલા છે તેનો તેમાં અભાવ હોય છે. ત્હેં સાધ્વી જીવનમાં રહી અનુચિત કાર્યો કર્યાં છે છતાં નિષ્કપટપણાથી એનો ત્હને જે અધુના પશ્ચાતાપ થઇ રહ્યો છે તેથી તું તિરસ્કારને પાત્ર નથીજ. ત્હને એ પરત્વે પ્રાયશ્ચિત આપું તે અગાઉ ત્હારા શાંત્વન નિમિત્તે મારૂં પૂર્વ વૃતાંત ટુંકમાં કહી બતાવું કે જેથી ત્હારા

મનમાં કર્મરાજના પ્રપંચો વિષે પ્રકાશ પડે-એના પંજામાં સપડાતા પૂર્વે તું વિચાર કરે.

'સંસારમાં અમો દંપતી સુખમાં દિવસો વ્યતીત કરતા હતા; કેમકે મારા પતિદેવને વડીલ તરફથી એક સારો વારસો મળેલ હોઇ એમાં સ્વબુદ્ધિવડે તેમણે ઠીક ઉમેરો કર્યો હતો. જીનપૂજન, ગુરુવંદન વ્યાખ્યાન શ્રવણ અને અહર્નિશ સામાયિક સિવાય ભાગ્યે જ અમારો દિન જતો. એથી શ્રી તીર્થંકર પ્રભુના આગમરૂપ મહોદધિમાંથી પ્રતિદિન નવિન અમૃતરસના પાનથી અમારામાં સંસારાસક્તિ ઓછી થતી હતી અને દિલડું સંયમ પ્રતિ વળતું. અકસ્માત્ વિદ્વદ્ગણ શિરોમણી અને ઉપદેશ દેવામાં લબ્ધપ્રસાદ ગણાતા પ્રદેશી નૃપપ્રતિબોધક કેશી મહામુનિની કર્ણપ્રિય દેશના શ્રવણ કરી મારા પતિદેવને ત્યાગભાવના જાગી. અદ્યાપિ સુધી મને સંતાન સુખનો યોગ સાંપડ્યો ન હોવાથી મારા મનમાં કેટલીએ વાર એની સ્મૃતિ તાજી થતી; એટલે અંશે હું મારા નાથથી ઉતરતી હતી. તેમને મન એ વસ્તુ પ્રત્યે માધ્યસ્થવૃત્તિ હતી. તેમણે સ્વવિચાર મારી સમક્ષ કહ્યા બાદ મારો અભિપ્રાય પૂછયો. મેં તેમને મારી અભિલાષા જણાવતાં ત્રણ વર્ષ સુધી થોભી જવા વિનંતી કરી. મારા પ્રત્યેના ધર્મને અનુસરી તેઓશ્રીએ જો કે મારી આ વાતનો સ્વીકાર દુભાતા મને કર્યો છતાં ન તો સહસા મારો છેડો છોડી ગયા કે

નતો મને ધિક્કારી કાઢી. ત્યાર પછી તેમણે વ્યવસાય ઓછો કરી નાંખી, સમય મેળવી મારામાં વાસ કરી રહેલ સંસાર લાલસાને જીનાગમમાંથી દ્રષ્ટાન્તો ટાંકી મુળથી ઉખેડવાનો અતિ શ્રમ સેવ્યો. એ બધું હું શ્રવણ તો કરતી; છતાં મારી અંતર લગ્નિ તો કોઇ પણ યત્ને પુત્ર પ્રાપ્તિ થઇ જાય તો સારૂં એ ધ્યેયમાં જ રમતી. પણ બ્હેરાને ગાનશ્રવણરૂપ કે આંધળાને સૃષ્ટિસૌન્દર્ય નિરીક્ષણ રૂપ મનોરથોની નિષ્ફળતા માફક મારી એ આશા ન ફળી. જ્યાં નસિબ વાંકું ત્યાં પ્રયાસો શા ઉપયોગના? અવધિ પૂરી થઇ. પુનઃ સ્વામીનાથે સ્વઇચ્છા પ્રદર્શીત કરી, સંયમમાં રહેલ આત્મિક ઉચ્ચતાનો ખ્યાલ આપ્યો અને ભાર મૂકી જણાવ્યું કે હજુ મારા મનમાં એ યથાર્થપણે ન રૂચ્યું હોય તો મારે સંસારમાં રહીને પણ એમનો માર્ગ મોકળો કરી આપવો.

પદ્મશ્રી! કુલીનકાંતા તરિકે મારી ફરજ હું સમજતી. મારા હૃદયની વિહ્વળતાનો મને પૂર્ણ ખ્યાલ હતો. જરાપણ આગ્રહ ન હતો; છતાં કેવળ જેને લોકલજ્જા કહેવામાં આવે તેને વશ થઇ મેં હસતે હઇડે રજા આપી જાતે પણ મતનો સ્વીકાર કર્યો. પણ સમજણ કિંવા જ્ઞાન–પ્રકાશમાં કયાં તેઓ અને કયાં હું! એક સહસ્રરશ્મિ તો બીજો આગીઓ! એક રત્નાકર તો બીજો કંકરખાડ! એક સ્વાદુ સલિલપૂર્ણ રમણીય સરોવર તો અન્ય ગંધાતા પાણીનું ખાબોચીયું! કેટલીયે વાર દીક્ષા લીધા બાદ હૃદય

દૌર્બલ્યતાથી પદે પદે સ્ખલનાઓ કરેલી. એ પતિરૂપ સા
ધુના દેદાર સ્નેહભાવથી જોયેલા અને એમની ભેટ થાય તેવ
રસ્તે વારંવાર ગમનાગમન પણ કરેલું. યદ્યપિ સાધ્વીગણ
મારા આ કાર્યથી અજાણુ હતો છતાં મારે તો હાથકંકણ
જેવું હતું. કેટલીયે વાર મનમાં થઇ આવતું કે આ કરતાં
મારૂં શ્રાવિકા જીવન શ્રેયસ્કર હતું. આ કર્મરાજાની સ્નેહ-
જાળોના પડછંદા કેવા છે તે અર્થે જ હું લંબાણ કરી
રહેલ છું. મર્કટ કરતાં પણ ચપળતામાં અગ્રપદ ધરતું મન
સ્વાધ્યાયમાં કેમે કર્યું લીન ન થાય. જ્ઞાન દિવાકરથી સજ્જિત
થયેલ મારા એ શિરછત્ર ઉપાધ્યાયના માનનીય પદ પર આરૂઢ
થયા, જ્યારે તેમની સહચરી હું પતિત દશામાં ઉંડી ઉતરી
રહી હતી! પણ એક જ પ્રસંગે મારૂં જીવનનાવ ખરાબે
ચઢતું બચી ગયું. અન્યથા અથડાઇ ભૂકા થઇ, સંસારાર્ણવમાં
ક્યાંયે ઘસડાઇ જાત! એકદા ઉપાધ્યાયની મધુરી દેશના ચાલી
રહી હતી! પ્રસંગમાં રાજીમતિ ને અરિષ્ટનેમીનો વૃત્તાંત
આવ્યો. જાણે કે એઓશ્રી મારી આંતરિક ભાવના કેમ ન
કળી ગયા હોય તેમ, એ આખા યે પ્રસંગને એવી તો સૂક્ષ્મ-
તાથી અને અસર ઉત્પાદક શૈલીથી વર્ણવ્યો કે જેથી મારા
અંગમાં દારૂણ પશ્ચાત્તાપનો પાવક પ્રજ્વલિત થયો. મનમાં
ભાન થયું કે ન તો બાંધી નેમ–રાજીમતિ જેવી પ્રીતિ કે
ન તો બતાવી તેમના જેવી વીરશ્રી! આઠ ભવરૂપ સંસાર
ભોગવ્યો પણ તેમણે અને નવમા ભવે છોડી જાણ્યો પણ તેમણે.
યાદ આવ્યું કે અમો પણ એક સમયના સખા–પતિપત્નિ;

પણ આજે ઉભય વચ્ચે જરાપણુ મેળ ખાય તેમ છે ? બસ, તમન્ના જાગી કે એ અંતર કાપ્યે જ છૂટકો. રાજીમતી ને અરિષ્ટનેમી જેવા સંસારને માણ્યા વિના છોડી શકયા તો મેં તો ઘણુાયે વર્ષો ગાળ્યા. મન દ્રઢ બનાવી ગાંઠ વાળી, ત્યારથી એ સ્નેહની સાંકળ ત્રુટી ગઇ છે. આજે હું સ્વાધ્યાય રસના મિષ્ટપાનમાં જે તલ્લીનતા જોઉં છું તેના આગળ સંસારના સુખો તૃણુ સરખા છે. પુત્રની લાલસા દુઃખમુલક છે.

પદ્મશ્રી ! પ્રમાદ થાય, સ્ખલના સંભવે, મન ચંચળ બને, પણ સમજ્યા ત્યારથી સવાર ગણી પુનઃ ફસામણુ ન થાય એવો માર્ગ લેવો ઘટે. કર્મના એ ફાસલાઓમાં સંસારી જીવો પુનઃ પુનઃ લેપાય છે, પણ આપણે તો એ મહાભૂપતિને પરાજય પમાડવા નિકળેલા શૂરા ને નેકીના માર્ગે બહારવટું ખેલનારા સૈનિકો છીએ. તેથી આપણુને એના પાશમાં પડવું ન જ શોભે. માટે આજથી ભીષ્મસમ અડગ રહેવાના પચ્ચખાણુ લઇ, સંયમ માર્ગમાં ઉત્સુકતા ધારણ કર. અવકર્ણિકને એના ભાગ્યપર મૂકી દે. તારાથી બનતું તેં કર્યું છે એટલાથી સંતોષ પકડ. એ જ આલો-ચણા અને એજ ગુન્હાની શિક્ષા. સંયમના પંથમાં કંઇ અસિ-બાણુથી સજાઓ કરવાની ન હોય !

મહારાજ ! આપની વાત અક્ષરે અક્ષર હું હૃદયમાં કોતરી રાખી હવેથી અંશમાત્ર પ્રવ્રજ્યાને ક્ષતિ પહોંચાડીશ નહીં. સંસારને અને એના પાત્રોને મારા છેલ્લા નમસ્કાર છે.

# પ્રકરણ ૧૦ મું.

## ભાગ્યના ચક્રાવા.

" ભુજબળ પર મુસ્તાક રહેવું એજ શૂરાનો માર્ગ છે. કાયર વિના પરની આશા પર ઝુલ્લા ખાવાનું કોને મન થાય? છતાં પુન્યબળને વિસ્મરણ કરવાનું નથી જ. સૃષ્ટિપટ પર જેને 'ભાગ્ય ફલ્યું અગર આ તો પૂર્વ જન્મની કરણીના ફળ ' તરિકે વહેવાર કરાય છે એનું નામ જ પુન્યબળ. અલબત ભુજબળ કે પુરૂષાર્થ વિના પુન્યબળનું સર્જન અસંભવિત છે; છતાં સરસાઇમાં એ અગ્રપદ ભોગવે છે. એમાં તો જરાપણ મીનમેખ નથી. કેમકે એના ગર્ભમાં ધર્મરૂપ પીયૂષના સંખ્યાબંધ છાંટણા છંટાયલા હોય છે."

**મ**હારાજ! આપની રાહ જોતો બહાર ઉભો છું.

પ્રધાનજી! બહાર ઉભવાની કંઇ જરૂર નથી, વિના સંકોચે અંદર આવો.

નાથ! જરા થોભો, હું અંતરગૃહમાં ગમન કરી જઉં. એ શબ્દો જેના અંગો પર તરૂણાવસ્થાના સ્પષ્ટ પ્રતિભાસો નૃત્ય કરી રહ્યા છે અને જેનો પ્રત્યેક શબ્દ મુખપદ્મમાંથી બહિર્ગત થતાં કુસુમ ઝર્યાનો સ્વાંગ ધરે છે એવી એક નવયોવનાએ, પ્રધાન કમરામાં પગ મુકે તે પૂર્વે સ્વમુખ રવિને મુલાયમ રેશમી વસ્ત્રના પાલવથી આચ્છાદિત કરતાં ઉચ્ચાર્યા.

અહા ! સ્વરની કેવી મધુરતા ! રાણી ! તમારે ઉઠવાની તસ્દી લેવાની કંઇ જ જરૂર નથી. તમારો યોગ મેળવવામાં એ અમાત્યે પિતા સદૃશ ભાગ ભજવેલ હોવાથી એઓનાથી મુખ ઢાંકવાનું કંઇ પ્રયોજન નથી.

આપશ્રીની શી આજ્ઞા છે? પ્રધાને ગાદીપર બેસતાં પ્રશ્ન કર્યો અને પ્રત્યુત્તરની આતુરતાથી રાહ જોવા લાગ્યો.

દિવાનજી! આમ આકળા કાં થાવ છો ? જરા તમારી પુત્રીની ખબર તો પૂછો. મને સોંપ્યા પછી આજે કેટલાએ વર્ષોના વ્હાણા વાયા; છતાં એકવાર ભાળ સરખી પણ કહાડી છે કે ? તેના પિતાશ્રીને બાંહેધરી આપી આવ્યા છો તેનું પાલન આ રીતે જ કરશો કે ?

રાજન્ ! આપના પરિચયથી અજ્ઞાત મનુષ્યને એ બધું કરવાપણું હોય, પણ અહોરાત્ર પડખામાં વસનાર અને દરેક કાર્યમાં સલાહ સિવાય એક તસુ પણ ન ભરનાર એવા આપને માટે બાંહેધરી આપવી અને સુખ શય્યામાં નિરાંતે સુવું એ મારે મન સરખું છે. રાણી સાહેબાના પિતાશ્રીને આપનો પરિચય ન હોવાથી પોતાની પુત્રીના હિતકાજે દરેક ભલામણો કરે કિંવા શરતો રજુ કરે તેમાં કંઇ નવાઇ નથી; અને જેમ ચંદન વૃક્ષના વનમાં સદૈવ વસનાર માટે, અગર કસ્તુરીયા મૃગ જ્યાં વસે છે એવા સ્થાનમાં જે રહે છે તેને માટે ચંદન કે કસ્તુરીને અંગે ખાતરી આપવામાં વિલંબ થવાપણું નથી; તેમ

ભૂપાળ દધિવાહન માટે મારે કોઇ પણ શરત કરવામાં અકળાવાપણું હોય જ નહીં. કેમ ધારિણી બ્હેન, તમને અત્રે કોઇપણ જાતની તકલીફ જેવું છે? કંઇ યાતના સહેવી પડતી હોય તો કહી દેજો. જરાપણ મુંઝાશોમા, આંખના પલકારામાં દૂર થઇ જશે.

રાણી જવાબ દે તે પહેલાં આપણે જોઇ લઇએ કે ચંપાનગરીમાં શા શા બનાવો બની રહ્યા છે. એકલા પડેલા દધિવાહને રાજ્યના દરેક ખાતાઓ જાતે તપાસી નાંખ્યા. કેટલાક અધિકારીઓના સંબંધમાં રૂશ્વત લીધાની ઉડતી વાતો કાને આવેલી જેનો બારિકાઇથી તપાસ કરી, જેમની વાતો સાબિત થઇ તે સઘળાને તુરત જ અધિકાર પરથી દૂર કરી તેમને સ્થાને ખાત્રીવાળા માણસો નીમી દીધા. કાયદા સખત કર્યાં કે જેથી નાના સરખા સિપાઇથી મોટા અમાત્ય સુધીનો એક પણ અમલદાર પ્રજાને કનડી ખોટી રીતે એક કોડી સરખી પણ ન લઇ શકે. પ્રજાની દરેક મુશીબતો સાંભળવા સારૂ એક સભા નિયુકત કરી કે જેમાં પોતાના ઉમરાવ સાથ પ્રજાના ચુંટેલા પ્રતિનિધિઓ બેસતા અને ખુલ્લા દિલથી રાજા–પ્રજાને લગતા કિંવા દેશને લાગુ પડતા દરેક પ્રશ્નો ચર્ચતા અને સલાહપૂર્વક તોડ આણતા. પ્રધાનજી તરફથી મોકલવામાં આવેલા માણસ દ્વારા દેશ સીમાડા પર આવેલા એક રાષ્ટ્રકૂટ વંશીય ભાયાતને ત્યાં ધારિણી નામા

શશીવદની કન્યાનો પત્તો ખાધાના સમાચાર મળ્યા. તુર્તજ પ્રધાનને તે સ્થાને દોડાવામાં આવ્યો અને એ રીતે એ કન્યા તેજ અત્યારની રાણી ધારિણી ! પરણીને આવેલ અવસ્થામાં અને અત્યારની અવસ્થામાં આસમાન જમીનનો ફરક પડી ગયો છે. કયાં તે કાળની મુગ્ધાવસ્થામાં કલ્લોલ કરતી બાળા ધારિણી અને કયાં આજની તરૂણીના ગંભીર ભાવને ધરતી, લાવણ્યરાશિના નિકેતન સમાન, મોહબાણુથી કોઇના પણ હૃદયને વીંધી નાખનાર અને પ્રગલ્ભતાને વરેલી ધારિણી. કાળની અકળ કળા છે ! તે જેમ નવાને જુના કરે છે, વા કાળાને સફેદાઇનો ઓપ ચઢાવે છે; તેમ મુગ્ધને અભિજ્ઞ બનાવી, સરળતાના સાદા સ્થાનમાંથી, યૌવન દશાના ગર્વ ભર્યા પદપર આરૂઢ પણ કરી દે છે. એનું નામ જ સમયની બલિહારી !

આ રીતે ધારિણીને દધિવાહન ભૂપાળના અંતઃપુરમાં આવ્યાને લગભગ પંદર ચોમાસા વહી ગયા હતા. એટલુંજ નહિં પણ આજે તેણીના ખોળામાં દશેક વર્ષની બાળિકા ક્રીડા કરતી હતી. જેનું નામ વસુમતી પાડવામાં આવ્યું હતું. રેતીના અમાપ રણુ વચ્ચે જેમ થોડી લીલી જગા (oseas) એ મુસાફરને મન અવર્ણનીય કલ્લોલનું પાત્ર બને છે, તેમ પદ્મા વિહુણા દધિવાહનને અને પ્રૌઢાવસ્થા પ્રતિ ગમન કરતી ધારિણીને વસુમતિ અપ્રતિમ આનંદનો વિષય હતી. કેટલાયે સમયથી નરપતિનું મન સીમાડા પર થતા બખેડા દૂર કરવા માટે સૈન્ય સહિત પ્રયાણ કરવા તલપાપડ

થઇ રહ્યું હતું. તેના સાંભળવામાં આવેલું કે આગાઢ સંબંધથી સાઢુ થતા કૌશાંબીપતિ શતાનીકની તેમાં ઉશ્કેરણી હતી; કેમકે પદ્માવતીના શુભ થયા પછી અને નવી રાણી સાથેના લગ્નથી શતાનીક પ્રિયા મૃગાવતીને દધિવાહનભૂપ સાથે પૂર્વનો સ્નેહ ટકયો નહોતો અને શતાનીક તેમજ દધિવાહન વચ્ચે અગાઉથી જ અણુબનાવ જેવું હતું. ક્ષત્રીયવીર દધિવાહન એવો નિર્માલ્ય ન હતો કે શતાનીકના અપમાનને મુંગા મ્હોઢે સહી લે! વળી સમય પ્રાપ્ત થયે તે મૃગાવતીને દેખાડી આપવા ચાહતો હતો કે પદ્માવતી પ્રત્યે તેનો સ્નેહ કેવો ગાઢ હતો.

આજે પ્રધાનજીને અત્રે બોલાવવાનું કારણ પણ તેજ હતું. ચર પુરૂષથી સમાચાર મલ્યા હતા કે સીમાડાપરની આપણી પ્રજા ત્રાસ પામી ગઇ છે તેથી સત્વર રક્ષણ મોકલવાની જરૂર છે. પ્રધાન પણ આ વાત જાણતા જ હતા એટલે રાજાજીને ઉદ્દેશી કહેવા લાગ્યા:—

મહારાજ! ચોમાસું નજીકમાં હોવાથી સૈન્ય મોકલવામાં પાંચ–છ માસનો વિલંબ ન છુટકે કરવો પડશે. હું જાણું છું કે અગત્યતા ભારે છે; છતાં વર્ષા ૠતુમાં લડાઈ લડવી અશકય થઇ પડે છે અને ઉલ્ટા પાસા પડયા તો ભારે ખુવારી વેઠવી પડશે. જેથી બીજો ઘટતો બંદોબસ્ત કરાવી દઉં છું કે જેથી ત્રાસ ન નડે.

દિવાનજી! નહીં, તેમ કરવાની જરૂર નથી. આવા

પોપાબાઇ જેવા જવાબથી પ્રજાનું સંરક્ષણ કે દેશનું અધિકારિત્વ ન થાય! તમો સેનાપતિને સજ્જ થવાનું કહી દ્યો, હું જાતે કુચ કરી પાડોશના રાજાને હાથ બતાવીશ કે સિંહની સાથે ચેડા કહાડવામાં કેવો સાર નીકળે છે! નૃપે ઉગ્ર થઇ આજ્ઞા સંભળાવી:

પ્રધાન બુદ્ધિશાળી હોવા ઉપરાંત ચતુર હતો. વયમાં જઇફ થવા છતાં પ્રજ્ઞામાં નૂતન બૃહસ્પતિ સમાન કામ કરતો. તેથી સમય જોઇ મૌન રહી ગયો. પોતાનું વેણ કોઇવાર નહિં ને આજે ઉથાપાય એ તેને ઘણું સાલ્યું પણ ધણીનો કોઇ ધણી છે? મનમાં નિશ્ચય કર્યો કે રાજાને ભાવિ ભુલાવે છે. જતાં જતાં હિંમત એકઠી કરી કહ્યું— શીરછત્ર! ઉતાવળ થાય છે. આમ ઉતાવળા ન થાવ, જરા શાંતચિત્તે વિચાર કરી આજ્ઞા આપો. મને બુદ્ધિ ના પાડે છે. પછી તો જેવી આપની ઈચ્છા! રાજપુતવીરને બુદ્ધિના વમળો ન પાલવે. મ્હોં બહાર જે હરફો પડ્યા એ શિલાલેખ થઇ ચુકયા. પુરૂષાર્થીને હોણહારના ભય કેવા! નિશ્ચય ને તે પરિવર્તન શા?

વાચક! આ વાત અત્રે છોડી જરા પેલા ચંડાળના બાળનું શું થયું એ જાણી લઇએ. અવકર્ણિક ચંડાળ પિતાની દેખરેખ હેઠળ ઉછરતો હતો. સાધ્વી સારા સારા પદાર્થો તેને ખાવા આપી જતી હતી. એમ વયમાં વધતાં નજીકના મસાણમાં તે રમવા જતો અને બીજા નાના

મોટા બાળકોમાં નાયક થઇ બેસતો. એકદા મસાણના માર્ગે થઇ એક મુનિયુગ્મ નગર ભણી જતું હતું. અચાનક એ મુનિઓની નજર માર્ગની પાસેના એક વંશ-જાળ મધ્યે ઉગેલા દંડ ઉપર પડી. ઉભયમાંથી એક જાણકાર સાધુએ બીજા સાધુને ઉદ્દેશી કહ્યું: આ સ્થળ દેખાતો દંડ ચમત્કારિક છે; કેમકે દંડ તથા તેના પરની ગાંઠોની પરીક્ષા હું જાણું છું.. એક ગાંઠવાળી લાઠી સારી ગણાય છે જ્યારે બે ગાંઠવાળી વેઢિ મનાય છે, ત્રણ ગાંઠ વાળીથી લાભનો સંભવ છે; પણ ચાર ગંઠાળી લાકડી મૃત્યુનું કારણ બને છે. પાંચ ગાંઠાળીથી માર્ગનો ભય નષ્ટ થાય છે ને એથી ઉલ્ટું છ ગાંઠવાળી ભયજનક છે. સાત ગાંઠવાળી લાઠી નિરોગતાનું કારણ છે. તેવીજ રીતે આઠ ગંઠાળી ઋદ્ધિના હેતુભૂત છે. નવ ગંઠાળો દંડ સુયશનું ભાજન છે ને દશ ગંઠીઓ સિદ્ધિદાઇ છે અને એથી ચાર આંગળનો વધારે હોય તો નૃપની સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. આવા ગુણો યુકત આ દંડ છે. પૂજ્યશ્રી! આપની વાત ખરી છે; પણ આપણ ત્યાગીને ઓછું એનું પ્રયોજન છે! એમ કહી ઉભય માર્ગે પડ્યા.

આ વાત નજીકમાં રમતા અવકર્ણિક અને એક દ્વિજપુત્રે સાંભળી. બંનેને દંડ લેવાની તમન્ના જાગી. ચંડાળ બાળક કહે કે 'અરે બ્રાહ્મણ! તું ભલેને દંડ લેવા દોડયો, પણ હું તને તે પચવા દેનાર નથી; કેમકે આ ધરતીનો રખે-વાળ મારો પિતા હોવાથી એ પર હક્ક મારો છે.' એમ

કહી વિપ્રતનયે ચાર આંગળ ધરતી ખોદીને કહાડેલા દંડને અવકર્ણિકે ઝુંટવી લીધો.

અવકર્ણિકને શરીરે ખાજ વારંવાર આવતી હોવાથી તે અન્ય બાળકો પાસે પોતાનું શરીર વારંવાર ખણાવતો. તેથી તે સર્વ અર્ભકોએ સાથે મળી એનું બીજું નામ 'કરકંડુ' એવું રાખ્યું હતું. આ ભૂદેવ પુત્ર પણ એમાંનો એક હતો. એટલે ઝુંટાવી લીધેલા દંડને હાથવડે વળગતાં તે બોલ્યો: હે માતંગીઆ કરકંડુ! તું તે કયાંથી માલિક બનવા આવ્યો છે? તારી જાતિ કોણ? ચારવર્ણોમાં ધુરિપદને પામેલા અને ખુદ બ્રહ્માના મુખમાંથી ઉદ્ભવેલા એવા બ્રાહ્મણ તનુજ સાથે ત્હારી આ તુમાખી શા કામની! મેં એ દંડ ગ્રહણ કર્યો માટે એ મારો જ છે. મારા જેવા ઉચ્ચ વર્ણના હસ્તમાંથી તું ઝુંટવી શકે જ કેમ?

ભાઇ, એમ કંઇ હું એ દંડ છોડું નહીં. ચંડાળ છું તેથી થયું શું? તારેય હાથ, પગ ને માથું છે અને મારેય છે. તું વળી કયાંનો ઉંચો થઇ પડયો! બળ દાખવી દંડ લઇ લે; બાકી વાણીના વિલાસો કે ખાનદાનીની વાતો હું માનનાર નથી. બંનેમાંથી કોઇ દંડ છોડે નહીં. તમાસાને તેડું નહીં. એટલે જોતજોતામાં માણસોનું ટોળું એકત્ર થઇ ગયું; ને વાત નગરમાં પહોંચી. બંનેને સમજાવી ચોટામાં લઇ ગયા. શાણા પુરૂષોએ પ્રથમ કરકંડુને સમજાવવા માંડયો કે ભાઇ, બ્રાહ્મણને આપવાથી પુન્ય થાય માટે એ લાકડી આપી દે. પણ અવકર્ણિક તે

માને ! એણે તો રોકડું જ પરખાવી દીધું કે 'એ વડે તો હું રાજ પામીશ માટે જીવતાં લગી એ નહીં આપવાનો.' મહાજન કંઇ રાજા થવાની વાત ખરી માને ! એટલે ટંટાનું દુઃખ ટાળવા બ્રાહ્મણપુત્રને કહે 'ભાઇ, તું ઉચ્ચવર્ણનો થઇ કેમ નથી સમજતો ? ભલે એ રાજા થાય, તું તે આશીર્વાદ દેવા જશે ? વા સ્વસ્તિ કલ્યાણ કરશે કે રાજ્ય સંભાળવા જશે ? માટે સમજી જા. એમ કહી દંડ પરથી તેનો હાથ છોડાવતાં કરકંડુ પ્રતિ હસતાં હસતાં કહ્યું કે 'જો તું રાજા થાય તો આ બ્રાહ્મણને એક ગામ જરૂર આપજે' આ વાત દ્વિજપુત્રને ન ગમી, એટલે તેણે હોહા કરી મેલી. પણ એ વેળા અવકર્ણિક તો છુટો થઇ ઝુંપડીએ પહોંચી ગયો અને સર્વ વ્યતિકર પોતાના માતાપિતાને કહી સંભળાવ્યો.

ચંડાળ જમાનાનો ખાધેલ હોવાથી પામી ગયો કે છોકરે દંડ લાવીને બ્રહ્મસમાજનો ક્રોધ વહોરી લીધો છે. હવે એ ભૂદેવો અહીં સુખે રહેવા દેશે નહિં, એટલે તરત જ ત્યાંથી પલાયન કરવાની તૈયારી કરવા માંડી. જે કંઇ સાથે લેવા જેવું હતું તેનું પોટલું બાંધી લીધું. આ તરફ નગરમાં મોટા પેટવાળા ને ચકરડી પાઘડીવાળા લક્ષ્મીશંકરો અને રવિશંકરો ચોટામાં એકત્ર મળ્યા. કોઇ તો રાડો પાડી બોલવા લાગ્યો કે 'દ્વિજપુત્રનું અપમાન એ તો ખુદ બ્રહ્માનું અપમાન ! અને તે કોના હાથે ? હરામખોર એ ચંડાળ આટલી શેખી કરી જાય ! જેના

શ્રાપથી ક્ષત્રિય અને વૈશ્યો પણ ધ્રુજી ઉઠે, અરે ! જેનો પડયો બોલ ઉપાડી લે તેને એ શુદ્રક હાથતાળી આપી જાય ! ખરેખર હડહડતો કલિયુગ આવ્યો. નહીં તો આમ બનેજ કેમ ! ' હજુ એકનો પ્રલાપ ચાલુ હતો ત્યાં બીજાએ ઉમેર્યું. ' એ ચંડાળપુત્રને રૌરવ નર્કમાં જ મોકલી દો. વૈતરણી નદી પર જ એને ઉંધા માથે લટકાવો. તેમની આવી બુરાઇથી તો વેદશ્રવણુ કે સ્વર્ગ ગમન માટે તેમને રદબાતલ ગણેલા છે. છતાં કુતરાની પુંછડીની જેમ, હજુ પણ પોતાની કુટીલતા કયાં છોડે છે. જુઓ છો શું ? હયો એનો પડછો. वर्णानाम् ब्राह्मणो गुरुः અર્થાત્ ચતુર્વર્ણોમાં ગુરૂ બ્રાહ્મણ એ સૂત્રને લાગેલી ઝાંખપ એને પીટીને દૂર કરો. ' એકાદ–બે ડાહ્યા વૃદ્ધોએ કહ્યું કે—ભાઇઓ ! શાંત થાવ. કદાચ છોકરે ભૂલ કરી પણ એનો બાપ શું કહે છે તે તો તપાસ કરો. આજ સંધ્યા સુધી તેનો બાપ ' દંડ ' પાછો આપી ન જાય અને માફીપત્ર ન લખી આપે તો કાલે એની ખબર લઇ નાંખવી. ન્યાય યુક્ત એજ ગણાય. તરત જ મહાલક્ષ્મી માતાની જય બોલાવી સૌ વિખરાઈ ગયા. ચંડાળને આજ્ઞા મળી. પણ રાજ્ય અપાવનાર દંડ તે કોને આપવો ગમે. એણે તો તૈયારી પૂર્વથી જ કરી લીધી હતી એટલે બીજા દિનના પ્રાતઃકાળ પૂર્વે તો એ સહકુટુંબ કંચનપુર નામા નગરની નજીકમાં બીજા રાજાની હદમાં દાખલ થઇ ચુકયો હતો. દરવાજા બંધ હતા અને પરિશ્રમ પણ પુષ્કળ પડયો હતો.

એટલે પાસેના મનોરમ સરોવરની પાળ પર સૌ જરા આડા થયા. કરકંડુને પણ એક મહાન્ આપદા ટળવાથી નિરાંત વળતાં સ્હેજ નિદ્રા આવી. પુણ્ય પ્રભાવે એક મધુર સ્વપ્ન જોયું ને આંખ ઉઘડી ગઇ. નેત્ર પર બાળરવિના આછા કિરણો પડયા. ત્યાં તો નગરના દરવાજામાંથી શણુગારેલો, છતાં સ્વાર વગરનો એક ઉત્તમ જાતિનો અશ્વ પોતાની સામે આવતો દીઠો. પાછળ અધિકારી ને મહાજનને આવતું જોયું. અજાયબી પર અજાયબીના તરંગો એના હ્રદયમાં ઉછળવા લાગ્યા અને એની અવધિ તો ત્યારે આવી ગઇ કે એ અશ્વે એને ઉચકીને પોતાની પીઠ પર બેસાડયો. પ્રજાવૃંદમાં જય જયના ધ્વનિ થયા. કરકંડુને 'દંડ' નો ચમત્કાર પ્રત્યક્ષ થવાથી અપૂર્વ આનંદ થયો.

અહા ! પુન્યનો મહિમા કેવો છે ! રંકમાંથી રાય કિંવા ધૂળમાંથી સુવર્ણ બનાવતાં ભાગ્યને કયાં વાર લાગે છે ? અધિકારીઓએ, વાજીંત્રોના મીઠા સરોદો સાથે, નોબતોના ગડગડાટ યુકત ધામધૂમ પૂર્વક સામૈયું કરી કરકંડુકુંવરનો નગર–પ્રવેશ કરાવ્યો. કંચનપુરમાં આજે સુવર્ણયુગ વર્ત્યો. સારૂં યે નગર ધ્વજા–પતાકા અને વિવિધ રંગી તોરણોથી અને રંગબેરંગી સુગંધીયુકત સુમનમાળાઓથી શણુગારેલું છે. ગવાક્ષમાંથી રૂપની રાશિ સમી મૃગલોચનીઓ રાજાને નિરખી, તેના મસ્તક ઉપર અક્ષત વધાવે છે. પૂર્ણ ભરેલા કળશ કે કુંભો લઇ પદ્મિની અંગનાઓ

સામે આવી સારા શકુન દર્શાવતી ભૂપાળનાં ઓવારણા લઇ રહી છે. સુમધુર કંઠે કર્ણપ્રિય ગીતો ને મંગલિકો ઉપરાઉપરી ગવાઇ રહ્યા છે. પ્રજા નવિન નૃપતિને નિરખી હર્ષથી ગાંડીતૂર બની ગઇ છે. આજે પડોશી રાજાનો ભય આવી પડવાની ધાસ્તી ભાંગી જવાથી અને પુન્યશાળીમાં શિરોમણી અને અનંગને પણ ટક્કર મારે તેવો રૂપ-લાવણ્ય યુક્ત કુમાર રાજ્યનો સ્વામી મળવાથી એના આનંદનો આજે છેડો નથી. શું કાળની ગતિ ! કરકંડુ રાજ્યગાદી પર બેસે છે ત્યારે ચંપાનગરીમાંથી રાજન્ દધિવાહન હયદળથી પરવરી શતાનીક સહ યુદ્ધ ખેલવા બહાર પડે છે.

કૌશંબીપતિ શતાનિક જાતે શોખીન હોવાથી રાજ-કાજની ઝાઝી ચિંતા કરતો નહીં. એની રાજ્યસીમા કુદ-રતી રીતે એવી અનુકુળપણે આવી હતી કે પરરાજ્યને એ પર હુમલો લાવતાં બહુજ પરિશ્રમ વેઠવો પડે અને એટલો પ્રયાસ છતાં જયશ્રી વરે કે કેમ એ સંદિગ્ધ રહે. એમાં વળી મૃગાવતી જેવી, અપ્સરાને પણ આંજી નાંખે તેવી લાવણ્યવતી ને બુદ્ધિમતી પ્રમદા જીવન સહચરી હતી એટલે પછી શતાનીકના વિલાસનું શું કહેવું ! દધિ-વાહન મજલ કાપતો સીમાડા સુધી આવી પહોંચ્યો ત્યાં લગી રાજન્ શતાનીકે કંઇ કર્યું જ નહીં. ચર પુરૂષો

પણ ભ્રમમાં રહેલા છતાં જેને પુન્ય સંબલ સાજું છે તેને અવળા પાસા પણ સીધા પડે છે, અરે સર્પ પણ રજ્જુ વા પુષ્પમાળા રૂપે પરિણમે છે એવામાં ‘ શેડુક ’ નામા એક વિપ્રે અચાનક માહિતી આપી રાજાને સાવચેત કર્યો. અચાનક ધોધમાર વરસાદ તૂટી પડયો એટલે દધિવાહનનું લશ્કર પોતાની સંરક્ષણ તૈયારીમાં પડયું. એ તકનો લાભ લઇ શતાનીકે એકદમ પાછળથી હલ્લો કર્યો. અતિશય ગુપ્તપણે કરેલ ચઢાઇ આમ અચાનક જાહેર થઇ જવાથી ને જળ તથા શરદી સામે ટકી રહેવાના સાધનો મજબુત નહિં હોવાથી દધિવાહનનું સૈન્ય હતાશ બની ગયું અને તેને ઉત્તેજના મળે તે પૂર્વે તે એકદમ પાછું હઠવા માંડયું. જ્યાં એકવાર હિંમત હારી ત્યાંપછી પગલે પગલે પરાજય ડોકીયાં કરતો જ હોય છે. ’ આથી શતાનીકના લશ્કરમાં બમણું જોર આવ્યું તેણે દધિવાહનના સૈન્યનો પીછો પકડ્યો. હવે સામે મ્હોઢે લડવાની કોશિષ કરવી એ અસ્થાને હતી, તેમાં વળી અજાણ્યા પ્રદેશમાં અને કુદરતની વિરૂદ્ધ થઇને ! ટુંક કાળમાં વગર યુદ્ધે દધિવાહનનું લશ્કર ચારે દિશામાં વીખરાઇ ગયું. એકલો દધિવાહન શું કરે ? એટલે તેણે પણ પોતાના સૈન્યનું અનુકરણ કર્યું.

# પ્રકરણ ૧૧ મું.

## જીવનની કિંમત.

"આત્મા વિહુણા દેહની કિંમત કોડીની પણ નથી ગણાતી. છતાં એજ જડ દેહમાં વસનાર સનાતન આત્મા ગૌરવશાળી હોય તો તે અમૂલ્ય બની જાય છે; એટલે આત્માની જેટલા પ્રમાણમાં ઔજ-સતા એટલા પ્રમાણમાં આંકણીનું વધવાપણું. આથી સહજ ફલિત થઇ શકે છે કે જીવનની કિંમત નથી તો વર્ષોના આંકમાં કે નથી તો પૌષ્ટિક પદાર્થોથી પોપેલાં સ્થુળ દેહમાં. ખરી ગણના તો એ દ્વારા આચરણમાં મૂકાયેલા પારમાર્થિક કાર્યોમાં છુપાયેલી હોય છે.

અમરજીવન વા વંદનિક જીવનની કોટિમાં એનો સમાવેશ થઇ શકે છે. ભક્ત, દાતાર કે શૂરવીર આત્માઓના જીવનો જ સાર્થક્યની હરોળમાં સ્થાન મેળવે છે. 'ખીલ્યું તે આથમે' એ તો કુદરતી નિયમં છે; છતાં આથમતાં પૂર્વે સુવાસ ફેલાવીને, પોતાનાં અસ્તિત્વની પ્રતિતી કરાવીને જે અસ્ત થાય છે તેજ આદરણીય અને સન્માનનીય બને છે."

મદભરી લલના, તું વિચાર કર. ગમે તેવા બકવાદ કરતાં પહેલાં જરા ઉંચું જો. આ નથી તો રાજ્ય મહાલયના આવાસો કે નથી તો અહીં આજ્ઞા ઉઠાવવાને દાસી-દાસોના વૃંદો. ચોતરફ લીલાપર્ણોથી મનોહર દિસતાં આ વૃક્ષો, પેલી થોડે દૂર આવેલી સ્વાદુ સલીલથી આકંઠ ભરેલી વાપિકા અને ગગનતલમાં સ્વતંત્રતાથી યથેચ્છ પ્રકારે ઉડી રહેલાં પક્ષીગણ સિવાય આ ભૂમિમાં સર્વત્ર નિર્જ-

નતા પ્રસરી રહી છે. મારી વાત તું સ્વીકારશે તો આપણું વિલાસી જીવન સુખમાં વ્યતીત થઈ શકે તેટલું દ્રવ્ય મારી પાસે છે. તારા સરખી રૂપ-લાવણ્યપૂર્ણ યુવતીને જીવન સિવાય બીજું શોભે પણ નહીં. તને ઉચકી લાવવામાં મારો એજ ઇરાદો છે. તું હા પાડે એટલે આ સેવક તારા ચરણોમાં શીર ઝુકાવવા તૈયાર જ છે.

આ શબ્દો સાંભળતાંજ, સિંહણની માફક ઉછાળો ભરતી તે કુળકામિની ગર્જી ઉઠી—

ઓ સુભટ! હજુ તું મર્યાદા રાખી બોલ. ગમેતેમ તોપણ હું રાજેશ્વરની પત્નિ હોવાથી તારી માતાતુલ્ય છું. તું શું મને બજારૂ વેશ્યા સમજે છે કે જેથી એક ભવમાં બે ભવ કરવાની શિખામણ આપી રહ્યો છે? પામર પુરૂષ! ભલે તું દેહબળનો અનુભવી હો, છતાં આત્મબળ શું ચીજ છે તે સમજવામાં તો જરૂર ઠોઠ દેખાય છે! તું જેને નિર્જનસ્થાન કહે છે એ ખરેખર નિર્જન નથી; કેમકે પરમાત્માની જ્ઞાનરશ્મિમાં સારૂંયે વિશ્વ આળેખાઈ જાય છે એ વાત કેમ ભૂલી જાય છે! વિમાનમાં વસતા પુણ્યફળના ભોક્તા દેવો જોઇ રહ્યા છે તે કાં નથી જાણતો! સામે દૃષ્ટિગોચર થતા સવિતાનારાયણને પણ કાં ચુકી જાય છે! તું મને ભય પમાડી પાપમાં ઉતારવા માગે છે પણ સતીને સત્યરૂપી વજ્રનું બખ્તર હોય છે તેને યાદ કરી તારી આ અયોગ્ય ને ઘૃણાજનક માગણી છોડી દે. જો આ અલંકારોનો ભૂખ્યો હોય તો

લઇ જા. અને મને તથા મારી આ મુગ્ધ કન્યાને અમારા માર્ગે જવા દે. માનવના લેબાસમાં જન્મી દાનવનું કાર્ય ન કર. ગુલાબની સુવાસમાં લલચાવા તત્પર થતાં પૂર્વે તેની ચોમેર રહેલ કાંટાને યાદ કર. સારી કરણી વિના સુંદર ફળની આશા ન ધર. સતિને પતિ એક જ હોય છે એ યાદ કર.

વિષયનાં રસમાં લેપાયલાને નીતિના સૂત્રો કે સાચી વાતો ગમે જ શીરીતે ? છાણના કીડાને સાકરનાં રહેઠાણ ઝેર સમાન જ ભાસે. જેને કાર્ય અકાર્યનો ભેદ પારખવા જેટલી શક્તિ પણ નથી રહી. એવા સુભટને ભગવાનપર વિશ્વાસ કે સત્યનો જય કયાંથી સમજાય ! આટલું સાંભળતાં જ તેનો પિત્તો ઉકળી આવ્યો. લલનાના વાકયે વાકયે તેને પોતાની કીર્તિ–શક્તિનું ખંડન થતું લાગ્યું.

આખરે તું જાત તો સ્ત્રીની જ ને ! હું જેમ જેમ નરમ બની સમજુતીથી કામ લેવા યત્ન સેવું છું તેમ તેમ તું મારા શીરપર ચડતી જાય છે. અન્ય સાથીદારો મરજી માફક ધનના પોટલા વા હીરા માણેકના દરદાગીના ઉપાડી ગયા અને હું ત્હને સાચવીને લાગ્યો તે ત્હારા આવાં કટુ વેણો સાંભળવા સારૂ નહિં જ. ઓ અબળા ! આ એકાંત વનપ્રદેશમાં તું કોના બળે આટલી તુમાખી કરી રહી છો ? સત્યયુગ તો કયારનો યે આ સૃષ્ટિપરથી સરી ગયો છે. આ તો કળિયુગ ચાલે છે. માટે ભાનભુલી ન બનતાં મારૂં કહેવું સ્વીકાર કે જેથી ઉભય સુખી થઇ આનંદ ઉડાવીએ.

તું સીધી રીતે નહીં સમજે તો મારે બળાત્કાર કરીને પણ ઠેકાણે તો લાવવી જ પડશે. સંસારી મોજ માણવાના સ્વપ્નાં સેવતાં મને કેટલાયે વર્ષોનાં વહાણાં વીતી ગયા છે અને જ્યારે આજે એને ફળ બેસવાનો અવસર પ્રાપ્ત થયો છે, તેને હું કોઇ પણ ભોગે વ્યર્થ જવા દેનાર નથી. મારો આ છેલ્લો જ પ્રશ્ન છે અને તે એજ કે તું ખુશીથી મારે સ્વાધિન થાય છે કે કેમ ?

વસુમતી કન્યાપણામાં સ્વતંત્રતાથી નિર્દોષ જીવન જીવતી બાળીકા હોવા છતાં બુદ્ધિમાન હતી. તે માતા અને સુભટ વચ્ચેના સંવાદને ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી. માતા શું પ્રત્યુત્તર આપે છે તે શ્રવણાર્થે તેના ચહેરા સામે મીટ માંડી રહી હતી.

ત્યાં તો જેમ ગુફામાંથી તડુકી ઉઠેલી વાઘણ છલંગ મારી શિકાર ઉપર કુદી પડે તેમ, ચંડિકાના બીહામણા સ્વરૂપને ધારણ કરી ધારિણી એકદમ સુભટના સામે ખડી થઈ લાલચોળ નેત્રો કરી મુખમાંથી અંગારા વર્ષાવતી બોલવા લાગી.

ઓ પામર સૈનિક ! તું ગમે તે રાજદરબારમાં કાસદીયું કરતો હોય છતાં તેં એક પતિવ્રતાં ક્ષત્રિયાણી અદ્યાપિ સુધી જોઇ હોય તેમ લાગતું નથી. ત્હારા જેવો હીચકારો આત્મા જ એકાંત સ્થળ જોઇ રાજી થાય છે. પણ હૃદયમાં કોતરી રાખ કે સત્યને કશાનો ડર નથી. ઓ મૂર્ખા !

મરણુનો ભય ભલે ત્હારા જેવા રાંકડાને હોય, બાકી મારા સરખી ક્ષત્રિયાણીને એની ભેટ એ સ્વપતિના અંકે સ્થિત થવા તુલ્ય છે. તું આજે સ્વપ્નાની પ્રત્યક્ષ સિદ્ધિ કરવા તૈયાર થયો છે; પણુ બાંયલા મગજમાંથી એ વાતને સદંતર ભૂંસી નાખ. ત્હારા નસીબમાં ને દધિવાહન ભૂપાળના નશીબમાં કુદરતી રીતે જે આંતરૂં છે તે મિથ્યા ન જ થઇ શકે. ત્હારા સરખો વિષયનો કીડો, મને બળાત્કારની ભીતિ આપે છે એ સાંભળીને મને ત્હારી દયા આવે છે, અરે ! ત્હારી મૂર્ખામી પર હાસ્ય છૂટે છે. ત્હારા જેવા તલવાર જીવીને કયાંથી ખબર હોય કે 'ગુલાબના પુષ્પની સુગંધી જેટલી મીઠી લાગે છે તેટલી જ તેને પ્રાપ્ત કરવામાં મુશ્કેલી પણુ રહેલી છે. તેની ચોતરફ કાંટાની વાડ હોય છે એટલે એને ગ્રહણુ કરતાં પહેલાં કાંટા ભોંકાવાનો ભય ઓળંગવો પડે છે. તું બળાત્કાર કરવા તૈયાર થાય તે પહેલાં આટલું મારૂં કથન હૃદયમાં ઉતારી લે:

'ઉત્તમોત્તમ પુષ્પોની ગતિ માત્ર બેજ પ્રકારની હોય છે. કાં તો પરમાત્માના દેહપર ચઢે છે અથવા તો ભૂમી તળ પર પડી કરમાઇ જાય છે; તેવીજ રીતે વિમળ કુળમાં જન્મેલ અંગનાની પણુ એવા જ પ્રકારની દશા હોય છે. કાં તો તે પતિના ચરણુકમળમાં કલ્લોલ કરે છે અથવા તો અગ્નિનું ભક્ષ બને છે. જો કે હું તો જઉં છું છતાં મારી આ બાળા પ્રત્યે કુદ્રષ્ટિ ન કરીશ. બાકી સિંહણુના બચ્ચાં મા જેવા જ સમજી લેજે. એમ કહી, 'ઔં શ્રી પાર્શ્વનાથ'

એટલા શબ્દો બોલતાં પોતાની પાસે છૂપાવી રાખેલી તીક્ષ્ણ કટાર છાતીમાં ભોંકી પ્રાણ છોડી દીધા.

ધન્ય છે આર્ય નારીહૃદયને ! જે રૂપલાવણ્યે અન્યના ચિત્તમાં વિકાર પેદા કર્યો તેને ઘડીના છઠ્ઠા ભાગમાં કેવલ સતીત્વના રક્ષણ અર્થે છોડી દેતાં વાર ન લાગી. એ તો ગળથુથીનો પાઠ.

વસુમતી આ જોઇ એકદમ ગંભીર બની ગઇ. સુભટ તેને પોતાનો શત્રુ ભાસ્યો. પિતાવિહુણી બનેલી અને રાજ્ય મહાલયના અગણિત સુખોથી વિછોડાયલી બાળાનું માતારૂપી અણમુલું છત્ર પણ આજે હણાઇ ગયું. રાજપુત્રી આજે અનાથ બની. એનું નિમિત્ત એ સુભટ હતો. તેથી જ એનામાં એને શત્રુપણાનો ભાસ થયો. પણ સુભટના ગાત્રો તો ક્યારનાયે ઢીલાં પડી ગયાં હતાં. વિષય માણવાની વૃત્તિઓ તો પીગળીને પાણી થઇ ગઇ હતી. તેણે ધારિણી પાસેથી આવું વીરતાભર્યું કામ ધાર્યું પણ નહોતું. આટલી નિર્ભયતા કે નિડરતા પોતે રણભૂમિપર પણ નથી દાખવી શકતો એ વિચાર આવતાં જ તેને ધારિણી એક સતી પતિવ્રતા રમણી કરતાં પણ શૌર્યતાની પ્રખર મૂર્તિ સમી ભાસી. એની દુર્વાસના ભક્તિના રૂપમાં પલટાઇ ગઇ. વિષયાભિલાષી સુભટ ચેતનવંતીમાં જે જોઇ શક્યો નહીં તે હવે મૃતકમાં પ્રત્યક્ષ અનુભવી રહ્યો. ધારિણીના મૃતક-દેહે તેને ન ભુલાય તેવો બોધપાઠ પઢાવ્યો. એજ ઘડીયે

એણે નિર્ણય કર્યો કે વસુમતી એ મારી પુત્રી બરાબર, પણ પુત્રીપણાનો ભાવ દેખાડે તોપણ વસુમતીના અંતરમાં પડેલી છાપ કેમ ભૂંસી શકાય! આખરે ધારિણીની અંત્યેષ્ટિ ક્રિયાથી પરવારી વસુમતીને માંડમાંડ સમજાવી સમીપમાં આવેલી કૌસાંબી નગરીમાં લઇ ગયો. બજાર આવતાં પોતે વસુમતીને વેચવાની ઇચ્છા જણાવી અને એ બાળાએ પણ પારાધીના હાથમાંથી પક્ષી છુટવા ઇચ્છે એવા દયામણા ચહેરે એ પ્રસ્તાવને અનુમોદન આપ્યું. કર્મે કોને નાચ નથી નચાવ્યા! અહા! ઋષભેશ્વર જેવા પ્રથમ તીર્થંકરને બાર બાર મહિના સુધી આહાર ન મલ્યો અને મલ્લીનાથ જેવા પરમાત્માને સ્ત્રીપણું પ્રાપ્ત થયું, એમાં કર્મરાજના ચમકારા સિવાય બીજું શું સંભવે? આજે એ જ કર્મરાજ દધિવાહન જેવા નરાધિપતિની તનયાનું છડે ચોક લીલામ કરાવે છે! સમયને માન તે આનું નામ! વેળાવેળાની છાંયડી તે પણ આ!! રૂપના નિધાન સમી, લાવણ્યના નિકેતનરૂપ વસુમતી, નામ પ્રમાણે જ ગુણવાળી બાળાના ગ્રાહક ન મળે, એમ તો ન જ બને! છતાં સુભટને તો ભારોભાર દામ જોઈતા હતા. લાગણીવાળા કરતાં સોનામહોરો ગણનારની વધુ અગત્ય હતી. કર્મે એ પણ મેળ મેળવ્યો. ધનાવહ શેઠની માર્ગે જતાં એનાપર નજર પડી. પચેંદ્રિય જીવનો તે ક્રયવિક્રયી નહોતો. છતાં દયા ધર્મના પ્રતિપાળ હોઇ, કસાઇવાડે જતાં જીવને છોડાવે તો આવી સૌમ્ય બાળાને ગમે તે સ્થાનમાં જઈ જીવન બરબાદ

કરવાની ધાસ્તીમાંથી મુક્તિ અપાવે તેમાં શી નવાઈ ! એ તો અરિહંતના ઉપાસકનો પ્રાથમિક ધર્મ. જ્યાં એમણે ખીટ આપી ત્યાં પછી સામું કોણ ટકી શકે ? સુભટને પણ સોનાનો સુરજ ઉગ્યો. મ્હોં માંગ્યા દામ મલ્યા. પણ આનંદ તો એથી યે અધિક શેઠને થયો કે પોતે એક સમાનધર્મી બાળાનો ઉદ્ધાર કર્યો. બસ ત્યારથી વસુમતીએ ધનાવહ શેઠને પિતૃપદે સ્થાપ્યા. શ્રેષ્ઠિને પણ અન્ય સંતાન નહોતું. તેમાં વસુમતી જેવી ચંદનથી પણ વધુ શીતળતા ઉપજાવે તેવી મધુરી વાણી વદનાર બાળા પુત્રી તરિકે મળી એટલે પોતાના સંતાન સરખો જ ભાવ આણી ઉમળકાથી 'ચંદના' નામ પાડી તેની સાથેનો વર્તાવ પુત્રી સમો કરી દીધો.

આમ ઉભયના હૃદયમાં શુદ્ધતાનો નિર્મળ ધોધ વહેતો, છતાં 'દુનિયા દોરંગી'ના હિસાબે કેટલાક ચક્ષુધારીઓ વહેમની નજરે જોતા. બીજાની વાત ન કરીએ પણ ખુદ શેઠની ભાર્યા–મૂલા એ પૈકીની એક હતી. એના મનમાં એવું જ ભૂત ભરાયું હતું કે સ્વામી એ કુટડી કન્યાને ભવિષ્યમાં સ્વપત્નિ કરવા સારૂ જ ખરીદી લાવ્યા છે. શોકયભાવ મીઠો કેમ લાગે ? ત્યારથી જ ચંદના પ્રતિ એની આંખ રાતી થઇ. નિર્દોષ બાળાને હૈડે તો એ પોતાની જનની સમી હતી; છતાં મૂળાનું વર્તન તો 'મધુ તિષ્ઠતિ જીહ્વાગ્રે હૃદયે તુ હલાહલમ્' જેવું જ રહ્યું. એના મનમાં ઉત્કટ લગની લાગી હતી કે એ છોકરી મારો અધિકાર છીનવી લે ત્યાર પહેલાં જ તેનો પગ ટાળી દઉં; છતાં

લાગ મલ્યા વિના કાર્ય નિષ્પત્તિ થાય કેવી રીતે એજ એક ગઢ પ્રશ્ન હતો. કેમકે શેઠ દિવસમાં કેટલીયેવાર તેનું સ્મરણ કરતાં. ટુંકમાં કહીએ તો સંતાનસુખ મેળવવાની આશામાં પળીયા આવેલા, એવા સમયમાં અકસ્માત્ આવી ગુણનિષ્પન્ન અને ચારૂશીલા બાળાનો યોગ સાંપડવાથી ચંદના એમને મન સર્વસ્વરૂપ હતી.

પુન્યવાનને પગ પગ રિદ્ધિ મળે છે એ વચન ટંકશાળી છે. દધિવાહન જેવા સમર્થ મહિપાળને પુન્ય પ્રતિસ્પર્ધી થવાથી પ્રેયસીનો વિયોગ થયો. વળી ધારિણી સહ મેળ સંધાયો, વસુમતી જેવી પુત્રીને જોઇ નયન ઠારવાનો સમય આવ્યો ત્યાં નશીબ ચાર ડગલાં આગળ ને આગળ, એ ન્યાયે રણસંગ્રામમાંથી પીઠ ફેરવવી પડી એટલે રમા, રામા અને રાજ્ય એ ત્રિપુટીનો વિરહ પુનઃ સામો આવી ઉભો રહ્યો ! છતાં તેના જ સંતાનો પુન્યરૂપ સંબંધથી યુકત જન્મેલા એટલે જંગલ પણ મંગળરૂપ થઇ પડયું. ચંડાળ પુત્ર કહેવાણો છતાં આંખના પલકારામાં અવકર્ણિક નગરાધિપ બની ગયો. ચૌટા વચ્ચે વેચાવા છતાં વસુમતી શેઠની કીકી સમી થઇ પડી. ખરૂં જ કથન છે કે ' विधिरेव तानि घटयति, यानि पुमान् नैव चिंतयति '

હાલ તો ચંદનાને શ્રેષ્ઠિગૃહે ત્યજી દઇ પુનઃ એકવાર કરકંડુને મળેલી રાજગાદી તરફ ચક્ષુ ફેરવીએ.

# પ્રકરણ ૧૨ મું.

## ક્ષત્રિયત્વનો જુવાળ.

"ક્ષત્રીયવટના સંસ્કારો જેને ગર્ભમાંથી મળ્યાં હોય છે એનો જુસ્સો કંઇ અનેરો જ હોય છે. પોતાના પૂર્વજન્મના પુન્યના વારસા સહ માતાપિતાદ્વારા યથાર્થ પ્રકારે સંસ્કારની પ્રાપ્તિ થાય તો પછી ખમીરમાં નિર્ભયતા અને નિડરતા બિંદુએ બિંદુમાં ઓતપ્રોત થઇ જાય તેમાં આશ્ચર્ય જેવું કંઇ જ નથી. ભૂતકાળમાં જે મહાન્ પુરૂષો થઇ ગયા છે અગર જેમની ગણુના અત્યારે મહારથી કે નરપુંગવો તરિકે થાય છે તે બધાને અન્ય સ્હાયક બળો સાથે માતા તરફથી સંસ્કારબળ સવિશેષ પ્રમાણમાં મળ્યું હોવું જ જોઇએ. એ વાતમાં સ્હેજ પણ શંકા જેવું નથી."

અરે દૈવ ! ચંપા છોડી દત્તપુર આવ્યો છતાં ભીખની હાંડલી શીંકે ન ચઢી. દંતચક્ર ભૂપાળની મહેરબાનીથી સુખપૂર્વક નિર્વાહ થતો હતો ત્યાં કોનું એ સુખ જોયું કે મસાણમાં જવું થયું અને હરામખોર ચંડાળીઆ અવકર્ણિકસહ ટંટાનો પ્રસંગ ઉપસ્થિત થયો. હરિ, હરિ, હરિ.

એ ચંડાળડો રાજ્યદાયક દંડ ઝુંટવી ગયો ને આપણે તો પાછા ફકીરના ફકીર રહ્યા. શું જમાનો ! મારી નજરે સાંભળેલી વાતને પણ પેલું ડાહ્યું ગણાતું મહાજન હાસ્યમાં ઉરાડતું હતું. શીવ, શીવ, શીવ.

અમારા ભૂદેવો કેવળ ઉદરને ગણપતિના પેટ જેવા ગોળમટોળ બનાવી જાણે છે અને શિખાને વધારીને હનુ-

માનજીના લાંગુલ સમ લંબાવી જાણે છે! બહુ તો સ્વાહા સ્વાહા પોકારી અગ્નિદેવને આહૂતિ ધરાવી જાણે છે! એમને મારી રાજ્યપ્રાપ્તિરૂપ મહત્ આહુતિનો કયાં વિચાર છે! મારૂં સાંભળેલું સર્વ 'સ્વાહા' થઇ જવા આવ્યું તેની શી ફિકર છે! આડંબરથી એકઠા થઈ હો-હાં કરી મૂકી, બાકી પરિણામમાં મીઠું! ધક્કા ખાઇ પગનાં તળીયાં પણ ઘસી નાંખ્યા ત્યારે મહાશયો કહે છે "શું કરીએ. ભાઈ! સાલો એ ચંડાળડો આપણી બીકથી નાશી ગયો તેનો પત્તો જ કયાં છે?'

પણ ભલા મારૂં તો રાજ્ય લેતાં ગામ પણ ગયું તેનું કેમ? તમારા સધિયારા કરતાં તો વણિક મહાજનનો ન્યાય સારો હતો.

જારે, ભોળા! દંડ મળવાથી તે રાજ્ય મળતાં હશે! તો પછી કોઇ ગરિબ જ નહીં રહે! જતીઓની વાણીમાં દ્વિજ થઇ વિશ્વાસ રાખતા શરમાતો નથી? પેલા રમાપતિમિશ્રે કુંડળી માંડી તરત જ જોયું હતું અને ખુલ્લું કહ્યું હતું કે એ દંડ તમારી નજરે પડયો અને લીધો ત્યારે 'રાજયોગ' હતો જ નહીં તો પછી રાજ્ય કયાંથી મળવાનું હતું? સારા ગ્રહ પડયા વગર ધન નથી મળતું તો રાજ્યની શી વાત!

પ્રભુ! પ્રભુ!! જૂઓ આ મારા જાતિ બંધવોની વિચારશ્રેણી! મૂળને મૂકી ડાળને વળગવાપણું! આટલો સમય

ફોગટ ગુમાવ્યો અને આ રખડપટ્ટી કર્મે લખાણી. જોઉં છું. શોધતાં શોધતાં એ કરકંડીયાનો પત્તો જરૂર લગાડીશ. નહિં તો બ્રાહ્મણનો બેટો નહીં. છેવટે ગામ મળશે તો પણ શું ખોટું છે. રોજ ઉઠીને ભિક્ષાની ઝોળી ખંભે ભેરવવાના ફેરામાંથી તો છુટકારો થશે. 'વાગ્યું તો તીર નહિં તો તુક્કો.' એ ઝોળી ને એ લોટો તો છેજ ને! દત્તપુરથી નિકળી કેટલીયે ભૂમિનું ઉલંઘન કરી ચૂકયો. થાકથી સમસ્ત અંગ તુટવા લાગ્યું. એટલે આરામ અર્થે પણ આ દેખાતી નગરીમાં રોકાવું પડશે અને તપાસ પણ થશે. ભાગ્ય યારી આપે તો પત્તો પણ મળે. આટલા સમયમાં એ ચંડાળડો બહુ તે કેટલો દૂર ગયો હશે! હે જીવ! 'उद्यमेन हि सिध्यन्ति कार्याणि' એ સૂત્રને યાદ કર.

ઉકત વિચારશ્રેણિના વમળમાં કેટલીયેવાર ધીમા સ્વરે ગણગણતો, ઘડીમાં મુખ મલકાવતો તો બીજી પળે કટાણું મ્હોં કરી પગલાં ભરતો, એક યુવક બ્રાહ્મણના સામાન્ય વેશમાં કંચનપુરના માર્ગે આગળ વધી રહ્યો છે. તરંગોથી એનું મન એટલું વ્યાપ્ત થઇ ગયું છે કે માર્ગ પર શું ચાલી રહ્યું છે તેનું તેને જરા પણ ભાન નથી. ત્યાં તો નગરના મુખ્ય દ્વારમાંથી ખદરક ખદરક કરતાં અશ્વારોહીની શ્રેણી ઝડપથી બહાર નિકળતી જોઇ. અને તરત જ તે વિચારનિદ્રામાંથી જાગ્રત થઇ માર્ગની બાજુ પર ઉભો રહ્યો. પચીશેક અંગરક્ષકોની હાર પૂરી થતાં જ એક દીર્ઘકાય સુંદર લાલવર્ણી તુરંગ પર–હજુ

જેણે જુવાનીમાં તાજો જ પ્રવેશ કર્યો છે અને જેના મ્હોંપર મૂછનો દોરો પણ ફુટયો નથી, છતાં તેજમાં ભલભલા ક્ષત્રીય મહારથીને પણ ઝેબ આપે તેવી મુદ્રા દીપી રહી છે, એવા એક સ્વરૂપવાન કુંવરને રાજશાહી પોશાકમાં સજ્જ થઇ-બેઠેલો દીઠો. પાછળ પણ પૂર્વની સંખ્યા જેટલી જ ટુકડી ચાલી ગઇ. આ દ્રશ્ય જોતાં જ ભૂદેવ પુત્ર પોતાની ભૂલાઇ ગયેલી સ્મૃતિને તાજી કરે છે. એને લાગે છે કે નગરમાં તે પ્રથમવાર જ પગ મુકવનો છે છતાં; અશ્વારૂઢ કુમાર એ તેનો પરિચિત છે. મનમાં અવકર્ણિક યાદ આવી જાય છે, પણ તરતજ ચંડાળપુત્ર તરિકેના એના જીવનની ઝાંખી થતાં મન શંકાના વમળમાં અથડાય છે. કયાં ચીંથરેહાલ-ચહેરા પર કચરાના પડળવાળો કરકંડુઓ અને કયાં સુદર પોશાકમાં ઓજસ અર્પતો આ નૃપ બાળક ! સૂર્ય અને આગીઆ જેટલું અંતર ! આમ છતાં શંકા મૂળમાંથી જતી નથી. મન તો પોકારી ઉઠે છે કે ભલેને એક વેળાની મેલી સ્થિતિનો અને આજનો શોભીત દશાવાળો છતાં મુદ્રા તો કરકંડુને આબેહુબ મળતીવાળો એ રાજકુમાર અવકર્ણિક કેમ ન હોય ! દંડથી ઇષ્ટસિદ્ધિ થઇ પણ હોય. પુરીમાં પ્રવેશતાં જ એ કુંવર વિષે તપાસ આરંભી દીધી; અને ટુંક સમયમાં જ ખાત્રી થઇ કે એ કરકંડુ-ચંડાળપુત્ર જ ભાગ્યયોગે રાજ્યલક્ષ્મી પામ્યો છે.

બસ, શેખસલ્લીના કુંભ ફુટવા માફક બ્રાહ્મણ પુત્રની આશાનો કિલ્લો એકાએક ધરાશાયી થઇ ગયો. જેની પાછળ

સન્યાસ લીધો તે મળ્યો, પણ પૂર્ણ સમૃદ્ધિ સંપન્ન દશામાં ! છતાં એકાદ પાસો ફેંકી લેવાનું એ બ્રહ્માના મુખમાંથી નિકળેલા વિપ્રને મન થયું. લાગલો જ તે દ્વિજ સમુદાયથી વસાયેલા, અને સમીપમાં જ વ્યવહારી વર્ગથી વિંટળાયેલા વિભાગમાં જઇ પહોંચ્યો અને કંચનપુરે જેને પોતાનો સૂત્રધાર નિમ્યો છે એ તો ચંડાળપુત્ર છે એમ જોરશોરથી જાહેર કરવા લાગ્યો. એનો ઇતિહાસ ઉકેલતાં પણ એને વાર ન લાગી. જોત-જોતામાં, એની જાદુભરી વાણીએ બ્રાહ્મણ સમુદાયના હૃદયમાં દારૂણ સંક્ષોભ પેદા કર્યો. શું એક ચંડાળ આપણો સ્વામી બને ?' એ પ્રશ્ને કંચનપુરના વાતાવરણને ખળભળાવી મુક્યું. 'ન ભૂતો ન ભવિષ્યતિ' ની પ્રચંડ ગર્જના રાજ-કચેરી તરફ વધતી ગઇ. મહાજન પણ એકઠું મળ્યું. સર્વત્ર એક જ નાદ ગાજી રહ્યો કે 'એ ચંડાળપુત્રના મસ્તક પર રાજમુગટ એક ક્ષણ પણ ન રહેવો જોઇએ.' ભૂદેવતનયને લાંબા કાળે પણ પોતાની ઇચ્છાને ઘડીપળમાં ફળ બેસવાના સમયનો ભાસ થયો. હૃદય આનંદથી ઉભરાયું. નગર બહાર ફરવા ગયેલ અંગરક્ષક સૈન્યસહ રાજન્ કરકંડુ પણ એ તરફ આવી લાગ્યો. દ્વારપાળના મુખથી જ બ્રાહ્મણવૃંદનો ખળ-ભળાટ તે પામી ગયો હતો, પણ ક્ષત્રીયવીરને સ્વપ્ને પણ ભય ક્યાંથી હોય ! આખરે બીજ તો ક્ષત્રિયાવતંસનું ને ! સીધો નિડરપણે ચાલ્યો આવે છે. એની રાજમુદ્રા જોઇને જ કેટલાયે વિપ્રોના ગર્વ ગળી ગયાં ને ધોતીયાં ઢીલા થયાં.

પાસે આવતાં એક જ અવાજ સંભળાયો. અને તે એજ

કે—' वीरं भोग्या वसुन्धरा '–' પૃથ્વી તો વીરપુરૂષને જ ભોગવવાની હોય છે ' હું ચંડાળપુત્ર છું કે ક્ષત્રિયપુત્ર છું એ જોવા સારૂં મારી ભુજા તરફ આંખ માંડો. એનું માપ કહાડનાર એ જ ઘટિકાયંત્ર છે. તૈયાર થઇ જાવ અને આવી જાઓ સ્હામે. છે કોઇ માઇનો પુત ! એમ કહી હાથમાં રહેલો એ ચમત્કારિક દંડ એવી રીતે ભમાવ્યો કે એમાંથી ધગધગતા અંગારાની જ્વાળાઓ ચોતરફ ફેલાવા લાગી. ' બળિયાના બે ભાગ ' સૌ વિપ્રો તેના પગે પડી ક્ષમા યાચવા લાગ્યા. કુંવરે પણ ચંડાળ કુટુંબને બ્રાહ્મણ સમાજમાં શુદ્ધિ કરાવી ભેળવી દીધું.

કરકંડુ રાજનના પરાક્રમથી પુરવાસીઓનાં તેજ ઝાંખા પડી ગયા. ભરતીનો એકાએક ઓટ થઈ ગયો. પેલા દ્વિજ મહાશયની આકાંક્ષાના, શેખચલ્લીના ઘાડવાની માફક જડ મૂળથી ચુરેચુરા થઇ ગયા. હવે તેણે રાજા થવાની કામના-માંથી હાથ ધોઇ નાંખ્યા. સમય જોઈ આ ધમસાણમાંથી તે છટકી ગયો. જ્યારે વાત ઠંડી પડી અને રાજ્યકાર્ય પૂર્વવત્ શાંતિથી ચાલવા માંડયું ત્યારે મહામહેનતે દ્વારપાલનું મન મનાવી પેલો દ્વિજપુત્ર એક વેળા રાજાની સમીપ ખડો થયો.

અવકર્ષિક રાજસિંહાસનારૂઢ થયા છતાં પૂર્વસ્થિતિને જરાપણ વિસરી ગયો ન હતો. વરત જ તેણે બ્રાહ્મણને પિછાણ્યો. આદરમાનથી બેસવાનો ઇસારો કરી તેને ગમે

તેવું એક ગામ માગવા કહ્યું;–કેમકે મહાન્ પુરૂષો પોતાનું વચન કદિપણ ફેરવતા નથી.

મહારાજ, આપના વચનથી હું સમજી શક્યો છું કે મહાજને કરેલો ન્યાય આપને માન્ય છે; છતાં મ્હારે કહેવું જોઇએ કે મૂળ હું ચંપાનગરીનો વતની છું. માત્ર આજીવિકા અર્થે આટલા દૂર દેશમાં આવ્યો છું. આપના દર્શનથી મારાં દુઃખદળદર જાય એટલે બસ. ગામનો ગરાસ લઇ હું કુટુંબ પરિવારથી વિખુટો પડી અહીં કેટલો કાળ રહી શકું ?

દ્વિજ, મુંઝા નહીં. ધન કાયમ નહીં ટકી રહે. ગામના ગિરાસમાંથી ત્હારી પેઢીઓની પેઢીઓ સુધી ચાલે તેટલી કમાણી થશે. વળી મને જે સંપદા મળી છે તેમાં તારો ફાળો ઓછો નથી. માટે મારૂં વચન કાયમ રાખી મનપસંદ ગામ માગી લે.

તો પછી અવનીપતિ ! મને ચંપાનગરીના તાબાનું એકાદ ગામ મળે તેવી કૃપા આપે કરવી જોઈએ; કે જેથી હું મારી જન્મભૂમિમાં નિરાંતે રહી તેની સાચવણી પણ કરી શકું.

બસ, એટલું જ ને ! પ્રધાનજી ! આ વિપ્રને ચંપા-નગરીના ભૂપાળ દધિવાહન પર એક પત્ર લખી આપો. તેમાં આ વિપ્રને મનપસંદ એક ગામ બક્ષિસ આપવાનું સૂચવો અને એને લગતી જે શરત તેમના તરફથી રજુ

થાય તેનો અમલ કરજો. ગામને બદલે ગામ માંગે તો તે અને નહિંતર જે રકમ લખે તે સત્વર આપણા ખજાનામાંથી મોકલાવી આપશો.

આશીર્વાદ દઇ ભૂદેવ મહાશયે એક લાંબો છુટકારાનો દમ ખેંચ્યો. માર્ગે ચાલતાં મન મનાવવા લાગ્યો કે ફિકર નહીં. અંતે ગામનો સ્વામી તો થઈશને ! ખલે ઝોળી ભેરવી ' ભિક્ષાં દેહી ' કરવાની કડાકુટમાંથી તો છુટયા. રાજ્ય પામીને પણ ઓછી કઇ પરંપરા તેની રક્ષા અર્થે વેઠવી પડે છે ! અને વળી રાજ્યને અંતે નરક એ તો સાવ સાચું. આપણા માટે તો આ ગામની પ્રસાદીજ ઉચિત છે.

આશા જેની ફળિતાર્થ થયેલી છે એવો તે દ્વિજ પવનવેગી અશ્વની માફક દ્રુતગતિએ માર્ગ કાપવા લાગ્યો. કંચનપુરિના સીમાડાને રામ રામ કરીને ક્યારનોયે તે દધિવાહનની ભૂમિપર પદસંચાર કરી ચુકયો હતો. પ્રત્યેક દિવસ તેને રાજધાનીની સમીપ આણતો હતો અને એ સાથે એનો આનંદનો પણ અતિરેક થતો હતો. ગામ મેળવવાની તલ્લીનતામાં ડુબેલાને દધિવાહન ને કરકંડુ વચ્ચેનો સંબંધ ક્યાંથી સમજાય !

# પ્રકરણ ૧૩ મું.

## એ તે કોણ?

"સંસારને અસાર કહેવામાં જ્ઞાની પુરૂષો વ્યાજબી છે. જ્ઞાનચક્ષે અવલોકતાં તેમણે દુઃખના અભાવને સુખ તરિકે ઓળખાતું જોયું અને તે પણ શાશ્વતતા વિનાનું. દુઃખની સરખામણી વિશાળ સાગર સાથે કરાય તો, સુખની ગણના એક છીછરા ખાબોચીઆ સમી તો ખરી જ. એક પહાડ તો બીજી કંકર તુલ્ય. સુખના દિવસો વહી જતાં વાર લાગતી જ નથી, પણ દુઃખનો કલાક કેવો વિષમ લાગે છે એ અનુભવી જ જાણે. જ્ઞાની પુરૂષો તેથીજ સુખની ઘટિકાઓની વચમાં જ એનો ત્યાગ કરી સંયમના માર્ગે સંચર્યા અને ઉદેશ પણ તેવો આપી ગયા; છતાં મોહનીય કર્મની ભૂરકીમાંથી બધા કંઇ નિકળી શકે છે! સંસારી સુખ એ તો મધનું ટીપું; છતાં મધના બિંદુની લાલસા કેવી? એમાંથી નિકળવું કેટલું બધું ભારી! છતાં સમજીને નિકળનારાને અનેકશઃ ધન્યવાદ હો."

**મ**હાનુભાવ! આપ હજી શું વિચાર કરી રહ્યા છો?

મહારાજ સાહેબ! આપની મધુર દેશના મારા મનમાંથી હજુ જરા પણ દૂર નથી થઇ. હું તેના જ તરંગોમાં લીન બન્યો છું. આપે સંસારની અસારતા સમજાવી અને મારા જીવન સાથે સરખાવતાં મને તે બરાબર ગળે ઉતરી છે. મને પણ પ્રતીત થઇ ચુકી છે કે સંસારને ભલે કવિસૃષ્ટિમાં સ્વર્ગની ઉપમા પ્રાપ્ત થતી હોય પણ ખરી રીતે તો તે દુઃખની એક મહાન્ ખાણુ છે.

દેવાનુપ્રિય ! તમો શું સત્ય વદો છો ? મને તમારા શબ્દોમાં હાર્દિક લાગણી કરતાં ઔપચારિક આવેશ વધુ જણાય છે.

વંદનીય મહાત્મા ! આપ સાચા પરીક્ષક છો. મારામાં જરૂર આવેશ છે, પણ સાથે ભાવનાનો યોગ થયો છે, એ પણ એટલું જ સાચું છે.

ભવ્યાત્મા ! તમારા શબ્દો સાથે મુખાકૃતિનો મેળ મળતો નથી. એટલે એ પરથી હું જે નિષ્કર્ષ કાઢું છું તે આ વૈરાગ્યનું નગ્ન સ્વરૂપ હજુ સમજતાં તમોને વાર છે. તમારી મોહકતા એના બાહ્ય દેદારપર છે. એનું મુળ કારણ જ્ઞાનરશ્મિ નહિં - પણ કોઇ ગહન દુ:ખરાશિ છે. એ કષ્ટાબ્ધિએ સંસારને તમારી નજરે સામે સારવિહુણો ચિતર્યો છે. એ રહસ્ય હૃદય કબુલે તે અગાઉ જ્ઞાનકૃપાણુ દ્વારા પોતાની કર્મગ્રંથીને કાપવાની જરૂર છે.

ખરેખર આપ કોઇ ભવિષ્યભાખુ મહાન્ સંત છો.

રાજન્ ! એવી ખોટી પ્રશંસામાં પડવા કરતાં, જેણે દુનિયા સાથે છુટા છેડા કર્યા છે તેની પાસે પોતાના આત્માની ખરી સ્થિતિનો સ્ફોટ કરવો શું ખોટો છે ?

આ સાંભળતાં પ્રશ્ન કરનાર વ્યકિત ચકિત બની ગઈ, મનમાં વલોપાત થયો કે જંગલમાં રહેનારા આ સંતને મારા રાજાપણાની શી ખબર ! જરૂર જ્ઞાન વિના આમ સંભવે જ નહીં !

ભૂપાળ ! તું રંચ માત્ર ન મુંઝાઈશ. દુનિયાથી ગુપ્ત રહેવા ભલે તેં રાજતેજને ઢાંકી દઈ એકાદા ક્ષત્રિયનો સાજ સજ્યો હોય છતાં તું જ 'ચંપાપતિ' છે. એટલું યાદ રાખ કે 'સૂર છીપે નહીં બાદલ છાયો' ત્હારા ભુતકાળનો ભુંગળપટો નિરખતાં તું નિરાશ બની અચાનક આ તરફ નિકળી આવેલ, તેમાં ઉદ્યાનમાંની મારી આ દેશનાનો યોગ મળ્યો એટલે જ આજે ત્હને 'ત્યાગ' ની મહત્તાનું ભાન થાય છે; છતાં ઉંડાણુમાં શું રમે છે ? સત્ય કહેજે, જરા માત્ર ગભરાઈશ નહિં. સંયમનો પંથ સુંદર છતાં સરળ નથી, ઉદારતાથી દેખાડવાની મનોકામના છતાં ગમે તેને બતાવી શકાતા નથી. બહારની વલણુ કરતાં અંતરની લગન પર વધારે ધ્યાન આપવું પડે છે.

સૂરિવર ! જ્ઞાનરૂપ આરિસામાં શું અદૃશ્ય હોય ! હજુ કેટલીયે વાર મનમાં થઇ આવે છે કે 'દધિવાહન જેવા શૂરવીરને ચંપાનું રાજ્ય ગુમાવવાનું હોય જ કેમ ? ભલે એકવાર પાસો ઉંધો પડયો તેથી શું થયું ? બીજો દાવ ફેંકીશ અને બેડો પાર કરીશ. નિમિત્તકના લખાણુ પરથી તો હજુ પુત્રનો -ચંપાના વારસનો ભેટો થવાનો છે અને તે બધું બન્યા સિવાય ચંચળ મન સાધુ જીવનમાં શીરીતે ગુંથાય ? અને તે વિના એક વૃત્તિથી લીન કેમ રહે ?' છતાં આપશ્રીની સાકરથી પણુ અતિ મીઠી, આક્ષેપક શૈલી વગરની વાણી સોંસરી ઉતરી ગઇ અને એ વાતનું વિસ્મરણુ કરાવ્યું. હવે તો

આપજ મારા સૂત્રધાર છો. યોગ્યતા જોઇ માર્ગે ચઢાવો. તિમિરાવૃત મનના આપ જ દીપક બનો.

ક્ષિતીશ! શું ઝંવણુ ક્ષત્રી હૈયાને ન હોય! જે દિવસે વીર, શૂર કે ધીરને અકળામણુ થશે તે દિવસે સમજી લેવું કે પ્રલયકાળની નોબત ગડગડે છે. સંસારત્યક્ત આત્મા અને જેના હસ્તમાં ત્યાગજીવનનું સુકાન છે, અરે! સંખ્યાબંધ વૈરાગ્યવાસિત હૃદયોની લગામ છે, તે ત્હને જાણીબુઝીને 'પંક'માં પગ મૂકવાની સલાહ આપશે એમ તું માને છે? મારી વાણીમાં જેમ 'વૈરાગ્ય' ભર્યો છે, તેમ તેનું 'આસેવન' કરવાની રીતો પણ દર્શાવેલી છે. હું માર્ગદર્શક ખરો, છતાં મારૂં કાર્ય આંગળી ચીંધવાનું. દરેક મનુષ્ય સંજોગને આધિન હોય છે, એટલે પોતાના માટે પ્રથમ શું આદરણીય છે એ જોવાનું કામ ત્હેનું પોતાનું છે. જેના તાર એકતા પામ્યા નથી, ઉંડાણમાં હજુ જોપીની ભવિષ્યવાણી રમે છે, તેને પ્રથમ પરિપકવ બનવાની અગત્ય છે. એવા અસ્થિર ચિત્તવાળા માટે 'સાંઇના પંથ' સુલભ નથી. 'મનમર્કટ'ને વશ કરવામાં ઝાઝી મુશ્કેલી નડે એટલે કદાચ તે વધુ પણ અકળાય.

ગુરૂવર્ય! આપના આટલા શબ્દોએ મારી દિશા દેખાડી. ચંપાનું રાજ્ય લેવાય કિંવા ન લેવાય તેની ચિંતા નથી; પણ ગર્ભવતી પ્રિયાની ભાળ કહાડી, પુત્રમુખ દર્શન કરી, જરૂર હું આત્મકલ્યાણનો મુસાફર થઇશ.

રાજન્! પ્રમાદ ન કરતો. સત્યને ઓળખ્યું છે તો માનવજીવન કરમાય તે પૂર્વે એની ઝાંખી કરી લેજે. હને 'ચંપા'ની લગની નથી; છતાં 'ચંપા' હારી વાટ જુએ છે. પ્રધાને વિખરાએલા સૈન્યને એકઠું કરી પુનઃ રાજધાનીનો કબજો લીધો છે. કેટલાયે સમયથી ચરપુરૂષો હારી શોધમાં છે; પણ હારી વેશ–પાલટ કળાથી નથી શોધી શકયા. આ તો અમારા વિહાર દરમિયાનની અનુભવેલી વાત એટલે કહી. બાકી પ્રપંચયુક્ત રાજ્યખટપટો સાથે અમને શો સંબંધ ! આગારને સલામ કરી અનગાર થયા તો પછી તેની જંજાળ શાને ? મુખ્ય કાર્ય આત્મકલ્યાણ અને ગૌણ કાર્ય ઉપદેશ–કથન. પ્રજાના બોધમાં રાજા એ તો મહત્વનું નિમિત્ત. એટલે જ આટલો વાર્તાલાપ.

ગુરૂશ્રી ! ભૂરિ ઉપકાર, લ્યો ત્યારે વંદન કરી સીધાવું છું; છતાં પ્રતિજ્ઞા કરી કહેતો જઉં છું કે આપની શિક્ષા નહીં વિસરૂં.

વાચક સહજ જાણી ચુકેલ હશે કે શતાનીક સહના વિગ્રહમાંથી પીઠ ફેરવી પાછો ફરેલ ભૂપાળ દધિવાહન એકદમ પોતાના પુરમાં નહોતો જઈ શકયો. એ દરમિયાન તેને સમાચાર મળી ચુકયા હતા કે દુશ્મનોએ રાજધાની પર પણ હુમલો કર્યો હતો; અને રાજેશ્વરી ધારિણી તથા કુંવરી વસુમતીનું હરણ થયું હતું. આ વૃત્તાંતથી તેની રહી સહી આશાલતા કરમાઇ ગઇ. બબ્બે વાર ભાર્યાનો

વિયોગ તેને મન સર્પદંશ કરતાં પણ અધિક પીડા કરનાર થયો અને પુત્રના કોડ સમી પુત્રીનું હરણું એને એટલી હદે દુઃખદાયી થઇ પડયું કે પુનઃ રાજધાની પ્રતિ પગલાં માંડવાની તેને ઇચ્છાસરખી પણ ન થઇ. પોતાની ક્ષત્રીયવટ-પર લજ્જા છુટી. ગુપ્તવેશ ધારણ કરી તે ઇતસ્તતઃ ફરવા લાગ્યો. તેણે ક્યારનોયે અન્ય માર્ગ ગ્રહણ કર્યો હોત પણ નિમિત્તયાનાં પૂર્વે વાંચેલા લેખથી તે અટકી ગયો.

ઉપર જોઇ ગયા તેમ અચાનક પરિસ્થિતિ બદલાઇ. સૂરિમુખે પહેલવહેલાં જ તેને શુભ સમાચાર મળ્યા. મનમાં પ્રેરણા થવા લાગી કે જરૂર હવે દશાનું ચક્ર ફરવું જ જોઇએ. એ મહાન્ આત્માના વચનો માટે જીંદગીમાં પહેલવહેલું જ તેને બહુમાન ઉપજ્યું. જો કે ધર્મે જૈન હતો છતાં અંતરથી જૈન તો તે આજે જ બન્યો હતો. ચંપા-પતિના આગમનની માર્ગપ્રતીક્ષા ક્યારનીયે મંત્રી કરી રહ્યો હતો. એટલે સીમાડામાં એમના કદમ થયાના સમા-ચાર કર્ણપટ પર અથડાતાં લાગલો જ મોટા સામૈયાસહ સામે આવ્યો. હર્ષથી ઉભય ભેટયા. કેટલીક મૂક પળો પસાર થઇ ગઇ. રાજાએ અમાત્યની સલાહ અવગણવામાં પોતાની ભૂલ જોઇ છતાં મંત્રીને ભાવિભાવની બાજી વિના બીજું કંઇ વદવાપણું નહોતું. સૌ કૂચ કરતા ચંપાના આંગણે આવ્યા. દરેક ચિંતા કોરાણે મૂકી પ્રથમ અવનીપતિ પૂર્વજના બંધા-વેલા શ્રી વાસુપૂજ્ય જીનેશના પ્રાસાદમાં ગયો; ઉછળતા

છૂટકો. આપના અધિકારથી ઉપાધિઓની કબુલિ કરવા માટે [illegible] ના 'લોકમાં એવું' [illegible] આવી જવું કેમાં એ તરફ નજર કરો [illegible].

> ख्यातिश्री परिरंभ निर्भरभुजं प्रत्यूह [illegible],
> चैतन्यज्ञानधराश्रमी नतपदं, निर्मोह निर्मायकं ।
> भक्तानां सकलेप्सितार्थ पदकं, [illegible] विभुं,
> तं श्री तीर्थकरं नम [illegible] श्री [illegible] स्तुमः ॥

અધિકારીવર્ગ રાજાની ધર્મપ્રિયતા જોઈ ચકિત થઈ ગયો. મહારાજાશ્રીની અડગ ભક્તિ તો સૌ કોઈ જાણતું હતું, પણ નરેશ માટે તો આ નવો પ્રસંગ હતો. પાછળથી હર્ષ રેલાવાની પ્રજાજનમાં આશા બંધાઈ. સ્વારી મંદિરમાં પહોંચતાં સૌ રસ્તે પડ્યા. ભૂપાલનાં દર્શન માટે ઘેલી બનેલી ચંપાનગરીની પ્રજાનું વર્ણન કરવાની આ લેખિનીમાં શક્તિ ક્યાંથી સંભવે! જ્યાં પ્રજા સન્માન માટે આતુર બને ત્યાં પછી શી કચાશ રહે! રાજા–પ્રજા માટે એ ધન્ય દિવસ હતો. ગતિના ચક્રમાં અનિયમિતતા ન સંભવે. રાત્રિ પછી દિવસ અને વળી પાછી રાત, એ એનો ક્રમ. કેટલોક કાળ વહી ગયા પછી એકદા રાજદ્વારે એક આનંદ પુલકિત તનુ-ધારી ભૂદેવનાં પગલાં થયાં. દરબારમાં પ્રકીર્ણ વિષયપર ચર્ચા ચાલી રહી છે, ત્યાં દ્વારપાળે ભૂદેવજીને દાખલ કરવાની અનુજ્ઞા માગી; ઇશારાથી હા થતાં, પાછા ફરી એ 'બ્રાહ્મણ મહાશય'ને દાખલ કર્યા. બ્રહ્મપુત્ર પણ જમા-

નાના ઘાટથી ઘડાયેલા કોઇ રાજા સન્મુખ કેવી રીતે વર્તવું એ વાતથી પરિચિત હતા. એટલે ઔચિત્ય સાચવી, ઝોળી-માંથી એક પોટલી છોડી તેમાંથી નાનો દેખાતો એક લેખ નૃપ સન્મુખ ધર્યો. ભૂપાળે તે બરાબર વાંચી જોયો. કુતુહલ સાથે આંખ જરા રાતી થઇ. પ્રધાનજીને પ્રશ્ન કર્યો—'હાલમાં કંચનપુરનો સ્વામી કોણ છે ?' પ્રધાનજીએ વિનયપૂર્વક જવાબ વાળ્યો—મહારાજ, જનવાયકા એવી છે કે જુના રાજાના મૃત્યુ પછી, એ રાજસિંહાસન પર પંચદિવ્યધારી એક ચંડાળ-પુત્રને બેસારવામાં આવ્યો છે. એથી વધુ સત્ય જણાયું નથી, પણ એ નૃપની બહાદુરીના બ્યાન પક્કા પાયે મારા સાંભળ-વામાં આવ્યા છે. એ પરથી મને તો લાગે છે કે નક્કી તે કોઇ ક્ષત્રિયવીર હોવો જોઇએ. રાજબીજ ઢાંક્યા ન રહે.

મંત્રીશ્વર ! હવે ત્યારે તમેજ આ વાતનો નિર્ણય કરો. કે એ રાજબીજનું કામ છે કે ચંડાળબીજનું ! એમ કહી રાજાએ મંત્રી તરફ આવેલ પત્ર ફેંક્યો.

મહારાજ ! લખાણમાં ઉતાવળ છે છતાં, એથી તો એનું 'રાજબીજ' પુરવાર થાય છે. સિંહબાળ વિના આવી હિંમત કોણ લીએ ? આપ સરખાને લખવું એ કંઇ બચ્ચાંનાં ખેલ નથી. એના પરિણામ માટે એની તૈયારી હોવી જ જોઇએ. શિઆળસ્વભાવી મનુષ્યની પ્રથમ તો કલમ જ ન ચાલે. કેમ દ્વિજપુત્ર ! એ રાજા સંબંધી તું શું કંઇ જાણે છે ? જાણતો હોય તો જરા કહી બતાવ જોઉં !

તરતજ ભૂદેવકનો વાણીપ્રવાહ છુટ્યો. એમાં ભૂતકાળના કેટલાયે સારા-નરસા પ્રસંગો ઉથલાઇ ગયા. પૂર્ણાહૂતિ કરતાં જણાવ્યું. મહારાજ ! છે તો એ ચંડાળનો છોકરો. મારી સગી આંખની સાક્ષી છતાં બળવાન પણ બહુ છે એ મેં નજરે ભાળ્યું. મારે તો 'ખોદે ઉંદર અને ભોગવે ભોરિંગ' જેવું થયું છે. રહ્યા બ્રાહ્મણ એટલે 'सर्वे नाशे समुत्पन्ने अर्धं त्यजति पंडितः' એ સૂત્રનો આશ્રય લઇ આ 'ગામડાની ભેટ' લેવી પડી છે. હડહડતો કળિયુગ આવ્યો છે, તે વિના બ્રાહ્મણો જેવા ધર્મમૂર્તિઓ ઉપર આવા સંકટ શા માટે હોય! અરે બ્રહ્મદેવને અર્પણ થયેલ કોઇ લે પણ ખરૂં ! હરિ, હરિ, જાત ચંડાળની એટલે તેને ધર્મનું ભાન ક્યાંથી હોય ? બાપજી ! કૃપા કરી એને ઠેકાણે લાવો તો એ રાજ્ય પર પહેલો હક્ક આ સેવકનો છે તે પર ધ્યાન આપવા કૃપા કરશો.

ક્રોધની પ્રતિમા સમા ચંપાપતિએ ભંડારીને ઉદ્દેશી આજ્ઞા કરી કે આ ભૂદેવને પાંચ સોનામહોર આપી હાલ તો વિદાય કરો. ગામ આપવાની વાત હાલ તો બાજુપર રહેવા દઇ સત્વર એક ચાલાક દૂતને તૈયાર કરો. પ્રધાનજી ! હું સમજી શકતો નથી કે આ શું બનવા બેઠું છે. શું દધિવાહને ચુડીઓ પહેરી છે કે આજે એકાદો ચાંડાળ, ગાદીપતિ બની બેસે અને મારા જેવા પર આવો અપમાનજનક પત્ર પાઠવે ? કદાચ વિપરીત સંયોગોથી એકાદ

વાર પરાજય થયો અને એ તકનો લાભ લઇ દુશ્મનો અંતઃપુર પર લુંટ ચલાવી ગયા તેથી શું થયું ? આ કંઇ લીંડીઓ મૂકતી બકરીનો વાડો નથી કે એમાંથી દરેક જણ મરજી માફક હાથ મારી શકે ! સત્વર દૂતને મોકલી એ ચંડાળપુત્રને કહી દેવડાવો કે પોતાનો આ પત્ર તે પાછો ખેંચી લઇ માફી માંગી લે; નહિં તો તરતજ યુદ્ધ માટે તૈયાર થઇ જાય. મારાં કાંડા તેને સાબીત કરી આપશે કે જગતમાંથી હજી ક્ષત્રિય ખમીર સાવ પરવારી બેઠું નથી. બસ, એક જ નિશ્ચય–કાર્યની સાધના કિંવા જીવનની ' આહૂતિ ' !

તરત જ સભા બરખાસ્ત થઇ. દેવપાલ રાજા અંતઃપુરમાં સિધાવી ગયો અને દિવાનજી પણ હૂકમની બજાવણીના કામે લાગી ગયા. એમને પણ ચંડાળ ભૂપનું કાર્ય સાહસભર્યું જણાયું. કુદરતના કાનુનમાં કેટલીયે છુપી બાતમીઓ ભરેલી હોય છે કે જે જાહેરમાં આવે ત્યારે જનવૃંદમાં આશ્ચર્યનાં મોજાં ફેલાવે છે. અહીં પણ એવો જ કંઇક સંકેત હતો. કરકંડૂ જેવો યુવાન નૃપ એમ તે કાંઇ આપ્યો લેખ મિથ્યા કરે ખરો ? અને માફી માગે પણ કયા ગુન્હા માટે ? ભલેને દુનિયાને મન એ એક હલકા કુળનો મનાય; છતાં એને તો પોતાના આત્મબળ પર અડગ વિશ્વાસ હતો. ગામના બદલે ગામ આપી એને પ્રમાણિક સોદો કરવો હતો અને તે પણ એક વિપ્રને આપેલ વચન રાખવા. વચન ફેરવવું એ મરવા કરતાં પણ વધારે હતું. ' ભીષ્મપ્રતિજ્ઞા 'નાં રહસ્ય એને શિખવા જવા પડે તેમ

નહોતું. અડગ નરેશની પ્રતિભાશાળી પુત્રીનો એ પુત્ર હતો. આ વાત જો કે એ પોતે નહોતો જાણતો; છતાં દુધ તે કંઇ છાના રહે છે ? શુદ્ધ ક્ષત્રિયાણીના ધાવણનો પ્રભાવ જ જૂદા પ્રકારનો હોય છે. વીરશ્રી વરવાની વાતોને એ બચ્ચાંનાં ખેલ સમજે છે. દૂતને માનપુરઃસર વિદાય કરી કહાવી મોકલ્યું કે ભૂપાળ દધિવાહન! તૈયાર થઇ રહેજો. હું સૈન્ય લઇ સામો આવું છું. વિપ્રને ગામ મળવું જ જોઇએ. એ માટે પ્રાણ જાય તેની પરવા નથી પણ વટ ન ફરવો જોઇએ.

આ સમાચાર દધિવાહનના કાને પડ્યા ત્યારે તેની ડીગ્રી પણ શતક વટાવી ગઇ. જુસ્સાથી ઉદ્દગાર મુખ બહાર પડવા લાગ્યા કે એ તે કોણ ? ભલેને આકસ્મિક યોગથી કંચનપુરનો માલીક બન્યો પણ આખરે સંતાન તો એક ચાંડાળનોને ! એ તે કઇ વાડીનો મૂળો ? યુદ્ધ ખેલવાની વાત એને મન મસાણ ભુમિમાં ગીધડા ઉરાડવા જેટલી સહેલી લાગે છે. ફિકર નહીં, ક્ષત્રિયનો હાથ જોયા સિવાય એની શુદ્ધ ઠેકાણે આવનાર નથી. આવ કરકંડુ ! હું પણ ક્ષત્રીય બચ્ચો ત્યારે કે ત્હારા કરને વાળી કડા જેવો બનાવી દઉં, ઉપરાંત એ પર લોખંડનું ટકું જડાવી દઉં !

ચંપાના સીમાડામાં રણદુંદુભિ ગડગડ્યા. તોપના ધડાકા થવા લાગ્યા. સામસામે સૈન્યો ગોઠવાઇ ગયા. અને સંગ્રામના નિશાન ફરકવા લાગ્યા. ભાલા સામે ભાલા અને ચમકતી તરવાર સામે તરવાર ઉછળવા માંડી. આંખના પલકારામાં કેટલાયે શીરો ધડથી વેગળા થઇ દૂર પડવા લાગ્યા.

ધનનનન કરતા તોપના ગોળા બહાર નિકળી અવાજ કરતા અને ધુમાડો ફેલાવતા સંખ્યાબંધ પ્રાણોનો કુચો વાળવા લાગ્યા. જાણે સમજુ ગણાતો માનવી ગણુ મદિરા પીને કેમ ગાંડો તુર ન બન્યો હોય અને એ ઘેનમાં એકજ જાતિમાં ગણાતા એવા બંધુઓને વગર વિચાર્યે રેંસી નાંખતો હોય એવો ભયંકર હત્યાકાંડ મચી રહ્યો. ઉભય દળના સૈનિકો ધર્મ જેવી ઉમદા ચીજને સાવ વીસરી ગયા. મૃત્યુને હથેળીમાં રાખી નૃત્ય કરવા લાગ્યા. વિજયમાંથી પરાજયના અને પરાજયમાંથી વિજયના, પળપળમાં ફરતા વમળમાં અટવાવા લાગ્યા. કટકના નાયકો પરિસ્થિતિ જોઇ આજ્ઞા કરવા લાગ્યા, સેનાપતિઓ પલટાતી દશા જોતાં વ્યુહમાં ફેરફાર કરતા ગયા. એકબીજાને ઉખેડી નાંખવામાં સૌ એકતાર બન્યા. કરૂણાજનક અને હૃદયદ્રાવક દૃશ્ય જોયું પણ ન જાય. છતાં વિશ્વના ઇતિહાસમાં રણસંગ્રામોની નામાવલિ ઓછી નથી લખાઇ, એજ માનવસ્વભાવની વિચિત્રતા. ક્ષણભંગુર સંસારમાં ઘડીની કીર્તિ અર્થે કેટલા જીવોનાં લોહી રેડાય છે! જ્ઞાની પુરૂષો તે માટેજ તેને નર્કની દૂતિ તરીકે ઓળખે છે. શાંતિ અને યુધ્ધ વચ્ચે આકાશ પાતાળ જેટલું અંતર છતાં માનવપ્રકૃતિ એ ઉભયની લાલસામાં ફસાઇ પડી, કેવળ શાંતિને નોતરવાને બદલે ઘણીવાર શાંતીદેવીનું નામ પણ ભૂંસી નાંખે એવી રણચંડીને નોતરે છે. ઘડીભર માની લ્યે છે કે એ દ્વારા તે શાંતીદેવીના નિવાસમાં પ્રવેશ કરી શકશે. પણ આ ભ્રમોત્પાદક વિચારશ્રેણીમાં શૂન્યવગર બીજું

કંઇ પણ નથી હોતું. આખરે શાંતીદેવીની ઉપાસના અર્થે રણચંડીને નવગજના નમસ્કાર કરવા જ પડે છે. અસ્તુ. વિજય વરવા માટે બન્ને કટક પૂર્ણ જોસથી લડવા લાગ્યા છતાં એક બીજાપર કોઈપણ વિજય મેળવી શક્યું નહીં. ઉભયને સૈનીકો તથા સાધનોની ખુવારી થવા લાગી. સંગ્રામ લંબાવા લાગ્યો. વ્યવસાય સ્વભાવી પ્રજા આથી અકળાવા માંડી. દિવસ જતાં સૈનીકોનાં મરણથી રણમેદાન પર ફીકીયારીઓ વધી પડી. આજારી ને ઘવાયલાની સંખ્યાથી મેદાનનો એક ભાગ દુઃખીઆઓનું સંગ્રહસ્થાન બની ગયો. ધરતી ભયંકર ભાસવા લાગી. આ વાત દેશ–દેશાવર સુધી પહોંચી ગઇ. શાણા પુરૂષોએ નજીવી વાત પરના આ સંગ્રામને અટકાવવા બહુ પ્રયાસ સેવ્યો પણ 'રાજહઠ' આગળ તેમના હાથ હેઠા પડ્યા. ક્ષત્રીવટની ટેકમાં મેખ ન મારી શકાઈ. ઉભય પ્રતિસ્પર્ધી પોતાના મમત્વમાંથી જરા માત્ર ચળાયમાન થયા નહીં.

ત્રાસનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું. ચંપાપુરીની પ્રજાને અમાપ ત્રાસ વેઠવો પડતો હતો. સર્વત્ર આ સંકટ વેરાઇ જાય એવી ખરા અંતરની પ્રાર્થના થઇ રહી હતી. ઉભય ભૂપોમાં દોષ કોનો વધુ હતો તે કહાડવાનું યંત્ર પ્રજા પાસે નહતું, તેમ પ્રજા માયકાંગલી પણ નહતી કે જેથી એને મન દધિવાહનના વટની કિંમત ન હોય ! પણ એક ગામની બક્ષિસ અને એ બદલ મનગમતા બીજા ગામની માગણીમાં પ્રજાને મન લડાઇનો મુદ્દો ન હતો.

# પ્રકરણ ૧૪ મું

## હર્ષની ઘટીકા.

"અસ્તોદયનો ક્રમ અવિચળ છે. આમ છતાં બહુ થોડા આત્માઓને ધિરજ રહે છે. દુઃખ વેળા કકળાટ મચાવનારા જરા એટલું ચિંતવી લેતા હોય કે આ દુઃખ નથી પણ સુખનો સમય આવવાનો છે. એની આગાહી કરનાર દૂત છે તો કેટલું કષ્ટ ઓછું થાય? તત્ત્વકોવિદો સુખ-દુઃખના ચક્રને આવી વિચારણા દ્વારા સમતાભાવે જુવે છે અને પારંગતો માટે નથી તો દુઃખ કે નથી તો સુખ. એમનું મન સમભાવ દશામાં એટલું તો તદાકાર બની ગયું હોય છે કે જેથી સુખ-દુઃખરૂપી દ્વંદ્વની ત્યાં કંઇ અસર જ નથી થતી."

પ્રતિહારી! કેમ, શા સમાચાર લાવ્યો છે? જલ્દી જણાવ.

મહારાજાધિરાજ! હું કંઇ યુધ્ધભૂમીથી નથી આવ્યો. માત્ર એ તરફથી આવેલી, શ્વેત વસ્ત્રમાં સજ્જ થયેલી, અને જેના હાથમાં એક દંડ છે એવી એક પરિવ્રાજિકા-સ્ત્રી આપને મળવા માંગે છે માટે આજ્ઞા લેવા આવ્યો છું.

એક સ્ત્રી! અને તે પણ પરિવ્રાજિકાના વેશમાં! જરા બરાબર તપાસ કરી કહે, કંઇ શત્રુરાજનો ભેદ તો નથીને!

ના અન્નદાતા! આમાં તેવું કાંઈ નથી. એની મુખમુદ્રા જોતાં કોઇ કરૂણામૂર્તિનાં દર્શન થવા જેટલો આનંદ-

આવે છે. એમના ચરણમાં પડવાનું મન થઇ આવે છે. તે માનવી નથી પણ કોઇ દેવાંગી નારી જણાય છે.

પ્રતિહારી ! તું કહે છે તે જો બરાબર હોય તો તે કોઇ જૈન સાધ્વી જ હોવી જોઇએ. પણ તેને મારી સાથે મળવાનું શું કામ હોય ? ખાસ કંઇ આવશ્યકીય હશે ત્યારે જ તેમણે મારા આંગણે પગલાં કર્યાં હશે. માટે જા, તેમને બહુમાનપૂર્વક અંદર તેડી લાવ.

જેવી આજ્ઞા, કહી તે તુરત બહાર ચાલ્યો ગયો અને આવનાર પરિવ્રાજિકાને અંદર તેડી લાવ્યો.

પધારો મહારાજ ! આપ ક્યાંથી આવો છો ? અને આપશ્રીના પૂનિત પગલાંથી આ અદના સેવકના તંબુને પવિત્ર કરવામાં આપનો શો હેતુ છે ? કેમકે જ્યાં લોહીની છોળો ઉડી રહી હોય એવી પાપમય ભૂમિકા ઉપર આપ જેવા દયાના ફીરસ્તા અકારણ પગલા માંડે જ નહીં.

રાજન્ ! તું સત્ય વદે છે. કેવળ તારા પ્રત્યેના સ્નેહથી અને અત્યારે જે ભીષણ યુદ્ધ ચાલી રહ્યું છે તેમાંથી તને છોડાવવા સારૂ જ મારે અહીં આવવું પડયું છે.

આપશ્રીની હિતવત્સલતા મારાથી નથી સમજી શકાતી. મારા તરફ તમો કયા પ્રકારની હિતવત્સલતા ધરાવો છો ?

અવકર્ણિક ! અત્યારના જીવનથી જોતાં કોઇપણ જાતનો સાંસારિક સંબંધ ટકી શકતો નથી; છતાં મારે કહેવું જોઇએ કે સંસારી દશાના ક્રમ પ્રમાણે તું મારો પુત્ર થાય છે,

અને જેની સાથે તું સમરભૂમિમાં ઉતરી અનેક નિર્દોષ પ્રાણી-ઓની ભયંકર કતલ ચલાવી રહ્યો છે તે તારા પિતા થાય છે.

આપ કોઇ માયાજાળ તો નથી રચતા ને ? જે વાત માન્યામાં પણ ન આવે, જેને મેળવતાં મેળ પણ ન મળે, તેવી વાત ઉચ્ચારી આપ શું સ્વાર્થ સાધવા માગો છો ? સાધ્વીજી ! તમો તમારા માર્ગે સીધાવો. આપ જાણતા જ હશો કે આ 'વટ' રાખવાની તકરાર છે. તેમાંથી પ્રાણ જતાં હું પાછો ફરનાર નથી. ચંડાળ પિતાના પુત્ર તરિકેની મારી ખ્યાતિ હજી ભુંસાઇ ગઇ નથી. મને મારો બાલ્યકાળ યાદ છે. એટલે હું તમારૂં કથન રંચમાત્ર વિશ્વસનીય તરીકે માની શકતો નથી, એ માટે મને માફ કરશો.

સાધ્વીએ કરકંડૂને સમજાવવા સારૂ મૂળથી હકીકત કહી બતાવી, એ સાથે એંધાણી પણ આપી. એ સાંભળતાં કરકંડુને પૂર્ણ પ્રતિતી થઇ. તે એકદમ માતાના ચરણમાં પડયો. મોડા મોડા પણ પોતાનું સત્ય સ્વરૂપ જાણવામાં આવ્યું તેથી અપૂર્વ આનંદ થયો, છતાં એ સાથે જ મનમાં વિચાર સ્ફુર્યો કે દધિવાહનનો સુત થઇ હું મારૂં પણ ચુંકું તો પછી થઇ જ રહ્યું. પ્રતિજ્ઞા પાલન વખતે આ પિતા છે અગર આ પુત્ર છે એ ભેદને સ્થાન જ ન હોય. એટલે તરત જ પરખાવી દીધું કે-માતા ! આ યુદ્ધમાંથી પાછા ફરવા સિવાય આપ જે કંઇ કહેશો તે બધું કરવા તૈયાર છું.

સાધ્વીજી જાણી ચુક્યા કે આ ગર્વી પુત્રને મનાવવો એ લોઢાના ચણા ચાવવા જેવું છે. માટે એના પિતા કને જવાથી જ કાર્ય સિદ્ધ થઇ શકશે. એટલે તરત ચંપાનગરી પ્રતિ પ્રયાણ કર્યું. દરબાર સમીપ આવતાં જ એક દાસીએ તેમને ઓળખી લીધા, એટલે તરત જ વળગી પડી અને ઘણા કાળે પોતાની સ્વામિનીનો યોગ થયો જોઇ આંખમાં હર્ષાશ્રુ ઉભરાયાં. પદ્માવતી સાધ્વીના લેબાસમાં આવ્યાની વાર્તા સર્વત્ર ફેલાઇ ગઇ અને જોતજોતામાં લોક સમૂહ પણ એકત્ર થઇ ગયો. ભૂપ દધિવાહન પણ આવી પહોંચ્યો. સાધ્વીજીને આસન આપ્યા બાદ પ્રણામ કરી જયારથી છુટા પડ્યા હતા, ત્યારપછીનો સર્વ વૃતાન્ત કહેવા વિનવણી કરી. પદ્મા સાધ્વીએ સંક્ષિપ્તમાં આપવીતી જણાવી અને જાહેર કર્યું કે જેની સાથે તમારે લડાઇ ચાલુ છે એ માતંગપુત્ર નહિ પણ ખરી રીતે તમારો જ પુત્ર–કરકંડુ છે. આ ખુશખબર સાંભળતાં જ દધિવાહનના નેત્રોમાંથી હર્ષાશ્રુ સરવા લાગ્યાં. ચંપાપુરીની જનતાના આનંદનો પાર ન રહ્યો. યુદ્ધના ત્રાસથી અકળાએલી પ્રજાને મન આજે સોનાનો સુરજ ઉગ્યા સરખું થયું. ભાવિ રાજાનું પરાક્રમ નજરે જોવાનો યોગ સાંપડયો. રાજાનું ચીરકાળનું દુઃખ શમ્યું. તરત જ કુંવરના સામૈયા માટે હુકમ છુટયા. ઢોલ નિશાન ગડગડયા. સૌ કરકંડુના તંબુ તરફ આગળ વધ્યા 'વાતને વા લઇ જાય છે' એ ઉક્તિ મુજબ આ સમાચાર કરકંડુને મળી ચૂક્યા હતા. એનો ગર્વ ગળી ગયો. તરત જ તે વડિલના સામે આવ્યો. નમ્ર ભાવે

પૂજ્ય પિતા દધિવાહનના ચરણમાં પડયો. પિતાએ પ્રેમ-પૂર્વક મસ્તક-ચુંબન કરી આશીર્વાદ દીધા. સર્વત્ર વિષાદને સ્થાને હર્ષ પથરાઇ રહ્યો અને મારો-કાપોના પોકારોને બદલે જય જયકાર થઇ રહ્યો, હર્ષની ઘટિકા સર્વત્ર વહી રહી.

પદ્મા સાધ્વીએ સંસારની અસારતાનું મધુર વાણીએ આબેહુબ વર્ણન કર્યું અને કાર્ય પૂર્ણ થયું જોઇ ગુરૂણી સમીપ જવા વિદાય લીધી. દધિવાહનના અંતરમાં ઘર કરી રહેલ વૈરાગ્ય જ્વાળા, પદ્માને તિરોધાન થતી જોઇ એકાએક પ્રગટી ઉઠી. હવે એક ક્ષણ પણ ચંપામાં રહેવું એને ભારી થઇ પડયું. તરત જ કરકંડુને ચંપાપુરીના રાજ્યની લગામ સોંપી તે પણ પ્રવ્રજ્યા ગ્રહી ચાલી નિકળ્યો. માત-તાતને ભીની આંખે વિદાય કરી ભૂપાળ કરકંડુ નગર તરફ પાછો ફર્યો અને પોતાનો આવાસ નજીક આવતાં પહેલાં વાસુપૂજ્ય સ્વામીના પ્રાસાદમાં જઇ, દેવ જુહારી તે મહેલમાં પહોંચ્યો.

જન્મ થયો ત્યારથી 'ધર્મ' શું ચીજ છે તે નહોતો સમજ્યો છતાં આજે એનું પ્રત્યક્ષ દર્શન કરી એ પણ રસીયો બન્યો. સ્નેહની સરિતા સમી માતાનું ચરિત્ર શ્રવણ કરી, ધર્મમાં રહેલું આકર્ષણ તે કળી ગયો હતો; છતાં ઘડીપરના ગર્વી પિતાને સહજમાં રાજ્ય વૈભવની મોહિનીને લાતમારી આત્મકલ્યાણ અર્થે ભેખ લેતાં જોઇ, આકર્ષણમાં રહેલ અપૂર્વ સત્યની એને ઝાંખી થઇ. પોતે ડુબેલો છતાં તરનારનું હૃદય પારખી શકયો. સાથે ન જઇ શકયો છતાં અનુમોદના કરી જાણી.

રાજ્ય મંદિરમાં પોતે નહોતો આવ્યો ત્યાંસુધી એ સુનું હતું. આજે એની દશા પલટાવા છતાં પોતે સુનો બન્યો. એની સ્નેહની મુખ્ય ભૂમિકાઓ આજે એને અટુલો મૂકી દૂર નિકળી ગઇ હતી; છતાં ખણુ વચ્ચે એકાદા પાણીના ઝરા સરખી ભગિની હૈયાત છે એ જાણી મન કંઇક પ્રફુલ્લ બન્યું. તરત જ તેને તેડી લાવવા સૈનિકોને રવાના કર્યા.

કંચનપુર માટે યોગ્ય સુબાની નિમણુક કરી, ચંપાપુરીના વહીવટમાં તેણે ધ્યાન આપવા માંડયું. દ્વિજને ઈચ્છિત ગરાસ મળી ચુકયો. દેશ પરદેશ કરકંડુ ભૂપાળની યશઃકીર્તિ વિસ્તરવા લાગી. વિવિધ દેશની રાજકન્યાઓ તરફથી માગાં આવવા માંડયા. બુદ્ધિધન મંત્રીની સલાહ પૂર્વક એનો સ્વીકાર થતો ગયો. તે પ્રેમદાઓ સહ સંસાર સુખમાં દિવસો વ્યતીત કરવા લાગ્યો. ગોકુળ માટે એને બાલપણથી શોખ લાગ્યો હતો એટલે એ કાર્ય માટે તેણે વિપુલ ધન ખરચવા માંડયું. આ રીતે દુઃખના ઢગલા વચ્ચે જન્મેલ અવકર્ણિક સુખના ઉચ્ચ શિખરપર વિરાજી વિલાસમાં જીવન ગાળવા લાગ્યો.

## પ્રકરણ ૧૫ મું.

### રાહ જોતી બાળા.

" ખરો જ્ઞાની તેજ છે કે જે આ સંસારમાં પ્રતિદિન નજરે આવતાં પ્રપંચોને જોઇ એતું મૂળ શોધવા મથે છે. એને મન દેહધારી આત્માઓ એ તો મદારીના રમકડા સમ હોય છે. કર્મરૂપ મહાન્ મદારી આ વિશ્વરૂપ વિશાલ રંગભૂમિપર ફકત દેહધારીઓ પાસે વિવિધ પ્રકારના પ્રયોગો કરાવે છે એમ અવધારી તે હર્ષ કે વિષાદ ઉરે ધર્યો સિવાય એ મદારીને કાબુમાં લેવા કટિબદ્ધ થાય છે. જગતની પરવા રાખ્યા વગર તે આગળ ધપ્યેજ જાય છે અને સરવાળે ઇષ્ટસિદ્ધિ કરી એ સત્ય રજુ કરે છે ત્યારે જ જગતને ભાન થવા માંડે છે. એ વેળાયે જ એના જ્ઞાનનાં મૂલ અંકાય છે. "

અહા ! કેવી રમ્ય ઘડી ! બ્હેન, જગતના ચોપડે આપણા જેવું મિલન ભાગ્યે જ નોંધાયું હશે ! હું ભાઇ અને તું બ્હેન છતાં કેટલાય દૂર પડેલાં. એકાદો આવો પ્રસંગ ન બન્યો હતે તો ખરેખર જંગલના એકાંત ભાગમાં ખીલતાં અને કરમાતાં કુસુમો સમા આપણે પણ અજ્ઞાન દશામાં જ અદ્રશ્ય થઇ જાત ! છતાં એમ નથી બન્યું એ માટે ભાવિનો ઉપકાર જ માનવો જોઇએ.

ભાઇ ! આવા વિચારમાં કેટલો કાળ વ્યતીત કરવો છે ? ભૂતકાળના બનાવો પર આંખ ફેરવ્યા કરીશું તો કોઇ કાળે આપણે ઉંચા નહી આવીએ. ગયું તેને જવા દઇએ. એ બધા કર્મરાજના તમાસાને દૂર ફેંકી દેવા

ઘટે. શાણ્યા તેજ છે કે વર્તમાન કાળ પ્રતિ નજર નાખી સ્વ કાર્યમાં ઉદ્યુકત બને. ગૌરવશયોં કિંવા વિષાદપૂર્ણ ગત ઇતિહાસ એ તો માત્ર ચાલતા સમયની રેખા દોર-વામાં અનુભવ તરિકે કામ આવે. એના પર નાચવાથી ઝાઝો શુક્રવાર ન વળે. હવે તેને સ્મૃતિપટમાં તાજો કરવાથી શું લાભ ? પિતા માતા તો આત્મકલ્યાણના પંથે વળ્યા, પવિત્રાત્મા માતા ધારિણીએ શીયળ રક્ષાર્થે દેહ તજ્યો, તું રાજ્ય ચિંતામાં અને સુંદર ગાત્રવાળી, નિત્યપ્રતિ નવીન અભિનયોને દર્શાવતી મારી ભાભીઓ સહ વિલાસમાં જીવન ગાળે છે, પણ મારે અહીં શું કરવું એજ એક મુંઝવણ છે ?

ભગિની ! આમ શા માટે વદે છે ? શું મારા સુખની ત્હને ઇર્ષા થાય છે ? ના, હું ભુલ્યો. અસુયા ત્હારી પ્રકૃતિમાં જ નથી તો પછી મુંઝવણ શાની હોય ? હજુ તો ત્હારી આપવીતી મારે સાંભળવી છે. તું એક રાજકુંવરી તરિકેનું સુખદ જીવન ગાળે એ જોવા મારૂં મન અહર્નિશ ઝંખ્યા કરે છે. ત્હારી ઇચ્છા પ્રમાણે સુખની રાશિ ખડી કરી દેવા હું હમેશાં તૈયાર જ છું, અનુમતિ મળે તો સ્વયંવર માંડું. યુવાન વયરૂપી પરાગપૂર્ણ ઉદ્યાનમાં પ્રવેશતાં જ તું આટલી હદે અધીરી શા માટે થાય છે !

વડિલ ભ્રાતા ! તમારી આન્તર લાગણીઓ એક બંધુને છાજે તેવી છતાં મારે માટે કંઇક વધારે પડતી છે. આજ્ઞા આપો તો જે આપવીતી સાંભળવા તમો ઉત્સુક છો તેને

હમણાં જ કહી નાંખું. એમાં તે શું મહત્તા સમાઇ છે ? બાકી વૈભવ માણવા કે શયનગૃહ શોભાવવા મારૂં અસ્તિત્વ નથી રક્ષાયલું. મારા જીવનપ્રવાહને કોઇ જુદી જ વાટે વહેવાનું સર્જન થઇ ચુકયું છે. જેને તમો સુખના રાશી રૂપે જુવો છો તેને હું વિપત્તિના ટેકરા ગણું છું. સુખના રાશીની પ્રાપ્તિ કોઇ જુદા જ માર્ગે થાય છે.

બ્હેન ! કૃપા કરીને આજે-ચીરકાળના મિલન કાળે, એ અધ્યાત્મના પડ ઉકેલવા જવા દે. પ્રથમ મને ત્હારી ભૂતપૂર્વ કથા કહી સંભળાવ. ત્હારે મન એ નિરર્થક હોવા છતાં મારે માટે એક જાણવા જેવો ઈતિહાસ છે. હરણને મન કસ્તુરીની કિંમત ભલેની ન પણ હોય; છતાં એ માટે દુનિયા તો મરી પ્રીટે છે. એક રાજતનયા પલકમાં માર્ગની ભિખારીણી બની જાય, નગરીના ચોટામાં વેચાણ માટે રાખી જાય, એમાં તો રાજશાસનના, સમાજ જીવનના અને લોકપુરાણના કેટલાયે કોકડા ઉકેલવાના હોય છે. એજ મારૂં અધ્યાત્મશાસ્ત્ર છે. હાલ તો હું એ કથા સાંભળવા અધીરો બન્યો છું. આ મંગળમુહૂર્તે તું એના ગણેશ માંડ.

મોટાભાઇ ! લડાઇમાં પિતાશ્રીની હાર થતાં શતાનીક રાજાના સૈનીકોએ ગામ લુંટયું. માતા ધારણી અને હું એક સૈનિકના હાથમાં જઇ પડયા. માતુશ્રીએ મૃત્યુની ભેટને વધાવી લઇ શિયળ સાચવ્યું એ વાત તો તમારા જાણવામાં આવી જ ચુકી હશે !

હા, પ્રધાનજીદ્વારા એ વ્યતિકર જ્યારે મેં સાંભળેલો,

ત્યારે મને જે દુઃખ થયું તે અવર્ણનીય હતું. એક રાજમાતાનો સામાન્ય કોટિના એકાદા સિપાઇ હસ્તે આવો દ્રોહ ! મને એનો પત્તો લાગે તો એને બરાબર પાઠ શિખવાડું કે અન્યના આચાર ઉપર હુમલો કરવામાં આ સાર નિકળે છે. સાથે હર્ષ પણ થાય છે કે માતાએ એક વીરાંગનાને છાજે તેવું જીવન જીવી જાણ્યું. કાયાનો તો એક કાળે નાશ સર્જાયેલો જ હતો; પણ અમૂલ્ય એવા શીયળવ્રતને જરા પણ ક્ષતિ ન પહોંચવા દઇ તેમણે સ્વકીર્તિને સારા ભૂમંડળમાં વિસ્તારી છે. નારીજીવનને ઉજ્વળ બનાવ્યું છે.

બંધુ ! એટલેથી થોભો. હું મારા વૃતાંતમાં આગળ વધું. માતાના દેહાર્પણે દુહિતાની ભીતિ ટાળી, એ બનાવથી સૈનિકના હોંજા ગગડી ગયા. મારી સહ ભાઇ જેવો વર્તાવ દાખવી કોશાંબીના બજારમાં મને વેચી, ધન મેળવી એ વિદાય થયો. ધનાવહ શેઠે મારા નમ્ર વદન પ્રતિ ધ્યાન આપી, મોંમાગ્યા દામ આપી મને ખરીદી. મને આટલાથી ઘણું સુખ થયું. માતાની હાલત આંખે નિરખ્યા પછી એ સિપાઇ પાસે રહેવું એ યમના મુખમાં રહેવા બરાબર મને લાગતું, એટલે શેઠનું સ્વામિત્વ થતાં જ મેં છુટકારાનો દમ ખેંચ્યો. તે વેળા હું રાજપુત્રી નહોતી; પણ રખડતી ભિક્ષુણી કરતાં પણ વધુ પામર દશામાં હતી. કેમકે રાજ્ય મંદિરમાંથી કોદિ પગ સરખો પણ બહાર મેલેલો નહીં અને કામ શું ચીજ છે તે જાણવા જરાપણ શ્રમ સેવેલો નહીં, તેની કિંમત આ પ્રવૃત્તિમય વિશ્વમાં ફુટી

બદામ જેટલી પણ ક્યાંથી હોય! એ વેળા મને શાન આવી કે ચાહે તો રાજરમણી હો કિંવા રંક રામા હો, દરેકે એકાદો ઉદ્યોગ તો હસ્તગત કરવો જ જોઈએ. હુન્નરી અનુભવથી વિહીણુ રહેવું ન ઘટે, આમ છતાં નશિબે યારી આપી, શેઠે મને ગુલામડી નહિં માનતાં પુત્રીને સ્થાનકે ચડાવી દીધી. અને પોતાની ભાર્યા મુલાંને પુત્રીવત્ પાલન કરવાનું ફરમાન કર્યું. પણ સ્ત્રીજાત જન્મથી જ વહેમી. મારા રૂપ લાવણ્યે શેઠાણીના હૃદયમાં કલ્પિત મનોદશાનો ભાસ કરાવ્યો. એને મન હું શોકય જેવી થઇ પડી. એક વેળા શેઠના પગ ધોવરાવતાં મારા મસ્તકની લટો નીચી સરી પડી. જે પિતા તુલ્ય શેઠે હાથવડે યથાસ્થાને મૂકી. આટલી નજીવી વાતે મૂળાનો રોપ પ્રગટી ઉઠયો, વહેમ દ્રઢીભૂત બન્યો. ત્યારથી તે મારી વૈરિણી બની. જો કે હું માતા સમી તેને ગણુતી હતી છતાં તે મારો કાંટો કહાડવા પ્રયત્નો કરતી રહી. શેઠને પણ એનો કંઇક ભાસ થયો. એટલે તેઓ પણ સાવધ બની અહર્નિશ મારી સંભાળ રાખવા લાગ્યા; છતાં બનનાર મિથ્યા ન જ થાય. એકદા કાર્ય પ્રસંગે શેઠ પરગામ ગયા અને બે દિન વધુ રોકાયા. બસ, એ દિવસો મારે માટે કાળ સમા હતી. મૂળા એ વેળા એના સત્ય સ્વરૂપમાં ઝળકી ઉઠી. કેટલાયે કર્ણકટુ વેણોની વર્ષા મારા પર વરસાવી, ન કહેવાના શબ્દો કહ્યા. મસ્તક પરના સુંદર કેશને મૂળથી કાપી નખાવી અને હાથપગમાં લોઢાની બેડીઓ જડાવી ઘરના એક અંધારા ઓરડામાં

ભુખી ને તરચી ધકેલી મૂકી. એકાદ નિરપરાધી મેંઢું પોતાને શામાટે કાપી નાંખવામાં આવે છે એવી જો કસાઇને દલીલ કરવાની શક્તિ દાખવી શકે, તો હું પણ મારો વાંક પૂછવાની હામ ખતાવુંને ! મેંઢા કરતાં પણ મારી ભુંડી દશા હતી. આખરે તો વેચાતી આણેલી ગુલામડીને ! આવા જીવતરને કોટીશઃ ધિક્કાર છે. શેઠ જેવા દયાના ફિરસ્તાના ગૃહમાં આ કુંભારણ જેવી ભાર્યાને જોઇ મને વિધિની વિચિત્રતા પર ગુસ્સો છૂટયો. છતાં સત્તાધારી સ્વામિની આગળ એક બાળાનું શું ગજું. અંધારામાં વહી રહેલા અશ્રુપ્રવાહને રોકનાર પણ કોણ મળે ? સ્નેહઘેલો પિતા પરદેશ હતો. તે વિના વિશ્વના બજારમાં સાથ દેનાર તો કોઇ હતું નહિ. ખરૂં છે કે દુઃખમાં જ ધર્મ સાંભરે. જ્યાં રવિ કિરણ નહોતા પ્રવેશી શકતા ત્યાં એ ધર્મરૂપી મહાન્ ભાસ્કરનો પ્રાદુર્ભાવ થયો. બાલ્યકાળની સંસ્કારિતા પુનઃ જાગ્રત થઇ. કર્મના તમાસા આવા જ હોય એમ અંતર કબુલવા લાગ્યું. મુળા તો નિમિત્ત કારણ છે એ સત્ય ત્યારે જ સમજાયું. મેં પણ આત્માની અનંત શક્તિ છે, એ તત્ત્વવાક્યને દૃઢ વળગી આત્મનિરીક્ષણ કરવા માંડયું. જે અચિંત્ય તપના પ્રભાવથી ચક્રી જેવા મહારથીઓ પણ પોતાના ઇપ્સિતની સાધના કરે છે એવા અઠ્ઠમ તપનો અભિગ્રહ ધર્યો. જીનેશ્વર દેવના કથાનુયોગમાંથી મારી સ્થિતિને અનુરૂપ ઉદાહરણો યાદ કરી આત્મસત્તાને મજબૂત બનાવવા માંડી. બાલ્યકાળના ઉત્તમ સંસ્કારની ખરી કિંમત

તે વેળા જ હું આંકી શકી. એ ત્રણ દિન મારા ધર્મચિંતનમાં જ વ્યતીત થયા. મારા જીવન પલટામાં પ્રકાશ કરતાં ઓરડાના અંધારાએ જ વધુ સ્હાય કરી એમ હજુ પણ હું માનું છું. રાજ્યમહાલયના સુખોથી વિહૂણી બનતાં, અને માતાની મીઠી ગોદમાંથી છુટી થતાં સંસાર અસાર ભાસ્યો હતો ખરો; પણ પાલક પિતાના ગૃહવાસે એની સચોટ અસર નહોતી પડવા દીધી. મહામાસની સખ્ત ઠંડી વચ્ચે તૃણાગ્નિની હૂંફ સદ્દશ એની અસર નહિં જેવી હતી, પણ મૂળા માતાએ એ તૃણાગ્નિમાં ચીનગારી મુકી મારો માર્ગ નિષ્કંટક કરી દીધો. ત્રણ દિનના એકાંતે જ મને સંસાર કેવો કારમો છે? કર્મરાજ કેવા દાવ નાખી સારા જગતને પોતીકી જાળમાં ફસાવી રહ્યો છે અને રાગ-દ્વેષરૂપી દુર્ધર મલ્લો દરેક આત્માને કેવા પેચમાં લે છે એ સર્વ વાત હસ્તામલકવત્ સમજાવી દીધી, તે ઘડીયે જ ગાંઠ વાળી કે મને એ સંસાર ન ખપે.

ભગિની! તું આ શું વદે છે? દુઃખના રાશિ તળે કચડાતા સૌને એવી ભાવના થઇ આવે; છતાં એ ઉપરથી છેવટનો નિર્ણય કરી લેવો એ એક સાહસ ગણાય.

ભ્રાતા! એ પર અત્યારે ચર્ચા કરવી નકામી છે. તમો આગળ સાંભળો એટલે એનું રહસ્ય આપો આપ સમજાશે. ચોથે દિને મધ્યાન્હે લગભગ મારી આંખોએ દિવાકરનાં દર્શન કર્યા. એ વેળા મારા પાલક પિતા-અરે

ખરા હિતવત્સલ પિતા—મને જોઇ, મારા દેદાર નિરખી એબાકળા બની ગયા. મારૂં હદ વગરનું દુઃખ જોઇ અમાપ કષ્ટ પામતા તરત જ આમ તેમ તપાસ કરી, એકાદા સુપડામાં અડદના બાકુળા નાખી, મારી ક્ષુધા ટાળવા સમજાવી તે બિચારા બેડીઓ ભાંગવા સારૂ લુહારને તેડવા દોડયા. ઘરમાં ભાગ્યે જ કોઇ નજરે પડતું. મને કષ્ટમાં હોમી મૂલા તો પોતાને પિયેર સિધાવી ગઇ હતી. વળી નોકર ચાકરોપર એવી હાક બેસાડી ગઇ હતી કે કોઇ શેઠને ખબર આપવા હાજર જ નહોતા. પ્રાતઃકાળે શેઠે આવી, જાતેજ મારા માટે તપાસ શરૂ કરેલી અને ઘણા પરિશ્રમ પછી જ મારા વસવાટવાળા અંધારા ઓરડાનો પત્તો લાગેલો. ઘોડાના પાલકે માત્ર અડદ બાફવા મૂકેલા એજ મારો તે વખતનો ખોરાક ! બાકી ઘરમાં સર્વત્ર સાતડે સાત હતું ! પિતા સમા બિચારા ધનાવહના પેટમાં પણ પાણીનું ટીપું સરખું ગયેલું નહીં ! મૂલા જેવી અજ્ઞાન પત્નિની પતિભકિતનો આ નમૂનો ! તેથીજ નીતિકારોને કહેવું પડયું છે કે ‘ અજ્ઞાનતા એ શ્રાપ છે ’ કેટલીકવાર જ્ઞાનથી ગર્વ આવે છે; છતાં અજ્ઞાનતા—મૂર્ખતાને તો નવગજના નમસ્કાર ! મને સાજી જોતાં જ પિતા એ બધું દુઃખ ભૂલી મારા કષ્ટનિવારણમાં લાગી ગયા. હું પણ ગૃહના ઉંબરામાં માંડ માંડ હાથવડે સુપડાને ખોળામાં લઇ, તેમાં રહેલા બાકુળા ખાવાનો આરંભ કરવા તૈયાર થઇ. સંસ્કારી હૃદય તરત જ પોકારી ઉઠયું કે આ વખતે કોઇ અનગારનું આગમન થાય તો કેવું

સારૂં ! અઠ્ઠમ જેવા તપના પારણે કોઇ સુપાત્રને દાન દીધા સિવાય મુખમાં અન્ન કેમ નખાય ! અને ખરે અંતરની એ ભાવના ફળી. જેની કાંતિથી ચારે દિશાઓ દીપી ઉઠી છે અને જેના પાદપદ્મથી માતા ધરણી પણ હસી રહી છે, એવા એક રમ્યમૂર્તિ તપોનિધાન મુનિનાં એકાએક દર્શન થયાં અને હું પ્રાર્થના કરૂં તે પૂર્વે તો ત્યાંથી પાછા જવા લાગ્યા. આ જોતાં જ મારી ચીર સંચિત ધીરજના બંધ છુટી ગયા. મનમાં તોપના ધડાકા સમો એક સખત આઘાત થયો, જાણે વિજળી ન તુટી પડી હોય તેવા આચકા સાથે નેત્રમાંથી શ્રાવણ–ભાદરવા સમો અશ્રુપ્રવાહ વહેવા માંડયો. મનમાં એમજ થઇ આવ્યું કે મારા જેવી દુખિયારીના એલી સૌમ્યમૂર્તિ સંત પણ ન થયા ! એવો તે મ્હારો શો વાંક ! શો અપરાધ ! !

આશ્ચર્ય ! અશ્રુભીની આંખ થતાં જ એ પવિત્ર પુરૂષ પાછા ફર્યા અને મારી સામે ધર્મલાભ પૂર્વક ભિક્ષા માટે હસ્ત લંબાવ્યા. ત્યાંતો મારી શૃંખલાઓ ધડાકા સાથે આપો આપ તૂટી જઇ સુવર્ણના ઝાંઝર રૂપ બની ગઇ. મેં વૃદ્ધિંગત થતા ભાવથી બાકુળા વહોરાવ્યા. મહાત્મા તો સિધાવી ગયા. પિતા લોહકારને તેડી તો લાવ્યા, પણ મારી મુક્તિ જોઇ અજાયબી પામ્યા. ઘર નજીક કોલાહળ મચી ગયો. લોકોના શબ્દોથી જાણુ થઇ કે બહાર તો સોનૈયાની વર્ષા થઇ રહી છે, સૌ કોઇ લેવા સારૂ જોર કરે છે; છતાં ભીમની ગદા સમો એક પણ સોનૈયો કોઇ ઉપાડી શકતું

નથી. દરબારમાં જાણ થતાં માર્ગે પડેલું સુવર્ણ એ તો રાજસંપત્તિ ગણાય એમ ધારી સૈનિકો છુટયા; છતાં તેઓ પણ ચિત્રામણના પુતળા સમા ઉભા રહ્યા. ધરતી પર સુવર્ણ કોડગણું નજરે આવે; છતાં હાથથી લેવાય નહિં એ પણ એક ચમત્કાર.! રાજા, અમાત્ય અને શેઠ શાહુકાર સૌ ટોળે મલ્યા. અંતરિક્ષમાંથી દિવ્ય સૂર સંભળાયા ત્યારે જ સત્ય પરિસ્થિતિ સમજાઇ. ભાઇ! એ વેળા જ મેં જાણ્યું કે વિશ્વમાં મારા પ્રતિ અકારણ કરૂણાવત્સલ એક આત્મા છે. એ સુવર્ણવૃષ્ટિનું નિમિત્ત પેલા મહાત્મા હતા. તેઓએ અભિગ્રહ લીધેલો–કુદરતી સ્વેચ્છાથી નિયમ ગ્રહણ કરેલો–કે, મને જ્યાં લગી એક રાજકુંવરી હોવા છતાં, દુઃખમાં આવી પડવાથી સામાન્ય દશા ભોગવતી બાળાના હસ્તથી બાફેલા અડદની ભિક્ષા ન પ્રાપ્ત થાય, ત્યાં લગી મારે નિરંતર ઉપવાસ કરવા. ભિક્ષા આપનાર એ બાળાના પગમાં બેડી હોવી જોઇએ, તેણે અઠ્ઠમની તપશ્ચર્યા કરેલી હોય, અને એના પારણે બાકુલા લઇ બેઠી હોય, વળી આંખમાં આંસુ આવ્યાં હોય. એવો યોગ આવ્યા સિવાય મારે પારણું ન કરવું. આ ઉગ્ર નિયમથી એ મહાપુરૂષને લગભગ પાંચેક માસ ઉપરાંતના ઉપવાસો થઇ ચુકેલા. પ્રતિદિન ભિક્ષાર્થે જતાં ને ભ્રમણ કરી પાછા ફરતાં પરિશ્રમની અમાપ વિટંબણા વેઠવી પડેલી છતાં એ સમતાધારીનું એક રૂંવાડુ પણ ફરકેલું નહીં. ઉપાસકો તો ચિંતામાં ગરકાવ થઇ ગયેલા; છતાં ઉપાય શો! સંતને પૂછાય પણ નહિં. ઉપર મેં કહ્યું તેમ એમણે પારણું

કર્યું. એની ખુશાલીમાં દેવતાએ સુવર્ણની વૃષ્ટિ કરેલી. એ સંતનો પ્રભાવ ! ભાઇ, એ મહાત્મા તે સિદ્ધાર્થ રાજાના નાના પુત્ર શ્રી વર્ધમાનકુંવર. રાજ્યવૈભવના અનુપમ સુખોને લાત મારી અપૂર્વ જ્ઞાનની શોધમાં નિકળી પડેલા. તપ કરી આત્મા સાથે લેપાયલા કર્મપંકને ઘસીને ઉખેડી નાંખવાના કાર્યમાં લીન બનેલા, સદા મૌનનું અવલંબન કરી ધ્યાનમાં મગ્ન બનેલા, અગણિત નાના મોટા ઉપસર્ગોનો સમભાવથી સામનો કરી આત્મ પરિણતિને નિર્મળ કરી રહેલા અને દેવોએ જેમનું નામ 'મહાવીર' પાડેલું એવા તે મહાન્ આત્માની શાંત મુદ્રા નિરખતાં જ આપણો આત્મા પવિત્રતાના સરોવરમાં નાચતો લાગે. તેઓશ્રીની માત્ર એકાદિ દ્રષ્ટિથી જ આપણાં પાપોનું પ્રક્ષાલન થઇ જાય. અંહા ! વાણીમાં કેટલી મીઠાશ ! આવું અદ્ભુત પ્રભુત્વ ને સર્વોત્તમ વ્યક્તિત્વ છતાં પૂર્ણજ્ઞાન તેમને નહોતું થયું. હજી કેટલીયે કસોટી પર ચઢવાનું બાકી હતું. મારે મન તે 'પૂર્ણ' છતાં જ્ઞાનીઓની નજરે 'અપૂર્ણ' હતા. એમના પ્રભાવે પડેલા કનકની તેમને પરવા નહોતી. જેને એ કિંમતી લાભ પોતાનો કરવા ઇચ્છા હતી એવા રાજાને અને પ્રજાને દેવોએ મના કરી. હું જોઇ રહી ત્યાં તો એ દેવોએ મ્હારો એ પર સીલ-સીક્કો માર્યો. મને એની જરા માત્ર સ્પૃહા નહોતી; છતાં મેં મૌન ધર્યું અને એ દલ્લો શ્રેષ્ઠિ ધનાવહને સોંપાયો. કંઇક અસ્ફુટ સ્વરે ઉચ્ચાર થયા એ ઉપરથી અનુમાનું છું કે મારે માટે જ એ સઘળું

દ્રવ્ય ખરચવાની ભલામણ થઇ હશે. આ મારી આપવીતીનો છેલ્લો અંક.

ત્યાર પછી એ સંતની શોધમાં હું દિવસો વીતાવી રહી છું. હજુ એ સૌમ્ય મૂર્તિનાં દર્શન નથી થયાં. એ નિષ્કારણ બંધુ વિના આ જીવન લૂણ વગરના ભોજન જેવું નિરસ લાગે છે. એની વાણી સાંભળવા હૈડું આતુર બન્યું છે. પુનઃ એ પુણ્યશ્લોકના ચરણમાં પડવાની હું રાહ જોઇ રહી છું. મારી શીઘ્રતાનું મુળ એમાંજ સમાયું છે.

બ્હેન ! તેં ઘણું સહ્યું છે. ધનાવહ શેઠને સત્વર બોલાવી એનો ઉપકાર માનવાપૂર્વક એ કહેશે તે કરી દઇશ. પેલી મુલાને પણ પકડી મંગાવીશ. ત્હને પણ ત્હારી ઇચ્છા અનુસાર રાજકુળમાં વરાવી, એ સિદ્ધાર્થ કુંવરની તપાસમાં માણસો દોડાવી ત્હારી દર્શન અભિલાષા પૂર્ણ કરીશ. પછી શું જોઇએ ? ઉતાવળનું કારણ જ નહિ રહેવા દઉં તો પછી !

ભાઇ ! એમાંનું કંઇપણ કરવાની જરૂર નથી. શેઠ પાસે અગણિત લક્ષ્મી છે. મુળાના ચરિત્ર પછી એમનો સંસારમોહ ક્ષીણ થઇ ગયો છે. મને જોઇ એ દિવસો વ્યતીત કરી રહ્યા છે. આખરે તો ચારિત્ર લેવાના જ છે. મુળા આખરે તો મારી પાલક માતા છે. માટે એનો કેસ કર્મરાજને જ સોંપવો જોઇએ. માનવકૃત શિક્ષાની કંઇ અગત્ય નથી. કર્મ-રાજના હાથમાં એ બિચારી રમકડા જેવી હતી. અને મારી

મનોકામના ત્હારાથી ન પુરાય તેવી છે. હું તો સ્વયં વરી ચુકી છું એ સંતના મહાન્–વિશાળ માર્ગને. અને હવે પતિપત્નિના છીછરા સુખના નથી તો મને કોડ કે નથી તો એના ક્ષણજીવી વિલાસોના અભણરા! મને તો આત્મિક મોજ માણવી છે. મારી આશા એ મહંત વિના, એની મધુરી વાણીના શ્રવણ વિના અપૂર્ણ છે. સંસારી માનવીનું ત્યાં ગજું નથી. ત્હારા ચર પુરૂષોથી એની શોધ નહિં લાગે. એ જંગલમાં ભ્રમણ કરતા યોગીને નથી તો કોઇ રાજવીના બંધનની પરવા કે નથી તો કોઇ મહારાજાના આમંત્રણની ગણના! આજે તે ધ્યેયની સિદ્ધિમાં લયલીન બનેલ મહાવિભૂતિ છે. સાંભળવા પ્રમાણે અલ્પ કાળમાં જ એનું લક્ષ્ય સધાશે. મને ધનાવહ શેઠને ત્યાંજ રહેવા દે ત્હારા રાજ્યમહાલય કરતાં એ રંક ઝુપડામાં એના સમાચાર મને જલ્દી મળશે. પ્રભુત્વના પેગામ પ્રભુતાધારીઓ કરતાં ભક્તિવંતોને પહેલાં પહોંચે છે.

ત્યારે બ્હેન! શું ત્હારો નિર્ધાર એ અંતિમ નિર્ણય છે? અંતે તો હું એકલોજ પડવાનોને?

ભાઇ! વિમાસણ શાને કરે છે! એજ સંસારી જીવની વિષમતા! એ સ્વરૂપ યથાર્થ સમજાય તો જાગ્યા ત્યાંથી સવાર ગણવું શું ખોટું?

અવકર્ણિકની રજા લઇ, ભાભીવૃંદ પાસેથી હસ્તે મુખડે વિદાય લઇ વસુમતી ધનાવહ શેઠના ઘર પ્રતિ સિધાવી ગઇ.



---

# પ્રકરણ ૧૬ મું.

## એક જ નિશ્ચય.

"ભાવનાનું માપ ત્રાજવાથી ન કાઢી શકાય. એ તો આત્મિક શક્તિ રહી. કઇ ક્ષણે, વા કયા સંયોગોમાં આત્મા કેવી વિચાર શ્રેણી પર આરૂઢ થશે, એ ઉચ્ચ કક્ષા પર વિરાજતા જ્ઞાની સિવાય કોણ ભાખી શકે! છતાં ફળ તો જરૂર એની વૃદ્ધિ અને હાનિ પર નિર્ભય રહ્યું, તેથી જ ભાવના વિહૂણી કરણીનાં મૂલ્ય થોડાં અંકાયા છે, જ્યારે કેવળ ભાવના પર એકતાર થનાર ચક્રવર્તી ભરતેશ્વરને આરિસા ભુવનમાં જ અણમૂલા કૈવલ્યની પ્રાપ્તિરૂપ અપૂર્વ લાભ થયો છે. એમાં જ એ ભાવના શબ્દની કિંમત છે. માટે જ સિદ્ધાંતકારોએ ચતુર્વિધ ધર્મની ગુંથણીમાં ભાવનાને મહત્ત્વનું સ્થાન અર્પેલું છે.

મારા લોચન આજે મને કેમ મુંઝવે છે! તે હૃષ્ટ પુષ્ટ શ્વેતવર્ણો—શશી સમા ઉજ્વળ વર્ણવાળો વાછડો કાં મારી નજરે નથી પડતો! કેટલી યે વાર મેં તેને આ રક્તરંગી ગાયોના ટોળામાં એસી નાચતો કુદતો જોયો છે. ઘણીવેળા તે ગોવાળોના બાળકો સહ ક્રીડા કરતો, આ શ્યામવર્ણી ગોસમુદાયના વાડા આગળ દ્રષ્ટિગોચર થયો છે. ધવળવર્ણી ધેનુઓના ટોળામાં તે જોરાવર વાછડો એકાદા નાના રાજા સમો શોભતો. તેણે પોતાની બળાઢયતાથી આ ગોકુળની સર્વ વત્સમંડળીમાં અગ્રણીપદ મેળવ્યું હતું! અરે ઘણાં સાંઢોને સાઠમારી વેળા તેણે ધુળ ચાટતા કરી નાખ્યા છે. આવો બળવાન વૃષભ! મારી આંખોના પ્રિય પદાર્થ સમો

આજે કેમ દૃષ્ટિયે નથી પડતો ! થોડા સમયની મારી ગેર-હાજરીથી હું તેના આકારને વિસરી જઉં કે તેને ઓળખતો બંધ પડું એ સંભવિજ ન થકે !

નાયક ! જરા ગોવાળને બોલાવો તો !

આ આજ્ઞા કરનારને ઉપરની તરંગમાળામાં વિહરતો જોઇ સહેજ સમજાય તેમ છે કે ગોકુળનો શોખીન ભૂપાળ તે કરકંડૂ પોતેજ છે.

ભગિની વસુમતી તેની આજ્ઞા મેળવી ધનાવહ શેઠને ઘેર સિધાવી ગયાનું આપણે વાંચી ગયા છીએ. એને કેટલોક કાળ વીતી ગયો છે. પરાક્રમશાહી કરકંડૂને ઝાઝા દેશ જીતવાનો શોખ ન હોવાથી એણે પોતાના વિશાળ રાજ્યથીજ સંતોષ માન્યો હતો. બ્હેન જતાં તેને અટુલું લાગ્યું છતાં રૂપના રાશિ સમી, કિંવા સ્વર્ગની અપ્સરા સરખી અને ચોસઠ કળામાં કુશળતા ધરાવતી કુલીન રમણીઓના રતિવિલાસમાં રાજા કરકંડૂને એનું ઝાઝું દુઃખ ન લાગ્યું. રાજકાજમાં દિવસો અને અંતઃપુરમાં રાત્રીઓ પાણીના પ્રવાહની જેમ ચપળતાથી વહી જવા લાગી. કોઇ કોઇ વાર તે ગોકુળમાં એકાદી સ્હેલ કરી આવતો. એક વેળા તરત જ જેનો જન્મ થયો છે એવો કાંતિમાન વાછડો તેની નજરે ચઢ્યો. દૂધ જેવો સફેદ વર્ણ અને શિશુવય છતાં સ્થૂળ શરીર જોઈ એના પ્રત્યે હદ કરતાં વધુ તેનું દિલ આકર્ષાયું. તરત જ ગોપાળકને હુકમ કરવામાં આવ્યો કે એ વાછડાને એની માતાના દૂધ ઉપરાંત, બીજી ગાયોનું દૂધ

પણ પીવરાવવું. અને એનું બળ વૃદ્ધિ પામે તેવા દરેક ઉપાયો લેવા. રાજાની આજ્ઞા અને ગોવાળની સંપૂર્ણ માવજતથી એ વત્સ દાર્શનિક અને બળવાનમાં અગ્રણી બન્યો.

કેટલીયે વાર ગોકુળની મુલાકાતો પૂર્વે થયેલી, અને ગોવાળો દ્વારા પોતાના પ્રિય સ્થાન પ્રાપ્ત કરેલા વૃપભે કેવા કેવા પરાક્રમો કરેલા એનો શ્રૃંખલાબદ્ધ નહિં, છતાં ત્રુટક પણ રમુજી ઇતિહાસ શ્રવણ કરવાનો લાભ મળેલો. એ વેળા ભૂપના હર્ષનો પાર ન રહેતો. કેટલીયે વાર એ સમયે પોતાની સાથે આવેલા કુંવરના મુખારવિંદ તરફ મીટ માંડી એવા પ્રતાપી થવાના સંકેત દીધેલા. એ વાતને આજે વર્ષોના વહાણા વાયા છે. કુંવર બાલ્યકાળ વટાવી ક્યારનોયે યુવક દશાના અભિનવ કિલ્લાઓ બાંધી રહ્યો છે. તેને યુવરાજ પદ પ્રાપ્ત થયાને માંડ મહિનો વીત્યો હશે ત્યાં અચાનક ધરણિપતિને ગોકુળ સાંભરી આવ્યું. પોતાની ગાદીને દીપાવે એવા યુવરાજને નજર સામે શૌર્યતામાં આંદોલન કરતો નિહાળી વૃષભવાળી સ્મૃતિ તાજી થઇ આવી. એકાએક એ વૃષભને જોવાના કોડ થયા ને લાગલોજ નિકળી પડયો.

ગોકુળમાં પ્રવેશતાંજ એની ચક્ષુઓ ચોતરફ ફરી વળી. પણ નિયત સ્થાને એ ન દેખાયો એટલે નાયકને ગોવાળને બોલાવવા હૂકમ કર્યો, એ આપણે ઉપર જોઇ ગયા છીએ.

અન્નદાતાની જય હો ! મહારાજને ખમા હો કરતો વૃદ્ધ ગોવાળીઓ બીજા બે–ત્રણ પ્રૌઢ ગોવાળીયાસહ આવી રાજવીના ચરણે પડયો.

વૃદ્ધ ગોવાળ ! પેલો વૃષભ કેમ અહીં જણાતો નથી ? બાપુ, આજે તે વૃષભ પૂર્વનો બળવાન ધુરિણ નથી રહ્યો ! મારા સામે જુઓ. જેટલા પ્રમાણમાં જરાદેવીએ મારાપર હુમલો કર્યો છે તેટલા જ જોરથી તે તેનાપર પણ પોતાનો પંજો ઉગામી ચૂકી છે. એ ઘરડો થયો છે. એના મુખમાંથી લાળનો પ્રવાહ વહી રહ્યો છે. દાંતો તો કયારનાયે અદ્રશ્ય થઇ ગયા છે. આંખોમાંથી પાણી ટપકે છે. અને પૂર્વનું તેજ ઘટતું ચાલ્યું છે. એના માંસલ અવયવો આજે હાડપિંજર સમા ભાસે છે અને તેની સ્થૂળ દેહયષ્ટિ તો ખરછટ બની જાણે લાકડી પર એકાદું ચામડું ન ચીપકાવ્યું હોય તેવો ધૃણા જનક દેખાવ રજુ કરે છે. જે મુખના દર્શનથી ભલભલા માતેલા સાંઢો પોબારા ગણી જતાં ત્યાં આજે મક્ષિકાઓએ સ્વરાજ્ય સ્થાપ્યું છે. નાના વત્સો એને જોઇ, નથી તો ભય પામતા કે નથી તો ભાગી જતાં, પણ ઉલ્ટા સામા ધસી તેની પીડામાં વધારો કરે છે. તેની ઠેકડી ન કરતાં હોય તેવી ચેષ્ટા કરે છે. વૃદ્ધા અવસ્થાએ એ બિચારાની આવી હાલત કરી દીધી છે, માંડ માંડ તે ચારો ઓગાળી શકે છે અને કેટલીયે મહેનતે એના પેટમાં પાણી ઉતારાય છે. તેથીજ તેને પેલી મેરના એકાંત ભાગમાં રાખ્યો છે ! એની અરેરાટી સાંભળી અમારા કાન બ્હેરા બની ગયા છે. એની પહેલાંની સ્થિતિ સાથે હાલના દુઃખને સરખાવતાં હ્રદય દ્રવી ઉઠે છે !

વૃદ્ધ ગોપાળ ? શું એ માતેલા બળદની એવી દશા

થઇ છે ? ચાલો સત્વર એ બળદ મને દેખાડો. એમ કહી, ભૂપે બળદના સ્થાન તરફ ચાલવા માંડયું. નજીક આવતાં ગોવાળે ભૂમિપર પડેલ યાતના ભોગવતા બળદ તરફ અંગુલી કરી ત્યારે કરકંડુનું અંતર ઉભરાઇ આવ્યું. પલવાર એના ચક્ષુ કમળપાંખડી માફક બીડાઇ ગયા થોડી ક્ષણમાંજ ત્યાંથી તે પાછો ફર્યો. અને કહ્યું: આ બળદને અંતકાળે ઝાઝું કષ્ટ ન પડે તેવી દરેક સાવચેતી રાખશો. એના હૃદયને વૃષભના દૃશ્યે કંઇ જૂદો જ બોધપાઠ આપ્યો. આ વેળા એના મનોમંદિરમાં સજ્જડ ખળભળાટ ઉપન્યો હતો. 'જરા'ની ખરી શક્તિ તેણે અત્યારે જ નિરખી હતી, મન જોરથી પોકારતું કે ભલે તું ભૂપાળ હો કે સમ્રાટ હો છતાં એજ ઘડપણ એક દિસવ તારો પણ આવો જ ઘાટ ઘડવાનું છે. એ વિચારે તેનું હૃદય દારૂણ મંથનમાંથી પસાર થઇ રહ્યું હતું.

અદ્યાપિ સુધી પોતે માનવજીવનની અમૂલ્ય ઘડીઓ કેવળ વિલાસમાં ગાળી હતી તે માટે તેને પશ્ચાતાપ થવા માંડયો. સંસારનું નગ્ન સ્વરૂપ હવે દ્રષ્ટિ સન્મુખ ખડું થયું. રાજ્યના અધિકાર પાછળ, રમણીય મહાલયોના ઐશ્વર્ય કે મદમાતી અંગનાઓના હાસ્યવિનોદો પાછળ એક મહાભીષણ ભાસતા ભાવિનો પડછાયો કેવું તાંડવનૃત્ય કરી રહેલ છે તેનાં પૂર્ણપણે દર્શન થયાં. હવે જ તેની સમજમાં ઉતર્યું કે શા માટે ગીતાર્થોએ સુત, દારા, ભગિની કે માતા-પિતાના સ્નેહોને બંધન, કિંવા દ્રઢ ફાંસલાની ઉપમાઓ આપી છે ! તેના મસ્તિષ્કમાં એ સત્ય સંપૂર્ણ પણે પરિણમ્યું. અત્યાર

સુધી પોતે-બાહ્યાત્માએ સર્જેલા જગતમાં વિચરી રહી, અંતરાત્માનું લક્ષ્ય સાવ ચુકી ગયો તે માટે તેના હૃદયમાં પશ્ચાતાપનો પાવક પ્રજ્વલિત થયો. ભોજન પર, લલનાઓની ક્રીડા પર અને રાજ્ય મહાલયના પૌદ્ગલિક સુખો પર તેમજ પોતાની સત્તા પર તેને તિરસ્કાર છુટયો, હૃદયના ઉંડાણમાંથી અવાજ ઉઠયો કે એ બધામાંથી ગાંઠે શું બાંધી જવાનો! એનામાં રચીપચી રહેતાં નથી થવાની તૃપ્તિ કે નથી થવાનો અભાવો. વિશ્વના બજારમાંથી દરેક પ્રાણીઓ અતૃપ્તદશામાં જ જવાના! છતાં એમાં રહેલ શૂન્યતાને જે જોઇ શકે છે અને તેથી જે મુક્ત થવાના પંથે કુચ કરે છે તેને માટે અતૃપ્તદશા લોહના સ્થંભ સમી દુઃખદાયીની ન થતાં કાષ્ટના સ્થંભ જેવી સ્હાયક નિવડે છે. વિચારમાળાના મણકાઓ ગાડીના પૈડા માફક ફરી રહ્યા અને આખરે નિશ્ચય રૂપમાં પરિણુમ્યા. અંતરના ઉંડાણમાંથી દૈવી સૂર સંભળાયો કે વસુમતી બ્હેને જે રાહ પ્રકડયો તેજ સત્ય છે. માનવ જેવા ઉચ્ચ કોટિના જીવન દ્વારા કેવળ સાંસારિક મોજો માણવી અને આયુ વ્યતીત કરવું એ ધ્યેય તેનું ન હોય! તેની યથાર્થતા તો પૂર્ણતાની પ્રાપ્તિમાં જ સંભવે. માત્ર વૃષભના એકજ દૃષ્યથી કરકંડુ ભૂપ પ્રત્યેકબુદ્ધ બન્યા. ગૃહે આવ્યા છતાં સંયમ માર્ગની તમન્ના જાગ્રત કરતા અંતઃપુર તરફ પગલાં માંડ્યા, પણ તે માત્ર છેલ્લી વિદાય અર્થે. વાણી વિલાસો વહેરાવ્યા તે કેવળ એ યુવતીગણની મોહનિદ્રા ઉરાડવાને! સચિવ સહ વાતાલાપ કર્યો તે માત્ર

સુતને-યુવરાજને સિંહાસનારૂઢ કરવા અર્થે અને વફાદાર રહી પ્રજાનું વાત્સલ્યભાવથી પાલન કરવાની અંતિમ ભલામણ અર્થે. સંસારમાં હવે તેને બંધન જેવું કશું રહ્યું નહોતું. દલીલો શ્રવણ કરવાની કે તેના પ્રત્યુત્તર વાળવાની હવે તેને અભિલાષા નહોતી ! 'કર્મે શૂરા, તે ધર્મે શૂરા' એ વિબુધવાણી તેમને ગળથુથીમાં જ મળી હતી. જ્યાં સંયમનો ભાવ પ્રગટ્યો, દ્રઢ અને અચળ જ્યાં નિશ્ચય ઉદ્‌ભવ્યો ત્યાં પછી પ્રભુ મહાવીરનો વેષ દેવતા લઈને સામે આવે તેમાં નવાઈ શી !

રાજન્ એ મુનિપણાનો સ્વાંગ લઈ પૃથ્વીપીઠ પર ભ્રમણ કરી રહેલ આત્મા આ પોતે જ છે. એને કરકંડુ કહો કે અવકર્ણિક કહો જે કહો તે આ દેહને કહી શકાય. આત્મિક ગુણોનું નિર્મળ દર્શન કરી લેવાના આજે તેના મનોભાવ છે. તમોએ જીવન વૃતાંત શ્રવણ કરવા આગ્રહ કર્યો ત્યારે માત્ર લાભની દૃષ્ટિથી ચરિત્રની વર્ણન શૈલીમાં શ્રોતાને રમુજ પડે તેવા પ્રકારથી, મારો કહેવા જેવો વૃતાંત મેં કહી બતાવ્યો છે. એમાંથી સૌને બુદ્ધિ અનુસાર બોધ ગ્રહણ કરવાનો છે. હંસ માફક સારગ્રાહી બુદ્ધિ જ પ્રશંસનીય છે. કથાનકો સાંભળવા કે સંભળાવવાનો મુખ્ય હેતુ એટલો જ છે કે એમાંથી સ્વજીવન ઉન્નત બનાવવા રૂપ પાથેય આપણે પામી શકીયે. ૐ શાંતિ:

પૂજ્ય શ્રી રજા લઉં છું, એમ કહી નૃપ વિજ્ઞાનવીર વિનિત ભાવે વંદન કરી પોતાના નગર તરફ જવાને રવાના થયો.

## પ્રકરણ ૧૭ મું.

### સુખ કે મૃગજળ?

"સુખ ક્યાં છે? ચતુરંગ સેનાથી પરિવરેલા રાજાના આવાસમાં સુખ છે? મૃદુ અને કોમળ ગાત્રોવાળી કામણગારી, મૃગલોચનીઓ સહના વિલાસમાં સુખ છે? જ્યાં ખણખણાટ કરતી અસિઓ ભસ્મરાશિના તાપમાં ઝગઝગતી જયશ્રી માટે પરસ્પરના મસ્તકોને ધડથી જુદા કરી રહી છે એવા સમરક્ષેત્રમાં સુખ છે? જ્યાં શનૈઃ શનૈઃ સ્વચ્છ સલીલ, આકાશમાં પૂર્ણ કળાથી વિરાજીત શશીની રૂપેરી છાયાંમાં ડોલાયમાન થઇ રહ્યું છે, એવા રમ્યાકાર સરોવરના તીરપર વિશ્રાન્તિ લેવામાં સુખ છે? અથવા તો જે સ્થાને પ્રાતઃકાળના પ્રથમ ચોઘડીયાથી સંધ્યાકાળની અંતિમ ઘટિકા સુધી હજારો જાનના ક્રયવિક્રય થઇ રહ્યા છે એવી વિશાળ દુકાનની શ્વેત ચાદરથી આચ્છાદિત અને અતિસ્થૂલ તકીયાથી શણગારાયેલી ગાદીપર શ્રેષ્ઠિ તરિકે વિરાજમાન થવામાં સુખ છે? અગર તો પ્રતિદિન સંખ્યાબંધ અશરફીની થેલીઓ જ્યાં ગોધુમની ગુણો સમી ખડકાયા જ કરે છે એવા ટ્રેઝરર કે ભંડારી થવામાં સુખ છે? માત્ર એક જ પ્રશ્ન છે કે સંસારના એવા ક્યા સ્થાનમાં એ દ્વિવર્ણી શબ્દ સમાયો છે? નીતિકારના કથન મુજબ 'સુખ તો સંતોષમાં છે' એ વાત સત્ય માનવી કે કેમ અને માનવી તો અમલ કાં ન કરવો!"

**મા**નુની! ત્હારા મનોહર મુખપર આ વિષાદની છાયા કેમ? શું ત્હને આજનો રસુજી સમારંભ પસંદ ન આવ્યો? ખાસ આનંદ પ્રાપ્તિ અર્થે તો એની યોજના

કરાવી હતી ! મેં તો સૌના ચહેરાપર આનંદના ફુવારા ઉડતા જોયા. ખરે કહેવું જ પડશે કે નર્તકીએ કાર્ય પણ તેવું જ કરી બતાવ્યું. ઉંચા પ્રકારની કાર્યપટુતા અને અતિશય ચપળતા એજ મુખ્યત્વે આજના નાચમાં ખૂબી હતી. વળી એનો કંઠ પણ કેવો મધુર ! ભાગ્યે જ કોઇ વ્યકિત હશે કે જે આજના અપૂર્વ દ્રશ્યથી ઉલ્લસિત ન બની હોય ? ત્હારી શરીર સ્થિતિ તો બગડી નથી ને ? સસ-રૂષી સમા સાત પુત્રરત્નોવાળી, પંચાળ દેશની સ્વામિની અને ગુણોની માળા સરખી ત્હને અન્ય તે ક્યા પ્રકા-રનું દુઃખ છે કે જેથી ત્હારો ગુલાબી ચહેરો ખાખરના પાન માફક પીળાશ મારી મારા અંતરને કષ્ટ પેદા કરે છે. માટે એ વિષાદનું ખરૂં કારણ જાણવાને મારૂં હૃદય અધીરૂં બન્યું છે !

પ્રાણેશ ! આપે ગણાવ્યા તેવા એકે દુઃખથી હું ઘેરાઈ નથી. મારૂં દુઃખ તો નારિજાત સુલભ એક વિચક્ષણ, આકાંક્ષા-માંથી ઉદ્‌ભવ્યું છે. આપશ્રીની એ કળા–રસિક નર્તકી એજ મારી આ દશા આણનાર સાધન બની છે. ક્ષણમાં સ્હેજ પણ દ-બાણ પહોંચતાં એકાએક સરી જનાર સરસવના પુંજ પર સોય ખોસી એમાં સુધાકરની કાંતિને શરમાવે તેવા જાઇના પુષ્પને ભરાવી, તે પર કુદડી ફરતી, અને અંતરિક્ષમાં રહી અદ્ધર નાચ કરતી એ મોહક મુદ્રાવાળી નટપુત્રીયે મારૂં સર્વસ્વ હરી લીધું છે એમ કહીએ તો ચાલે. મારા સ્મૃતિપટમાંથી એનો રકત પુંડરિક સમ શોભિત ચહેરો સ્હેજ પણ ભુંસાતો નથી. એના સમી એકાદી પુત્રીની જનેતા થવાનું મને

ભાગ્ય પ્રાપ્ત ન થયું એથી મને ઓછું લાગી આવે છે. પુનઃ પુનઃ જન્મતા આ પ્રશ્ને મારૂં હૃદય સ્વાધિન કરી લીધું છે. એથીજ મારી ક્ષુધા પિપાસા રીસાઇ બેઠી છે અને નિદ્રા પલાયન થઇ ગઇ છે ! સિંહશાવક સમા સાત સાત તનુજો નજર સામે હોવા છતાં જાણે હું વંધ્યા હોઉં તેવું મને લાગે છે. વ્યવહારના એકથંભા પ્રાસાદ સમા આ સંસારમાં ભલે પુત્રી જન્મ માટે ઉત્સવ કે આનંદ જેવું ન મનાતું હોય, ભલેને ત્યાં અબળાજાતિ માટે આછીશી પણ ગૌરવરેખા ન અંકિત થતી હોય; છતાં મારે મન 'દુહિતા'ની પ્રાપ્તિ એ માત્ર બે જ નહિં પણ એથીયે વધારે હિતની કરનારી છે. પુત્રોથી પુત્રીની ગરજ ન સરે. શ્વસુર ગૃહને ઉજાળનાર સદ્‌ગુણી પુત્રી માતાને મન એક સબળ સાથ છે. નીતિકારોએ એના જન્મથી માંડી અંતિમ ઘટિકા પર્યંત માતાપિતાને માટે એને દુઃખ અને ચિંતાના વિષય તરિકે કલ્પેલી; છતાં આજે એના અભાવે હું પીડા પામું છું. માત, તાત અને શ્વસુરરૂપ કુળત્રિપુટીને દીપાવવાનો અથાગ બોજો એ તનયાના શીરે લાદી એ મહાશયોએ તેની યથાર્થ કિંમત આંકી છે. સ્વામિન્ ! આ રીતે આપની નટીએ મારા અંતરને વલોવી નાંખ્યું છે. એ આશાએ આજે હું ઘેલી બની છું. આપની પાસે એનો કોઇ પ્રતિકાર હોય તો સત્વર દેખાડો. વાચક ! ચાલો એ દંપતીને અત્રે વાર્તા–વિલાપમાં મુકી એમના મુળ ઇતિહાસમાં જરા આગળ વધીએ. અંકોડા જોડયા વિના

સાંકળ ન બને અને સંબંધ દર્શાવ્યા વગર વાત ન સંધાય એટલે એ ફરજ અદા કર્યેજ આગળ વધવું રહ્યું.

દેશનું નામ પંચાળ છે અને રાજધાનીનું મુખ્ય ધામ જ્યાં આપણે ઉભા છીએ તે 'કંપીલાનગર' અથવા તો 'કંપિલાપુરી' તરિકે સુપ્રસિદ્ધ છે. એના સિંહાસને જાણે વીરશ્રીનો પનોતો પુત્ર ન હોય, એવો જય નામે રાજા હરિકુળરૂપી સરોવરમાં કમળ સમી શોભાને ધારણ કરતો વિરાજે છે. તેને ગુણમાલા નામે એક સ્વરૂપ સુંદર વિનયશીલ રાણી હતી. તેણી કુલીનતા અને વીરતામાં અગ્રણી ગણાતા ઇક્ષ્વાકુ વંશમાં જન્મેલી હતી. પિતાને એકની એક લાડીલી પુત્રી હોવાથી અતિશય લાડમાં ઉછરી હતી. મોજમઝાના વિપુલ સાધનો વચ્ચે તેણીનો શૈશવકાળ વ્યતીત થયો હોવાથી યુવાવસ્થામાં પદસંચાર કરતાં જ તેનામાં ભોગવિલાસની પ્રબળ લાગણીઓ જન્મવા લાગી. શ્રૃંગારિક જીવન જીવવાના તેણે કેટલાએ સ્વપ્ના સેવવા માંડયાં. ભૂપ જય સાથે યોગ સંધાતાં એ મદભર કામિનીએ સ્વકીય રસજ્ઞતાથી પતિનું હૃદય જીતી લીધું એટલું જ નહિ પણ સમસ્ત અંતઃપુરનું આધિપત્ય હસ્તગત કર્યું હતું. લગ્ન પછી થોડા સમયમાં પંચાલ દેશની પ્રજા પાટવીકુંવરના જન્મની વધાઈ સાંભળી હર્ષઘેલી બની અને એ રીતે રાણી ગુણમાલાનું પટરાણી તરિકેનું અનુલંઘ્ય ગૌરવ સ્થપાયું. રાજન્ પણ તેનો પડતો બોલ ઝીલી લેતો. આ પછી તો

બબ્બે વર્ષના આંતરે બીજા છ કુંવરો જન્મ્યા. સંસારમાં મનાતા ઉચ્ચકોટિના સુખ-વૈભવમાં રાણી ઝુલવા લાગી.

જયરાજાએ વિલાસના એક અનુપમ સાધન તરિકે ગણાતી ચિત્રસભા તૈયાર કરવાનો હુકમ કર્યો કે જેથી સ્વ પ્રેયસીના ભોગવિલાસમાં કોઇ પણ પ્રકારની ઉણપ ન રહેવા પામે. સારા અને નિષ્ણાત મનાતા ચિત્રકારોને વિવિધ પ્રકારના ચિત્રો આળેખન કરવાના કામ સોંપાયા. અન્ય દેશવાસી કુશળ ચિત્રકારોને આમંત્રણ અપાયા. ટુંકમાં કહીયે તો ચિત્રસભાને અલંકૃત કરવામાં કામ આપતી દરેક પ્રકારની ચીજો સંગ્રહિત કરવાના પેગામ છુટયા. ઉત્તમ પ્રકારની ભૂમિની પરીક્ષા કરાવ્યા બાદ ખોદ કામ પણ સુચોઘડીયે શરૂ કરવામાં આવ્યું. કહ્યું છે કે—

"રાજાઓને વચનનું બળ, દેવોને મનનું બળ, શ્રીમંતોને સેવકોનું બળ, અને સામાન્યોને સ્વભુજાઓનું બળ હોય છે. અર્થાત્ એ દ્વારા કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે."

પાંચમે દિને એક ચમત્કાર બન્યો. ખોદકામ કરતાં ભૂમિના ઉંડાણમાંથી એક રત્નજડિત, ચોતરફ પ્રકાશ ફેલાવતો મુગટ નિકળ્યો. તરતજ નૃપને ખબર કરવામાં આવી. આ વાત નગરમાં પણ વાયુ વેગે પ્રસરી ચુકી. જોતજોતામાં મેદની મળી. આવા શુભ માંગલિકથી સૌના મુખ પ્રફુલિત થયાં. જેણે મુગટ શોધી કહાડયો હતો તેને પુષ્કળ દાન મળ્યું. વાજીંત્રના નાદ સાથે મુગટને ભંડારના એક સ્થાનમાં

સ્થાપન કરવામાં આવ્યો. એ પછી કેટલાક સમયે ચિત્રસભા તૈયાર થઇ ગઇ એટલે એક દિવસ શુભ મુહૂર્તમાં એની પ્રતિષ્ઠા રાખવામાં આવી. એ દિવસે ચિત્રસભાને એવી તો સરસ રીતે શણગારી હતી કે સૌને તે જાણે શક્ર મહારાજની 'ઇંદ્રસભા' જ ન હોય તેવો ભાસ થતો. મધ્યભાગે સ્થાપેલા સિંહાસન પર શ્રીજયરાજ, પ્રાપ્ત થયેલ નવિન મુગટ ધારણ કરી વિરાજમાન થયો હતો. અધિકારી વર્ગ અને પુરનો શ્રેષ્ઠિસમુદાય પોતપોતાના મોભા પ્રમાણે નિયત કરેલા સ્થળે ગોઠવાઇ ચુકયો હતો. સિંહાસનની પીઠના ભાગપર કહાડવામાં આવેલા અને ભાતીગળ કપડાથી ઢંકાયલા ઝરૂખામાં ગુણમાલા પટરાણી અને રણવાસનો નારીવૃંદ બિરાજયો હતો. ખુબી એ હતી કે તેઓ નીચે થતું સર્વ કાર્ય નિરખી શકતા છતાં ઝરૂખામાં બનતું એક પણ કાર્ય નીચેથી દેખી શકાતું નહીં.

પૂર્વે રાજદરબારમાં આવી બેઠકો ઘણી થયેલી; છતાં આજનો રંગ કોઇ ન્યારો હતો. આજે તો સૌની નજર મંગળાચરણ તરિકે ગવાતા મિષ્ટ સરોદી સંગીત કરતાં રાજાધિરાજે ધારણ કરેલા, સવિતાદેવ સમી પ્રભાથી ઝગહળી રહેલા મુગટ પ્રતિ હતી. એ રત્નમય હતો એટલા ખાતર સૌનું ધ્યાન તે તરફ આકર્ષાયું હતું એમ કંઇ નહોતું; પણ ચમત્કૃતિ તો એ હતી કે ખુદ ભૂપાળ સિવાય સર્વને, સિંહાસન પર વિરાજેલ જયરાજ બેમુખવાળા લાગતા અને કારીગરી પણ ત્યાંજ રહી હતી. એમાં

જડેલા રત્નો એવી તો વિલક્ષણ રીતે બેસાડવામાં આવ્યા હતા કે એ પહેરતાં જ, પહેરનારના મુખનું આબેહુબ પ્રતિબિંબ તેમાં પડી રહેતું અને સામેથી જોનારને દ્વિમુખપણાનો ભાસ કરાવતું.

સંગીતની સમાપ્તિ થતાં એક સફેદ રૂની પૂણી સમી દાઢીવાળા વયોવૃદ્ધ સરદારે હસ્તદ્વય જોડી જણાવ્યું કે આજના આનંદમાં તેના તરફથી એકાદ ભૂતકાળની સ્મૃતિ તાજી કરાવવામાં આવે અને બેઘડી મોજ ઉડાવવામાં આવે તો મહારાજે તેમાં સહર્ષ સંમતિ આપવી.

વડિલસ્થાને શોભતા મારા વૃદ્ધ સરદાર ખડ્ગસિંહ બહાદુર ! આજના શુભ ટાણે તમોને યથેચ્છ પ્રકારની ગમ્મત કરવાની છુટ છે.

તો દાસપર કૃપા થઇ. મહારાજા સહિત શોભતા, દુન્યવી સૂર્યમંડળના નક્ષત્ર ગણ સમા સમાજનો ! સાંભળો:

જૂના કાળની વાત છે! વર્ષોના વહાણા વાયા છતાં આજે પણ ભૂલાઇ નથી. એજ ભારતવર્ષ અને એજ શ્રી રામચંદ્રના પદથી પાવન થયેલી અયોધ્યા, અને એના (ભારતવર્ષના) દક્ષિણ છેડે નજીકના નાનાશા પડોશી તરીકે શોભતી લંકાપુરી કે જ્યાંના સિંહાસને રાવણ સરિખો મહા પરાક્રમી નૃપતિ ગર્જતો ત્યારે પણ આજના જેવું જ, અચરિત થયેલું કહેવાય છે કે એ રાવણના અહં-

ભૂત પરાક્રમોથી તુષ્ટમાન થઇ, ધરણેંદ્ર દેવે એક સુંદર હાર અર્પેલો. એમાં વિશાળ અને અદ્ભૂત કાંતિથી તેજ પ્રભા વિસ્તારતા નવ મણિ એવી કુશળતાથી બેસાડેલા કે જયારે એ હાર રાજા રાવણ સ્વ-ગ્રીવામાં ધારણ કરતો ત્યારે તેના ચહેરાનું પ્રતિબિંબ આબેહુબ એ પ્રત્યેક મણિમાં ઉતરતું અને સામેથી નિહાળનારને દશ આનનનો ભાસ થતો. તેથી જ રાવણ, સાહિત્યના પૃષ્ઠોપર અને જનવૃંદની લોક-વાયકામાં 'દશમુખી રાવણ' યાને 'દશાનન' તરિકે સુ-પ્રસિદ્ધ થયેલ છે. આજના બનાવમાં પણ તેવુંજ સામ્ય છે. મુગટના પ્રભાવે રાજેશ્રીના પણ બેમુખ આપણી ચક્ષુઓ નિરખી રહી છે. તો પછી તેમનું દ્વિમુખ એવું નામાભિ-ધાન શામાટે ન સ્થાપવું ? હા, એટલું કહી દઉં કે તેઓને 'દ્વિમુખ' રાજ કહેતા છતાં તેમના વચનમાં સત્યવાદી રાજન્ હરિશ્ચંદ્ર સરખી સત્યતા ભરી છે. અર્થાત 'દ્વિમુખી' નો અર્થ બે-વચનીપણું હરગીજ કરવાનો નથી.

ખડ્ગસિંહ બહાદુરની હાસ્ય ઉભરાવતી, રસરેલાવતી અને સત્યના પુરમાં વહેતી વાગ્ધારા પૂર્ણ થતાં જ વાંકડી મુચ્છવાળો અને જેના કપોળ પ્રદેશમાં તેજપુંજનો સંભાર ભર્યો છે એવો વિક્રમસિંહ ઉભો થઇ, ખડ્ગસિંહની દર-ખાસ્તને ટેકો આપતો હોય તેવા રૂપમાં બોલ્યો.

ખરેખર આજ આનંદના સમયે આપણા માનનીય અને જરઠ સરદારે, કોઇબાની ગરજ સારતું આપણા

માલિકનું નવું નામ શોધવામાં જે કુનેહ વાપરી છે તે બદલ આપણે તેમનો ઉપકાર માનવો ઘટે અને હવેના વ્યવહારમાં તેને જ વધાવી લેવું ઘટે.

પ્રજાજનો! તમારો આનંદ એજ મ્હારો આનંદ અને તમારૂં સુખ તેજ મારૂં સુખ હું માનતો આવ્યો છું. પ્રજાના કલ્યાણમાં રાજ્યની ઉન્નતિ સમાયલી છે; એને જ 'રામરાજ્ય'ની ઉપમા અપાય છે. એટલે તમારા આજના આ પરામર્શમાં મને જરાપણ અજુકતું નથી લાગતું. તેથી એમાં હસ્તે સુખડે ભાગ લઉં છું અને સમય થયો હોવાથી સભા બરખાસ્ત કરૂં છું.

એ વાતને વીત્યા કેટલાક દિવસ પછીની એક સવારે પરમુલકમાંથી એક સુંદર ગાત્રવાળી, અને કોકીલ સમા કંઠવાળી નર્તકીએ કંપિલામાં પગ મૂકયો. કર્પૂરની વાસ જેમ ચોતરફ ફેલાય તેમ એની નૃત્યકળા ને ગંધર્વકળાની પ્રશંસા સારા નગરમાં પ્રસરી ગઇ. અલબેલી ચિત્રસભામાં મહદ્દારી ગુણમાળાના રંજન અર્થે એક મીજલસ રાખવામાં આવી. એ વેળાયે નૃત્યવ્યવસાયી તરૂણીએ સ્વકળાનું એવાં તો સુંદર અભિનયો અને મધુર આલાપોથી દિગ્દર્શન કરાવ્યું કે આખી સભા એકી અવાજે તેની શ્લાઘા કરવા લાગી. ભૂપાળ તરફથી સુવર્ણપદક સહિત સારા પ્રમાણમાં પારિતોષિક તરિકે દ્રવ્ય આપવામાં આવ્યું. અધિકારીવર્ગે અને નગરજનોના અગ્રણીઓએ પણ યોગ્ય પ્રકારે તેણીના

કાર્યની કદર કરી. નર્તકી પણ દ્વિમુખ નરેશના યશોગાન ગાતી અવંતિ તરફ સિધાવી ગઇ.

એજ પ્રસંગની મોહકતાએ રાણી ગુણમાળાના અંતરમાં એક પ્રકારની વિલક્ષણ વાસનાનો જન્મ આપ્યો જે વાત પ્રકરણની શરૂઆતમાં આપણે જોઇ ચુકયા છીએ.

સાત સાત પુત્રની એ માતાને સ્વ અંકમાં એ ઉત્કૃષ્ટ કળા કલાપ કલિતા નર્તકી સમી બાળિકાને ઝુલાવવાના કોડ જન્મ્યા. નર્તકીના વ્યવસાયની નહિં પણ એની કળાની એ ચાહક બની. એવી કળા એને પોતાને આંગણે અજમાતી જોવી હતી, પોતાને અંગજા હોય અને એ એની વસ્તુ બને એ વાત તેણીને બહુ ગમતી. એટલે 'દુમુહપતિ' ની એનો રંજ કમી કરવાની સઘળી કોશિષો વ્યર્થ ગઇ.

છતાં આ કંઇ બજારૂ ચીજ નહોતી કે ઝટ માંગ્યા મુલ આપી ખરીદ કરી શકાય. ભાગ્યાધિન વસ્તુ એટલે નૃપ પણ શું કરે! દિલાસો આપી ગુણમાળાનું મન ધર્મમાર્ગમાં સવિશેષપણે વાળ્યું. ધર્મથી કર્મ ઠેલાય છે એ વાત પર એણે ભાર મુકયો.

પુત્રીની કામનાએ ગુણમાળા પણ ઉંડી ભક્તિથી દેવ સેવામાં ચિત્ત પરોવી તત્પર રહેવા લાગી. શ્રૃંગારરસમાં લયલીન બનનાર વામા ભકિતરસ કાળે પણ તેટલો જ ભાવ ભજવવા લાગી. વીતરાગ દેવ કંઇ પ્રસન્ન થઇ ભકતોના વંછિત પુરતા નથી, તેમ કુપિત થઇ અરિનાં મસ્તક પણ

કાપતા નથી. એટલે એમણે તો કંઇ આશીર્વાદ ન આપ્યા; અને ચૌદરાજલોકને અંતે સર્વ કર્મજંજાળથી મુકત થયેલ તે એવી જંજાળમાં પુનઃ પડે પણ શા માટે ? છતાં એ પ્રભુના ભકત એવા એક દેવે ગુણમાળાને સ્વપ્નમાં દેખા દઇ કહ્યું કે ' વનિતા ! ત્હારી ભકિત પ્રશંસનીય છે. તારે પુત્રીનો યોગ છે, તું મુંઝાઇશ મા. ભકિતમાંથી તાન ખસેડીશ પણ નહિ.' બસ, રાણીની કામના ફળી. દેવવાણી વૃથા કેમ જાય ! એકદા તેણીએ સ્વપ્નમાં કલ્પવૃક્ષની માંજર દીઠી ત્યારથી જ ગર્ભ રહ્યાના ચિન્હ જણાયા. પૂર્ણમાસે ગુણમાળાએ પુત્રીને જન્મ આપ્યો અને ભાવનિષ્પન્ન ' મદનમંજરી ' નામ સ્થાપ્યું.


## આદર્શ જીવન કેમ ઘડશો ?

મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચવાથી જ મનુષ્યોનાં જીવનમાં સુંદર પ્રેરણાઓ જાગે છે. અને એ પ્રેરણાઓને આચરણમાં મૂકવાથી મહાન્ આદર્શ જીવન ઘડી શકાય છે. જો આ વાતમાં તમને શ્રદ્ધા હોય તો એકવાર અમારી વાંચનમાળા તરફથી પ્રગટ થયેલાં મહાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચો અને સ્ત્રીઓ તથા બાળકોને વંચાવો. દર વરસે માત્ર રૂા. ત્રણમાં વાંચનમાળાના ગ્રાહક તરીકે નામ નોંધાવવાથી ઉપરોક્ત લાભ મળે છે. વિશેષ માટે લખોઃ—

જૈન સસ્તી વાંચનમાળા,
પાલીતાણા (કાઠીયાવાડ).

# પ્રકરણ ૧૮ મું.

## સમરભૂમિપર ચંડપ્રદ્યોત.

"બ્રહ્મચર્યનાં તેજ અનેરાં છે. એ દ્વારા જે વીર્ય સંચિત થાય છે તેમાંથી સત્ય, અહિંસાદિ વ્રતોના પાલન તો સહજ ઉદ્‌ભવી શકે છે! વિરતીને દેવલોકના સ્વામી ઇંદ્રો જેવા પણ પ્રણામ કરે છે તો-પછી માનવગણ બહુમાન પૂર્વક ચરણમાં પડે એમાં શું આશ્ચર્ય? વિશ્વરૂપી વિશાળ ચોકમાં સતીઓના યશદુંદુભિ 'યાવતચંદ્ર દિવાકરૌ' વાગ્યા કરે છે એજ એમાં સમાયેલ અપૂર્વ અસ્મિતાની સાક્ષી પૂરે છે. એ વિનાનું જીવન તો ખારા લુણ સમુંજ ગણાય. એકાદવારની બ્રહ્મચારી જીંદગીની ઝાંખી આત્મામાં કંઇ જૂદા જ પ્રકારની અનુભવ લાલી પેદા કરે છે, જ્યારે લંપટદશા તો તિરસ્કારને પાત્ર જ છે. કેમકે એ સંખ્યાબંધ સદ્દગુણોનો હ્રાસ કરનારી છે."

પ્રધાનજી! કેમ કંપીલાથી કંઇ સમાચાર આવ્યા છે?

મહારાજ! હજુ સુધી તો કંઇ ખબર મલ્યા નથી, છતાં દૂતના આગમનની ઘડીયો ગણાય છે. મારૂં તો દૃઢ મંતવ્ય છે કે ઉત્તર 'નકાર' માં જ આવવાનો છે.

શું જયરાજમાં એટલુંબધું પરાક્રમ છે કે તે મારા સરખા અવંતિનરેશના સામે શીર ઉચકવાની હિંમત દેખાડે? જ્યાં આજે ચંડપ્રદ્યોતના નામથી ધરણી ધ્રુજી રહી છે અને જેણે તેના કપરા હાથનો સ્વાદ ચાખ્યો છે તે તો પુનઃ ઉઠવા પણ નથી પામ્યા, ત્યાં એ કંપીલાનો સ્વામી શું મસ્તક ઉંચું રાખી શકશે? પંચાલના સુભટોમાં માલવીય વીરોનો સામનો કરવા જેવું શૌર્ય જ કયાં છે?

બેઅદબી થાય તો માફ કરશો; છતાં મંત્રી તરિકે મ્હારે સત્ય વાત કહેવી જ જોઇએ કે આપશ્રીના આવા ગર્વિત વચનોએ ચોતરફ આપના માટે સખત હુતાશની પ્રગટાવી છે. દાવ આવે સૌ કોઈ આપણને કચડવાની પેરવી કરી રહ્યાં છે. મારી સલાહ આપશ્રીને સાહસ ખેડતા અટકાવવાની હતી? એમાં પણ એજ હેતુ હતો કે પ્રથમ આપણે આપણી મજબૂતાઇ કરી લેવી. . . . .

દિવાનજી! તમો જો કે મારા જુના સલાહકારોમાંના એક છતાં અને પૂર્ણ નિમકહલાલ છતાં મને આજે તમારા વચનો વંધ્યા નારીના ફળ રહિત હાવભાવ સમા ભાસે છે. એમાં ઉત્તેજનનો એક અક્ષર પણ નથી. વીરતાનો એકાદો વર્ણ પણ ક્યાં છે ? ક્ષત્રિયની નાડીને એ બંધબેસતું ન જ થાય. આ તે સલાહ કે શરાપ ! . . .

માલીક ! આમ ગુસ્સે ન થાવ. ક્યાં દૂર જવું પડે તેમ છે ? જરા છેલ્લા દસકાના કેટલાક બનાવો તરફ આપ સહજ દૃષ્ટિપાત કરી લ્યો એટલે મારે કંઇ પણ કહેવાપણું રહેશે નહિં. મોર પીંછે જ રળીયામણો, એ ઉકિત રખે વિસરતા ! જુઓ ત્યારે—

આપ અવંતિ દેશના સિંહાસને આવ્યા ત્યારે આપના રાજ્યનો વિસ્તાર કેટલો હતો અને આપશ્રીની આણા કેટલા ખંડીયા રાજાઓ પર ચાલતી હતી અને હાલ તેમાં કેટલો ફેર પડ્યો છે એનો ક્યાસ કરો.

વૈશાલીપતિ ચેટકરાજના આપ જામાતા હોવા છતાં, એ સમર્થભૂપ સાથે આપનો મેળ નહિંવત્ છે. શીવાદેવી જેવા ગુણનિષ્પન્ન અને સ્ત્રી જાતિમાં રત્ન સમાન ગૃહલક્ષ્મી પ્રાપ્ત થયા છતાં આપનું મન કેવું ભટક્તું રહે છે! આપશ્રીની નજર એમની જ ભગિની અને શતાનિકપત્ની સતી મૃગાવતી પ્રતિ દોડે એ શું કહેવાય! કયો પિતા આ સહન કરી શકે? કઇ સ્નેહવત્સળ બહેનડીથી એ ખમી શકાય! છતાં આપના પ્રચંડ સ્વભાવને અને વિષયલોલુપતા જાણનાર એવા તેઓ મૌનનું અવલંબન ગ્રહી, કોઇ જાતનો વિરોધ ન જગાવે એ તેમની સુજનતા જ ગણાય.

સિંધુપતિ ઉદાયન જેવા અતુલ પરાક્રમી ધરણીપતિસહ આપે નિષ્કારણ કલહ જગાવ્યો. એમાં શી લ્હાણ પ્રાપ્ત થઇ? સમરાંગણમાં પરાજય પામી, કેદમાં જકડાવું પડ્યું, એજ કે બીજી કંઇ? કેવળ એક રૂપવતી દાસીના મોહપાશમાં લપટાવાથીજ એ બધું બનવા પામ્યું ને! દાસીપતિનો ચાંદ ત્યારથી જ મળ્યોને! મહારાજ, મારા આ લાગણીભર્યા અને કેવળ હિતબુદ્ધિથી ઉચ્ચરાયલા વાકયો તરફ આપ ધ્યાન આપો. આપનામાં અથાગ બળ છે છતાં કામલોલુપતામાં તે તણાઇ જાય છે. પ્રચંડ શકિત છતાં સાહસના કામોમાં તે ગળી જાય છે, એટલે જ અંતમાં લજ્જાસ્પદ બનવાનો સમય આવે છે. એ તો પર્યુષણ સમા મહાન્ પર્વનો યોગ સાંપડયો અને આપના કૃત્રિમ ઉપવાસે ધર્મસર્વસ્વી ભૂપાળના હૃદયમાં કંઇ જૂદી જ છાપ પાડી. સમાન

ધર્મીપણાના નાતાએ જ આપનો છુટકારો કરાવ્યો. જમાઇ જાણી આદર સત્કારથી પટ્ટબંધ રાજા તરિકેનું ગૌરવ અર્પી વિદાય કર્યા અને એ રીતે આપશ્રીની કીર્તિનું સંરક્ષણ કર્યું.

રાજગૃહીના સ્વામી શ્રેણિક સહ આપ વિના કારણ યુદ્ધ ખેડવા કમર કસો છો. આપ ઉચિત માનજો કે એ સૈન્યબળમાં ઉતરતો હોવા છતાં એમના પુત્ર ચતુર્બુદ્ધિ નિધાન અમાત્ય અભયની બુદ્ધિપ્રભાવડે સર્વથી ચઢી જાય તેવો છે. ધન્ય શ્રેષ્ટી સમો પ્રજ્ઞાનિધાન પણ તેના જ નગરમાં વસે છે. બૃહસ્પતિના અવતાર સમા અભયકુમારના અસ્તિત્ત્વ છતાં આપનાથી કોઇ કાળે મગધપર વિજય પતાકા ફરકાવી શકાવાની નથી. ચેતતા રહેજો કે કોઇદિ એ વણિક નંદા પુત્ર થાપ આપી બનાવી ન જાય.

વળી આપ આ બધાના સંબંધી થાવ છો. ઉદાયન કે શ્રેણિક, શતાનિક કે દધિવાહન અથવા નંદીવર્ધન કે આપ એ સહુ આખરે જામાતા તો વૈશાલી નરેશનાને ! સંસાર તો સ્હાહુના સગપણથી સંઓપે છે !

આપના ખજાનામાં શું ઓછું છે કે આવી નિષ્પ્રયોજન દોડધામ કરવી પડે ! ઉજ્જયની જેવી વિશ્વવિખ્યાત નગરીના આપ સ્વામી છો. કળા કૌશલ્ય અને રિદ્ધિસિદ્ધિમાં ક્ષિપ્રાતટિનીના સુશોભિત તટે વસેલી ઉજ્જયનીનો પ્રથમ નંબર છે. શિવા જેવું સ્ત્રીરત્ન આપના મહાલયમાં શોભે છે. અનલગિરિ નામા હસ્તિરત્ન અને મનોહર અગ્નિભીરૂ

નામા રથ કે જેમની કીર્તિ દેશોદેશમાં પ્રસિદ્ધ છે તે પણ અહીં. ઉપરાંત દૂતોમાં રાજા સમાન વિદ્યુતગતિ શીલ, 'લોખંડની જાંઘ' નું બિરૂદ પામેલ લોહજંઘ સંદેશવાહક પણ આપણે ત્યાં. આ સિવાય રંભાને પણ શરમાવે તેવી, રૂપના અપ્રતિમ નિલય સમી રમણીઓ છે; અને વિપુલ રાજવૈભવ છે. સ્વર્ગવાસી દેવોને પણ અસૂયા પ્રગટાવે તેવાં સુખો છતાં શા માટે આપ વણમાગ્યા સંહારને નોતરો છો ?

બસ કરો, દિવાનજી! તમારી સલાહ સાંભળીને હું કંટાળી ગયો. ખરૂં જ કથન છે કે પરિણિત યુવતિના અભિલાષોનો જેમ ધુલિક્રીડા કરતી બાળાને સ્વપ્ને પણ ખ્યાલ ન હોય તેમ સાહસ અને પરાક્રમમાં સમાયલા સારનો તમ સરખા કલમધારા વણિકને વિચાર પણ ન હોય. 'साहसे श्रीः प्रतिवसति' એમ તો નીતિવિશારદો પણ કહે છે. પ્રધાનજી! ક્ષત્રિયત્વના ધર્મો વિલક્ષણ અને વીરશ્રીભર્યા હોય, એમાં વણિક મગજનું કામ નથી; માટે એ સંબંધી ઝાઝી લમણાકુટ મુકી દઇ સત્વર એ દૂત સંબંધી સમાચાર મંગાવો. જ્યારથી એ મંજુલ કંઠવાળી નર્તકીના મુખેથી એ દ્વિમુખરાજની હદ ઉપરાંત પ્રશંસા સાંભળી છે, ત્યારથી મારૂં મન એ મુગટ પ્રાપ્ત કરવા અધીરૂં બન્યું છે. એવો તે કેવો ચમત્કારી મુગટ તેણે ધારણ કર્યો હશે કે જેથી તેના બે મુખ પ્રેક્ષકને જણાય! વળી લક્ષ્મીપિપાસુ એવી ગાયિકા આટલી હદે તેમાં મુગ્ધ બની

જઈ જ્યાં ત્યાં તેનાં યશોગાન લલકારતી ફરે એ મુગટ તો માલવપતિના મસ્તકે જ શોભે.

એ શબ્દો પૂરા થાય ત્યાં તો પ્રતિહારીએ આવી નિવેદન કર્યું કે આપણો વિજયનામા દૂત આપની સમક્ષ હાજર થવા ઇચ્છે છે.

જા, જા, તેને સત્વર અહીં લાવ. હવે પ્રધાનજી! આપણે જેની માળા ફેરવી રહ્યા હતા તે આવી પહોંચ્યો.

હા સાહેબ, મારૂં તો માનવું જ હતું કે આજની કાલ ન થાય? કેમ વિજય, શા સમાચાર છે? સિંહ કે શિયાળ?

અન્નદાતા! જેના નામમાં જ જય રહેલો છે અને દેવી મુગટ જેને ઉપલબ્ધ થયો છે એવો દ્વિમુખ નરેશ આપની આજ્ઞા એકદમ શિરોધાર્ય કરે એ બને જ કેમ? મારી વાત શાંતિથી શ્રવણ કર્યા બાદ, મંત્રી સહ સલાહ કરી, પ્રત્યુત્તર આપવાનું બીજા દિન પર રાખી, મારી આગતા સ્વાગતામાં ખામી ન રાખવાની આજ્ઞા નોકરને ફરમાવી દીધી. મને એ વેળા તો એમ લાગ્યું કે જરૂર બેડો પાર થવાનો; પણ બીજે દિવસે જવાબ મલ્યો કે "પ્રથમ લોહજંઘ પ્રમુખ ચાર રત્નો જે તમારી પાસે છે તે મોકલી આપો એટલે મુગટ માટે વિચાર કરવામાં આવશે."

આ શબ્દો સાંભળતાં જ ચંડપ્રદ્યોત રાજાનો ક્રોધ ભભુકી ઉઠયો. રોમરાય ખડા થયા. ચક્ષુઓ રક્ત બની.

તરતજ સંગ્રામ માટે આદેશ થયો. એ વેળાના ચંડપ્રદ્યોત ભૂપાળના સૈન્યનું વર્ણન પંડિતશ્રી સમયસુંદરજીના શબ્દોમાં આ પ્રમાણે આપી શકાય.

## સૈન્યવર્ણન.

સીસ સિંધુરીયા, પ્રબળ મદ પૂરીયા, ભ્રમર ગુંજતર ભીપણુ કપોલા
સુંઢિ ઉછાળતા શત્રુદલ પાળતા, હાથીયા કરત હાકલ હલોલા.
ઘંટ વાજે ગળે, રહે એકઠા મિલે, મેઘ કાળી ઘટા જાણી દીસે;
ઢળકતી ઢાલને સીસ ચામર ઢળે, મત્તમાતંગ રહે ભર્યા રીસે.
હાલતા ચાલતા જાણિકરિ પર્વતા ગુહિર ગંભીર ગરજાર કરતા;
ચંડપ્રદ્યોત રાજા તણે કટકમેં લાખ દો હસ્તિ મદવારિ ઝરતા.
દેશ કાશ્મિર કંબોજ કાંબિલતણા, ખેત્ર ખુરસાન સેંધા સુચંગા
અચળ ઉત્તરપથા પવન પાણીપથા, ભલભલા કચ્છિ તેજી તુરંગા
નીલડા પીલડા સબજ કંબોજના રાતડા રંગિ કપિલા કિહાડી
કિરડીયા કાલુયા ધુંસરા દૂસરા, હાંસલા વાંસિલા ભાગ જાડા.
પવનવેગ પાખર્યા ફોજ આગે ધર્યા, ચાલતા જાણી ચિત્રામ લિખ્યા
એહવા અશ્વ ઉજ્જેણિ રાજાતણે કટક શત સહસ પાંચ સંખ્યા.
સિર ધરે આંકુડા બાહિ પહરે કડા, ભાજણી પરતરા બોલ ચાલ્યા
એકથી એકડા કટક આગલિ ખડા, સૂરવીર વાંકડા સુભટ પાળા.
સબળ કાંધાળ સુંછાળ જિન સાલિયા, લોહમય ટોપઆટોપ ધારા
પંચ હથિયાર હાથે લઇ બાથે ભિડઇ,ભીમસમ ભલભલા પાલિહારા.
તીરતરકસ ધરા અભંગ ભટ ચાકરા, સહસ્ર જોધાર સંગ્રામ શૂરા;
ચંડપ્રદ્યોત રાજા તણે એહવા સાતકોડિ સાથિ પાયક્ક પૂરા.

નિજંનિજે નામ નેજાધજા ફરહરે ઘરહરે ઘોર નીસાણુ વાજા;
જાહંજોસણુ કીયા લાખ બે રથ કીયા, સાથમેં ચંડપ્રદ્યોતરાજા,
ચાલીયા કટકદળ જાંણિ ચક્રવર્તિંકા ધુસંરી ધુલિઉડિગયણી લાગી;
સંમુદ્રજળ ઉછલ્યા શેષ પાંણિ સલસલ્યા, શુહિર ગોપીનાંથકીનિંદ
ઇંદ્રને ચંદ્રનાગેંદ્ર પણ ચમકીયા, લંકગઢ પોલ તાળા જેડાયા;[ભાગી
સબળ સીમાળ ભૂપાળ ભાજી ગયા, ચંડપ્રદ્યોત રાજા ન રાયા.
આવીયો ચંડપ્રદ્યોત ઉતાવળો, દેશ પંચાલરી સીમમાંહિં;
દુમુહરાજાનપિણ્દેઇ દમામા ચડયો, આવી સાંમ્હોચડયોમનઉછાહિં.
ફોજફોજે મિલી ભાટભટ ઉછલી, સબળ સંગ્રામ ભારથ મંડાણો
ભલભલા અભંગ ભડભૂપભૂપે ભિડયા સુભટસુભટેંચડયાદેખીટાંણો.

લશ્કરની આટલી બધી વિશાળતા છતાં પણ ભાગ્યરવિ નિસ્તેજ હોવાથી જયશ્રીએ વરમાળા જયરાજાની કોટમાં પહેરાવી તે તરફ હવે દ્રષ્ટિ ફેરવીએ.

દુમુહ રાજા પાસે ફોજ કંઇ વિશાળ પ્રમાણમાં ન હતી, પણ પોતાની સત્ય નીતિમાં તેને અડગ વિશ્વાસ હતો. યુદ્ધનું વ્યર્થ આહ્વાન કરનાર પ્રદ્યોતરાજ હતો, એટલે 'પાપી પાપેન પચ્યતે.' એ ઉક્તિ અનુસાર તેનો જ પરાજય થશે એવી સંપૂર્ણ ખાત્રી હતી. વળી ચમત્કારિક મુગટની પ્રાપ્તિથી દેવસાનિધ્યપણું પણ હતું. આ સમયે એક બનાવ એવો બની ગયો કે જેને સમરભૂમિમાં ધાર્યા કરતાં પણ વધુ ઝડપે જય-પરાજયનો નિર્ણય આણ્યો.

આપણે જોઇ ગયા છીએ કે જયરાજને એક મદનમંજરી નામે અતિ લાડકી બેટી છે. આજે તે યૌવનના આંગણે ઉભી છે. તેણી અશ્વારૂઢ થઇ ખુલ્લી હવામાં ફરવા જતી અને ત્યાં વિશાળ મેદાનમાં વિવિધ પ્રકારનાં આયુધો ચલાવવામાં કુશળ બની હતી. આજે એ રાજબાળા મેદાને નિકળી પડી હતી. અને જાણી જોઇને તેણીએ સમરભૂમિથી ફંટાતી દિશા લીધી હતી; છતાં અકસ્માતિક રીતે દૂરથી ભૂપાળ ચંડપ્રદ્યોતના ચક્ષુનો એ વિષય બની. યુદ્ધક્ષેત્ર પર એ સમયે ખુનખાર લડાઇ ચાલી રહી હતી. જોતજોતામાં કેટલાયે માથાં ધડથી જુદા થઇ ભૂમિ-પર પડી કચડાઇ જતાં હતાં. ભૂપ ચંડપ્રદ્યોત દેહચિંતાના કારણે જ છાવણીથી થોડે આઘે થોડીપળને સારૂ આવ્યો હતો. ત્યાં તો કામણગારી બાળાના કુદરતી દર્શન થયાં. કામીનું ચિત્ત ચકડોળે ચઢયું. દૂર છતાં એના મોહક ચહેરાથી અને ચપળગતિથી અશ્વ ચલાવવાની ચપળતા જોઈ તેનું અંતર ભેદાયું. ઉભયનાં નેત્રો એકત્ર થતાં તારામૈત્રકનો અનુભવ થયો; પરન્તુ બીજી જ ક્ષણે પોતાનું ભાન થતાં તેણી એકાએક ત્યાંથી અદૃશ્ય થઈ ગઇ.

ચંડપ્રદ્યોતે યુદ્ધ ચાલુ રાખ્યું; છતાં મન તો પેલી બાળા હરણ કરી ગઇ હોવાથી યુદ્ધમાં પૂર્વવત ભાવ નહતો. નાયકના પ્રોત્સાહન વિના સૈન્યમાં જોમ ક્યાં સુધી ટકે ! જોતજોતામાં તેના વિશાળ સૈન્યમાં ભંગાણ પડયું, નાશભાગ થઇ ને રાજા ચંડપ્રદ્યોત પકડાઇ જતાં જેલવાસી બન્યો.

## પ્રકરણ ૧૯ મું.

### ' એક રે દિવસ એવો આવશે.'

" પૌદ્ગલિક સુખનો ચમકારો તે ક્યાં સુધીનો ? ચાર દિવસના ચાંદરણાથી અધિક તે એના આયુષ્ય ગંકાય ? આખરે તો આત્માથી પર રહ્યા એટલે અલગ તો થવાના એ ચોક્કસ જ. ઉભયના સ્વભાવ જ જ્યાં ભિન્ન ત્યાં પછી સંધાન તે કેટલું ટકવાનું ! વજ્રસમો દૃઢ બંધ પણ અંતે તો તુટી જવાનો તો પછી કાં સમજપૂર્વક મોહની ઉતારીને એની ચોખવટ ન કરી લેવાય ! "

ધગધગતી રેતીના રણમાં શીતળતાના અવતાર સમી, તમ હૃદયના એકલવાયા વિશ્રામ સમી રાજકુમારી ! આમ ક્યાં સુધી જીવન વ્યતીત કરવું ? પિતાના એક પરમશત્રુ સાથે આટલી હદે માયાળુ વર્તાવ રાખનાર મને તું માનુષી નહિ પણ કોઇ દેવી બાળા લાગે છે.

નરેશ ! આમ મુંઝાવ છો શાને ! આપ અત્યારે કેદી અવસ્થામાં છતાં આખરે તો એક ક્ષત્રિયકુલોત્પન્ન પ્રખર રાજવીજ છો. જય-પરાજયના ચક્રાવાથી આજે આપની નજરકેદ જેવી દશા થઇ પડી છે; છતાં મારા પિતાશ્રીનું વર્તન આપના પ્રતિ એક સ્નેહાળ સુહૃદ સમું જ છે. એની અંગત આપની ખીજમતમાં સદા ખડે પગે રહે છે એ કાર્યથી જ મારા કથનની સત્યતા સિદ્ધ થઇ શકે છે. માટે વૃથા શોક ન ધરો.

તરૂણી ! તમારૂં કથન અક્ષરશઃ સાચું છે છતાં પણ પાંજરામાં પુરાએલા પક્ષી સદૃશ જન્મારો વ્યતીત કરવો એ પસંદ આવે ખરો ? ગુલામી દશાના જીવતરની એ ગણુના છે. એથી તો મૃત્યુ બહેતર છે.

માલવપતિ ! એકાએક આમ આજે નિરાશામાં કેમ આવી ગયા છો ? મેં તમોને પ્રથમ પળે દીઠા ત્યારથી જ મારૂં અંતર આપના પ્રતિ આકર્ષાયેલું છે. તેથી જ મને યુદ્ધપર તિરસ્કાર છુટેલો. એવામાં તો આપ પરાજય પામી બંદીવાન બન્યા એટલે મને શાંતિ થઇ. ભયંકર સંગ્રામનો આમ જલ્દીથી છેડો આવ્યો તે સારૂ પ્રભુનો આપણે આભાર માનવો જોઇએ.

મંજરી ! ખરેખર તું આમ્રવૃક્ષની નવપલ્લવિત માંજર સમી મિષ્ટ છો. ત્હારા સહવાસ વિના આટલો કાળ મારો જાત એમ તું માને છે ખરી ? કાંતો મૃત્યુની ભેટ થાત ! કિંવા અહીંથી છુટકારો થઇ જાત; પણ ત્હારા જાદુભર્યાં નયનોએ સર્વ ભૂલાવી દીધું. એ વાત પુનઃ આજે તાજી થઇ આવી. ગમે તેમ પણ તું રાજકન્યા એટલે પિતાની ઇચ્છા થતાં પરઘેર જવાની. પછી આ લુખા જીવનમાં શો આનંદ રહે ? તું મારી સાથે કાયમ રહી શકશે ખરી ?

ધારો કે કદાચ આપના સહવાસમાં રહુ તો શું તમો અહીં રહેશો ? માતૃભૂમિને ભૂલી શકશો ખરા ?

ના, ના, એમ તે કેમ બને ? ચંડપ્રદ્યોત જેવા પરમ શત્રુને દિકરી આપી તેની સાથે સંબંધ જોડે એ વિજયી જયરાજથી કેમ બને ?

ધારો કે એમ બને—હું જ આગ્રહ કરી તમારી સાથે સંબંધ જોડવા પિતાને સમજાવું તો ?

પણ કાયમ અહીં શી રીતે રહેવાય ! શ્વશુર ગૃહમાં ઝાઝો વસવાટ એટલે અપકીર્તિને આમંત્રણ. ક્ષત્રીયવીર ન્હાનામાં ન્હાનું અપમાન પણ સહી શકતો નથી એ શું તમે નથી જાણતા !

તો પછી મારી સાથે પાણીગ્રહણ કરી મને મુકીને ચાલ્યા જવાના ને ? આવો જૂઠો સ્નેહ ! બાંધી મને ફસાવવા માગો છો કે શું ?

નહીં, નહીં, બાળા ! ત્હને સાથે લઇને અવંતિ જઉં તો ? રાણી પદે સ્થાપું તો ?

એ તો જાણ્યે સમજ્યા, પણ મને ત્યાં માતપિતા વિના કેમ ગમે ? તમને જન્મભૂમિ સાંભરીને દુઃખ થયું તો મને શું જનની ન યાદ આવે ? તેના લાડપાનને આપના સહજ સમાગમમાં સાવ વિસારી દઉં ?

બાળા ! તું તો મને બાંધી લ્યે છે. યુવતિને માટે પિયર નહિં પણ સાસરૂં જ શોભારૂપ છે. માતા પિતાના સ્નેહને ન વિસરતાં પતિના નવા પ્રેમસૂત્રને દ્રઢ બંધને બાંધવું ઘટે. સૃષ્ટિનો ક્રમ જ એવો છે. દિકરીના નસિબો એવાંજ સર્જન થયેલાં છે. પણ આ સર્વ વિનોદ 'મુલં નાસ્તિ કુતઃ શાખા' જેવો જ છે ને ? જ્યાં હજી મારો

સાથે ત્હારા પિતા સંબંધ જોડશે કે કેમ એજ સંદિગ્ધ છે ત્યાં આવા વિમર્શ–પરામર્શ શાને !

હૃદય વલ્લભ ! અરે ભૂલી ઉજ્જયની પતિ ! નિરાશાને ખંખેરી નાંખો. જ્યારે આપનું મન ઉપડયું છે ત્યારે હું કહું તેમ કરો. મારા પિતાશ્રી પાસે મારા હાથની માંગણી કરો. ખાત્રીથી કહું છું કે તેનો સ્વીકાર થશે. પછી તો હું તમારી થઇશ. પણ સંખ્યાબંધ રાણીઓના સ્વામી એવા તમો મારા થશો ને ? કે આ બધું વિસરી જઇ એકાદા આવાસમાં ગોંધી મૂકશો. લખી રાખજો કે મદનરાજ, મંજરીને એ નહિં પોસાય, પ્રદ્યોતરાજને એ શોભશે પણ નહીં.

એકદા દ્વિમુખરાજ સમક્ષ વાતનો સ્ફોટ થયો. થોડા ઘણા વૃતાંતથી તે પણ માહિતગાર હતો. પુત્રીની જ જ્યાં ઇચ્છા છે ત્યાં પછી એને વિલંબનું પ્રયોજન પણ શા માટે હોય ? પાણિગ્રહણ મહોત્સવ ધામધુમથી ઉજવાયો. વૈરી હતા તે સંબંધી બન્યા. ત્યાર પછી કેટલાયે દિવસો ચંડપ્રદ્યોત રાજે મદનમંજરી સહ આનંદમાં ગાળ્યા. આખરે પ્રયાણની ઘટિકા આવી લાગી. દ્વિમુખરાજે દાસ દાસી, રથ, ઘોડા અને વસ્ત્ર અલંકારનો દાયજો આપી સૌને સંતોષ્યા. ગુણમાળા કે જેને પુત્રી મદનમંજરી પુત્ર કરતાં પણ અધિક વ્હાલી હતી, તેના હૃદયમાં વિયોગના દુ:ખથી ચીરાડા પડયા.

કવિ બોટાદકરના શબ્દોમાં કહીયે તો આ પ્રમાણે તેની કલ્પના અનુભવી શકાય.

"આછાં નીરે ઉછળી રહી રે પેલી વાહિની વાધે;
આંસુ ભરી અલબેલડી રે આજ સાસરી સાધે;

વ્હાલાં અનેક વળામણે રે એક અંતર ફાટે,
જેઠ તપી રહ્યો જગતમાં રે એને શ્રાવણ આંખે.

આજ મરી જતી માવડીરે એને કાળજે કાણાં,
દૂધ ભર્યું હજી દાંતમાંરે, એને આપવા આણાં;

સાસર વાટ શિલા ભરીરે એને છેક અજાણી;
ક્યાંય શીળી નથી છાંયડીરે નથી પન્થમાં પાણી;

લાજ ભરી મારી લાડકી રે એને મોઢડે તાળાં;
કોણ પળે પળ પૂછશે રે દુઃખી જોઇ દયાળાં:

ઉડતી વાટે વધુમતી ! રે તારી રોકજે રેણુ,
કમળકળી થકી કોમળું રે વ્હેની ! અંગ છે એનું.

ઉંચા નીચા તારા અંગનેરે સખિ દેજે સમાવી,
જાત કઠણ એને જોઇને રે ઘડી કરજે સુંવાળી

વન વન વીંઝતા વાયરા રે એને સાચવી વાજો,
વીર સમાન વળાવિયારે ! વાટે ઠાવકા થાજો;

ધામ વળે એને ઘુમટે રે ઝીણા વીંઝણા દેજો;
બાલવદાને પલાળતાં રે લુંછી આંસુડાં લેજો.

વ્હાલભરી વનદેવીઓ રે ! ઉંડા આદર દેજો,
જતન કરી એના જીવનું રે મીઠાં મીઠડાં લેજો;

ઝુકી રહ્યાં પથ ઝાડવાં રે દેજો સોરમ છાયા,
એક ઘડી એને કારણે રે મન રાખજો માયા;

વાટનાં વીર વિહંગડા રે એની સોબતે રે'જો,
ગીત નવાં-નવાં ગાઈને રે ઉંડી ધીરજ દેજો;

હૈયા સૂની હુણકી જતી રે એને રાખજો રાજી,
મેં તો ત્યજી હવે હાથથી રે હતી જાળવી ઝાઝી;

દીકરી વ્યોમની વાદળી રે દેવલોકની દેવી,
જોઈ-નજોઇ વહી જતી રે વન પંખણી જેવી;

આજ માડી તણે આંગણે રે રૂડા રાસડા લેતી,
કાલ્ય અગોચર સોમમાં રે ડગ ધ્રૂજતાં દેતી.

જાય અહો ! વહી વેલડી રે વ્હાલી માત વિમાસે,
સૂનું થયું જગ સામટું રે ભૂમિ ડોલતી ભાસે;
ઉનો આનલ આ એકલો રે વહે ધ્રુસકાં ધીરે,
હાય ! હણાયલી માતને રે ચડી અંતર ચીરે.

મદનમંજરીને સિધાવી ગયાને આજે મહિનાઓ થયા છે. હજુપણ ગુણમાલાના ઉંડા હૃદયમાં તનુજાનો વિરહ શમ્યો નથી. સદૈવ જેના શશીસમ મુખડાપર દ્વિતીયાના ચંદ્ર સરખી હાસ્ય રેખા રમતી દૃષ્ટિગોચર થતી તે ગુણમાળા હવે ગ્રીષ્મરૂતુના તાપથી સરોવરના જળ સુકાઇ જાય તેમ સૂકાઇ રહી છે. હવે તેણીને વિલાસો કારમા ભાસવા લાગ્યા છે. અનુભવે આંખ ઉઘાડી છે.

દરમીઆન પૌરજનના અપ્રતિમ આનંદ સમો ઇંદ્રધ્વજ ઓચ્છવ આવ્યો. રાજ્ય તરફથી ઢંઢેરા દ્વારા એનાં આમંત્રણ અપાયા. દરબારગઢના વિશાળ આંગણમાં વિવિધ રંગોથી શોભતા મનોહર સ્થંભને ઉભો કરવામાં આવ્યો. મથાળે જરીબુટ્ટાથી દેદીપ્યમાન કરાયેલા પટને હવામાં છુટો મૂકવામાં આવ્યો. એ પર લટકાવેલી ઘંટડીઓથી સર્વત્ર રણુરણકાર થઇ રહ્યો. વર્તમાન કાળના રાષ્ટ્રીય મહાસભાના ધ્વજ ફરકાવવાના પ્રસંગ સાથે એની તુલના કરી શકાય. એ સ્થાને સાત દિન સુધી આનંદ વરતાઇ રહ્યો. ગીતગાન અને યાચકદાનમાં દિવસો પસાર થવા માંડયા. વાજિંત્રોના નાદથી અંબર ગાજી રહ્યું. નાનાવિધ નાટકોથી અને નવા નવા દૃશ્યોથી વાતાવરણ ધમધમી રહ્યું. સાતમા દિવસે વિશેષ પ્રકારે શોભા કરી, ઉમંગ ભરે એની પૂજા અર્ચા કરી સૌ પોતપોતાના ગૃહે સિધાવ્યા. રાજા-પ્રજા પરસ્પર પ્રીતિમાં વૃદ્ધિ કરી છુટા પડયા.

કેટલાક દિવસ પછી અશ્વ ખેલાવી પાછા ફરતાં દુમુહરાજ જ્યાં ઇંદ્રધ્વજ રોપ્યો હતો તે સ્થાને આવી ચઢયો. થોડા દિવસ પહેલાંનો સઘળો સમારંભ તેની સક્ષુઓ સમીપ ખડો થયો. જે થાંભલાને વિવિધ રંગોથી રંગી પુષ્પ-ધજાથી અલંકૃત કરી અર્ચન સુદ્ધાં કરવામાં આવેલાં, તેના પર આજે મળમૂત્ર થતાં નિરખ્યા. એકાદા ખુણામાં વૃક્ષનાં એકલવાયા ઠુંઠા સમી એની સ્થિતિ નિહાળી ! માણસોને તેના પર પગ મૂકતા ને પાણી ઢોળતા દીઠાં. આ દૃશ્યથી એનું

આત્મજ્ઞાન ભભૂકી ઉઠયું. પ્રતિદિન જેના પાસમાં પડયા છતાં નગ્ન સ્વરૂપ જોવા વારો નહિં આવેલ એવા સંસારનું કારમું સ્વરૂપ નિહાળતાં મનોમંદિરમાંથી એકાએક વિચાર-સરણી વહી નિકળી.

કારમી શોભા દેહની પારકે પુદ્‌ગલે હોઇ,
હાથથી ઉતારી મુંદ્રડી જીમ ભરત નરેસર જોઇ. ૧

કારમો રૂપ સંસારનો મત કરઉ ગર્વ ગુમાન,
વિણસતાં ખિણુ વેલા નહીં જોવો સનતકુમાર. ૨

કારમી રિદ્ધિ સંસારમેં ખિણુમાંહે ખુટી જાય,
ચંડાળ ઘર ચાકર રહ્યો પાણી આણ્યોરે હરિચંદરાય ૩

કારમો રાજ સંસારમેં દીસતા સુખ એકવાર,
સુભૂમ ને બ્રહ્મદત્ત બે ગયા સાતમી નરક મઝાર. ૪

કારમો સગપણ કામિની મારિયો નિજ ભરતાર,
રાયપસેણી સૂત્રમેં જોવો સૂરીકંતા નાર. ૫

અરરરર ! આવા આ વિષમ સંસારમાં મારી હજુ પર્યંત મશગુલતા કેમ ટકી રહી છે ? હજુ મને આ માયાવી સુખની તૃપ્તિ કેમ થતી નથી ? આજે ઇંદ્રધ્વજની જે દશા થઇ તે મોડી વ્હેલી મારીપણ થવાની એવું ભાન કેમ નથી આવતું ? અફસોસ ! આત્મન ! જરૂર માની લે કે ' એક દિવસ એવો આવશે જ.' મરણ આવશે એ તો સૌ કોઇ જાણે છે ફક્ત ક્યારે આવશે એટલું જ માત્ર નથી જાણતા. કાયા

પડવાંની તો અવશ્ય છે છતાં તેની ચોક્કસ મિતિ નથી માલુમ તો પછી સુજ્ઞનું એ કર્તવ્ય નથી કે એને માટે તૈયારી કરતાં રહેવું–પાથેય બાંધી રાખવું ?

હે આત્મન્ ! હવે જાગૃત થા, પ્રમાદ ખંખેરી નાંખ, જાગ્યો ત્યાંથી પ્રભાત માની સત્યના પંથે વળ. દેહના જતનમાં જીંદગીનો પોણો કાળ ગુમાવ્યો. એટલાથી સંતોષ માની હવે આત્મકલ્યાણ તરફ મુખ ફેરવ. પોદ્‌ગલિક સુખો એ ઝાંઝવાના જળ સમાં સરવાળે વૃથા છે. એ સુખો નથી પણ સુખાભાસ છે. શાશ્વત સુખ તો આત્મિક ઉન્નતિમાં સમાયું છે. જે માર્ગે રાજવૈભવ ત્યાગી તીર્થંકર ગણધર આદિ મહાન્ પુરૂષો ગયા એજ એનો સીધો રસ્તો છે.. ઓ ઇંદ્રધ્વજ ! અરે ઓ મલિન વસ્તુઓથી લેપાયલા સ્થંભ ! ખરેખર તું આજે મારા ગુરૂરૂપ નિવડયો. સત્યની ઝાંખી કરાવી આત્મપંથે પ્રેરનાર તુંજ કોઇ અનેરા દીવ્ય સ્થંભ છે !

બસ, જયરાજનો નિર્ધાર એ સ્થંભની સાક્ષીએ થઇ ચુકયો. આખરે નામ પ્રમાણે કર્મરાજપર પણ જય મેળવ્યો ખરો ! તેજ સમયે ગુણમાળા તેમજ પુત્રોને બોલાવી ઘટતી ભલામણ કરી પોતાની ઇચ્છા વ્યકત કરી. મંત્રીને બોલાવી યુવરાજ માટે રાજગાદીની આજ્ઞા દીધી. સ્નેહના પડદા આડે આવે તેવી પરિસ્થિતિ જ રહેવા ન દીધી.

શાસનદેવી પ્રત્યક્ષ થઇ સાધુનો વેશ સમર્પણ કરી

વિદાય થઇ. દ્વિમુખરાજે-જયરાજે પ્રત્યેકબુદ્ધ થતાં નૂતન જીવનમાં પ્રવેશ કર્યો. હવે તેમને સારૂંયે જગત્ આત્મસમ ભાસવા લાગ્યું. સંયમનો રસ સ્વયં પીતા અને અન્યને પાન કરાવતાં પૃથ્વીતળ પર વિહરવા લાગ્યા.

ભૂપ વિજ્ઞાનવીર ! એ દ્રુમુહ પ્રત્યેકબુદ્ધ હું પોતેજ. સૃષ્ટિતળપર વિચરતાં આ પ્રાસાદમાં કુદરતી રીતે આગમન થયું. સરખાનો યોગ મળ્યો અને મુનિ શ્રી કરકંડુની જીવન ઘટના, રસ ઝરતી ગિરામાં શ્રવણ કરી એટલે આપના આગ્રહથી મારી ટુંકી કથા જડીઆવ્યા તેવા શબ્દ મિશ્રણથી કહી સંભળાવી.

સંત પુરૂષો ! આપશ્રીના ચરિત્રોમાંથી મારા જેવાને તો ઘણું શિક્ષણ પ્રાપ્ત થતું જાય છે. જીજ્ઞાસાવૃત્તિ વધુ સતેજ થતી જાય છે. સદ્બુદ્ધિએ કરેલ પ્રયાસ વૃથા નથી જ જતો. આપ ઉભયના ઉપકારને જરા પણ વિસર્યા વગર આવતી કાલે આ ત્રીજા મહાત્માનું જીવન સાંભળવા વિનતિ કરૂં તો તેનો તેઓ અસ્વીકાર નહીં જ કરે !

# પ્રકરણ ૨૦

## કામી શું ન કરે !

"આત્માના ષડરિપુઓમાં કામને પ્રથમ નંબરે મૂકવામાં આવેલ છે તે યથાર્થ છે. કામ યાને વિષય–લાલસારૂપી મદિરાના ઘેનમાં પાગલ બનેલ જીવ, ધર્મ–નીતિ અને વ્યવહાર–મર્યાદા સૌ કંઈ વીસરી જાય છે. એને મન કરણીય અને અકરણીય વસ્તુઓનો વિવેક રજમાત્ર હોતો નથી. લોકાપવાદરૂપ ભીતિ કે માણસાઈના અંગરૂપ લજ્જા તેના સુખા અંતરમાં શોધ્યા પણ જડતા નથી. સહરાના રણસમી શુષ્કતા જ સર્વત્ર પ્રસરી રહેલ હોય છે. તેથી જ નીતિ વિશારદોની તેને માટે ઘુવડ અને કાગડા કરતાં પણ વધારે કટુ એવી અંધપણાની અપાયેલી ઉપમા અક્ષરશઃ સાચી પડે છે. ઘુવડ દિવસના જ જોઈ શકતું નથી જ્યારે કાગડો માત્ર રાત્રિના જ દેખી શકતો નથી; પરન્તુ જે વિષયાંધ છે તે તો દિવસે કે રાતે કયારે પણ જોઈ શકતો નથી, એટલે સર્વ કાળ અંધત્વ જ પ્રાપ્ત કરેલ હોય છે."

આપ વડિલ થઈ શું ઉચ્ચરી રહ્યાં છો ? શું ધરતી રસાતળ જવા તો નથી બેઠીને ! કિંવા પૂર્વદિશાને ત્યાગી સવિતાદેવ પશ્ચિમદિશામાંથી ઉગવાનું નથી શરૂ કરતાં ને ? વડિલના મુખમાંથી આજે આવાં વેણ કેમ નિકળે છે ?

પ્રમદા ! ધરતી અને સૂર્ય ઉભયની સ્થિતિ પૂર્વવત્ છતાં હું જે કહી રહ્યો છું તે તો સત્ય છે. કર્મે ભલે મને વડિલ બનાવ્યો પણ મારે તે પદને ઠોકર મારી પ્રેમનાં

પૂજારીનું—ત્હારા સમી રૂપરાશીના ઇશ્કનુ અનેરૂં બિરૂદ મેળવવું છે. એ માટે હું તારી પાસે ભિક્ષા માંગી રહ્યો છું.

રાજન્ ! આપ જેઠ તરિકે પિતાને સ્થાને હોઇ, લઘુ ભ્રાતાની ભાર્યા પ્રતિ સ્હેજ પણ સંકોચ ધર્યા વગર આવા શબ્દો ઉચરો છો એ ઉચિત નથી. સુદર્શન નગરના અધિપને એ છાજતું નથી. પ્રજાને પુત્રવત્ પાળનાર રાજાને મન તો પ્રજાની વહુ—દીકરી પોતાની પુત્રી તુલ્ય હોય ત્યાં પછી આ તો ન્હાના ભાઇની વહુ. એના પ્રત્યે તો પોતાની પુત્રી તુલ્ય વર્તાવ જ શોભે ! એની પાસે ઇશ્ક કે પ્રેમના પાઠો હરગીજ ન ઘટે. સમજુ થઇ આપ આવી ગંભીર ભૂલ ન કરો.

સદનરેખા ! ત્હારી પાસે હું આજે ધર્મ—નીતિના ઉંડા પાઠો પઢવા આવ્યો નથી. તેમ મારે હિતશિક્ષાઓ શ્રવણ કરવાની પણ કંઇ જરૂર નથી. જ્યારથી રાજકુળમાં ત્હારા કમળસમા પનોતાં પગલાં થયાં, અને વિશ્વમોહક લાવણ્યતાપૂર્ણ મુખાર્વિંદના પ્રથમ દર્શન થયાં ત્યારથી જ મારા હૃદયની તું ચોર બની છે. તે ઘટિકાથી જ તારો આ જેઠ વડિલ મટી રસિક બન્યો છે. તારા સરખા પુષ્પ પાછળ ગુંજારવ કરનાર ભ્રમર બન્યો છે. આજે જો કે એ વાતને ઘણો સમય વીતી ગયો છે; છતાં અંતરમાંથી તારી છબી હજુ પણ ભુસાઇ નથી. દરમીઆન તું તો એક અર્ભકની માતા પણ થઇ ચુકી; છતાં આજે પણ મારા મનોસંદિરમાં તારૂં ઉચ્ચ સ્થાન છે. તેથી તો મેં અનેક પ્રસંગો સાધી,

દાસીદ્વારા ચીર, પટોળાં, રેશમી સુંદર સાડીઓ અને કિંમતી આભૂષણો અર્પી તારૂં મન મનાવવા સારૂ કેટલીયે વાર પ્રયત્નો સેવ્યા છે. પ્રગટેલ વિષયાગ્નિને સંમતિરૂપ શીતવારિનો સ્પર્શ થયા વગર તે બુઝાવાનો નથી; માટે માનિની! સત્વર આ ચીરકાળના યાચકની તૃષાને પૂર્ણ કર.

મદનરેખા શું જવાબ આપે છે તે જાણવા પૂર્વે તેણીના પૂર્વ ઇતિહાસથી જરા વાકેફગાર થવાની જરૂર છે.

અવંતિ દેશમાં ઉજ્જેણીના મુખ્ય રાજ્ય ઉપરાંત બીજા સંખ્યાબંધ ખંડીયા રાજ્યો અને કેટલાક સ્વતંત્ર રાજ્યો પણ તેમાં આવેલાં હતાં. આવું જ એક રાજ્ય જે સુદર્શનપુરના નામે ઓળખાતું. એના વૈભવનું વર્ણન કરતાં કવિશ્રીએ ઘણી ઘણી બાબતો પર પ્રકાશ પાડયો છે; પણ અત્રે તો કેટલાક ઉતારા આપી સંતોષ માનીશું. વાચક એટલું તો સહજ સમજી શકે કે રાજધાનીનું નગર હોવાથી સમૃદ્ધિમાં ખામી ન જ હોય.

× × ×

નગર સુદરસણ અતી ભલો બહુ રિદ્ધ સમૃદ્ધ;<br>
વારૂ વસે વિવહારિયા દેશ દેશ પરિસિદ્ધ. ૨

ઉંચા મંદિર માળીયા ઉંચા પરસાદ;<br>
દંડ ઉપરી ધજ લહિ વળી કરે સ્વર્ગ શું વાદ. ૩

× × ×

કિંહા દલિ ઘડીયાલે ઘડી વાજે વારંવાર;<br>
કાલ જગાવે લોકને રહિજ્યો હુસીયાર. ૧૧

કિહાં કણી વળિ નૌબત તણા બાજે નિસાન;
ધર્મ કરો જિણવર તણો લોક ને કરે જાણ. ૧૨

× × ×

કિંહા કિણ વૈઠા ચુંતરે કાજી કોટવાલ;
ઝઘડો ભાંજે લોકનો ન લ્યે લાંચ વિચાલ. ૧૪
કિંહાં કણ દોસી કાપડા વેચે પટકુળ,
જેમ તેમ સાટું મેળવે દલાલ વાતુલ. ૧૫
કિંહાં કિણ વૈઠા જોહરી જવહર લેઇ જોઇ;
મોતી માણક લાલડે, લાભ પામે સોઇ. ૧૬

× × ×

કિહાં કિણ સખરા સુરહીએ ચોળા ચંબેલ;
મહમહતા માંડયા ઘણા મોગરેલ ફુલેલ. ૧૮
કિહાં ઘંટા રણકે દેહરે જિન બિંબ વિચિત્ર;
શ્રાવક સ્નાત્ર પૂજા કરે કરે જન્મ પવિત્ર. ૧૯
કિહાં કિણ સાધુને સાધવી બૈઠા પોશાળ;
દે ભવિયણ ને દેશના વાંચે સૂત્ર રસાળ. ૨૦
કિંહાં કાજી મુલ્લાં પઢે કિતાબ કુરાન,
કિંહા વળી બ્રાહ્મણ વેદીયા ભણે વેદ પુરાણ. ૨૧
કિંહા બાજાર બાજી પડે કિંહા ગીત ને ગાન,
કિહાં પવાડા ગાઇએ કીહાં દીજે દાન. ૨૨
કિહાં ધાનના ઢિગલા માંડીયા કિહાં ખંડના ગંજ
કિહાં ઘી તેલ કુંડા ભર્યા કિહાં કાષ્ટના પુંજ. ૨૩

ચૌરાશી ચૌટા ભલા, ભલા પોલિ પ્રકાર,
ભલા બાજાર ત્રિપોલીયા, ભલા સકળ પ્રકાર. ૨૪

રાજ્ય સિંહાસન પર મણિરથ નામો શૂરો રાજવી શોભતો હતો. તેને યુગબાહુ કરીને એક લઘુ બાંધવ હતો. જે મહારથીઓમાં અગ્રેસર હોઇ હાલ યુવરાજ પદે હતો. યુગબાહુને મદનરેખા જેનું નામ છે એવી, રૂપમાં ઇંદ્રની રંભાને પણ શરમાવે, અને શીયલવ્રત રૂપી મધુર વાસથી જેની કીર્તિ દશોદિશ પ્રસરી ચુકી છે તેવી ભાર્યા હતી. યુગબાહુ સાથે તેનો પ્રેમ એટલો તો દ્દઢ હતો કે ઇતરને તે આલંબન રૂપ બનતો. દંપતીના અત્રુટ સ્નેહનું જાણે મૂર્તિમંત પ્રતિબિંબજ ન હોય એવા ગૌરવર્ણી સુખ પ્રભાથી શોભતા પુત્રનો જન્મ તેમને ઘેર થોડા સમય પૂર્વે થયો હતો. શુભ ચોઘડીયે શશી સમ ઉજ્વળ કાંતિથી પ્રેરાઇ એનુ ચંદ્રયશ નામ પાડવામાં આવ્યું હતું. તે પણ દ્વિતીયાના ચંદ્રની જેમ પ્રતિદિન વૃદ્ધિને પામતો હતો.

પુત્રના જન્મ પછી સતી મદનરેખા, દેવગુરૂની સેવા સુશ્રુષામાં અને સમ્યકત્વ મૂળ શ્રાવક ધર્મના પાલનમાં સદૈવ ઉદ્યુકત રહેતી. જીવ–અજીવાદિ તત્વોની ચર્ચાથી નીતે નવું જ્ઞાન પ્રાપ્ત કરતી અને અંતઃપુરના નારીગણમાં એના કિરણો પ્રસરાવતી. પોતાના કોકિલ કંઠથી કેટલીયે વાર સારા રાજમંદિરમાં શીલવ્રત–નારીધર્મ અને સતી ઓના ગુણગાર સૂચક સંગીતો ગાઇ, સર્વના હૃદયમાં

આનંદ રેલાવતી. આ રીતે તેણીની કીર્તિ સર્વત્ર ગવાઇ રહી હતી.

મણિરથ ભૂપના કર્ણે આ વાત પહોંચી એટલે તેનું મન ચકડોળે ચડ્યું. તે એક શૂરવીર રાજવી હોવા છતાં લંપટ સ્વભાવી હતો. મદનરેખા પરણીને આવી ત્યારથી જ તેના અલૌકિક રૂપથી તેની દાઢ સળકી હતી; છતાં વ્યવહારની મર્યાદાથી આજ લગી તે કંઇપણ કરી શકયો નહોતો, પણ જ્યારથી સતી શિરોમણિ મદનરેખાના સુકૃત્યો રૂપી કુસુમોની પરાગ વાયુવેગે સર્વત્ર પ્રસરવા માંડી ત્યારથી તેનો શમી ગયેલો કામાગ્નિ પુનઃ પ્રજવલિત થઇ ઉઠયો. અને येन केन प्रकारेण ભોગ માણવાની તેને પ્રબળ ઉત્કંઠા થઇ આવી. રાજકાજના પ્રશ્નોને અભરાઇએ ચઢાવી કેવળ મદનરેખાની માળા જપવી શરૂ કરી. તેણીની એક દાસીને સાધી, જૂદા જૂદા નિમિત્તે વસ્ત્રાલંકારોની અને ફળફુલોની ભેટો મોકલવા માંડી. સતીને લલચાવવાના આ રીતે શેતરંજ મંડાયા. મદનરેખાને સ્વપ્ને પણ વડિલની આ બદતર ઇચ્છાનો આભાસ સરખો પણ નહોતો. એટલે જેઠને શ્વશુર સમ પૂજ્ય ગણતી. તેણી એ સર્વ ભેટો હર્ષપૂર્વક ગ્રહણ કરવા લાગી. દાસી પણ તેમાં સાનુભૂતિ દેતી ઉભયને જુદું જ સમજાવી સ્વાર્થ સાધવા લાગી.

મણિરથને ચોક્કસ પ્રતીતિ થઇ ચુકી કે પાસા પોબાર પડવાની સુવર્ણ ઘટિકા આવી ચુકી છે. મારી આટ આટલી બક્ષીસો સ્વીકારવાથી તેણીનું મન જરૂર મારા પ્રતિ વળ્યું છે.

માટે હવે પ્રત્યક્ષ માંગણીનો સમય ઉપલબ્ધ થયો છે, એટલે યુવરાજની ગેરહાજરીનો લાભ લઈ, એકાંત સાધી તે રાણી મદનરેખાના આવાસે જઇ પહોંચ્યો. દાસી તો તેના હાથમાં હતી એટલે ઝટ રાણી સમીપ પહોંચી જઈ વાત નિવેદન કરવા તત્પર બન્યો. પ્રથમ ક્ષણે સાંભળતાં રાણીને આશ્ચર્ય થયું કે કોઈવાર નહિં ને આમ એકાએક—વળી પતિની ગેરહાજરીમાં વડિલશ્રીને પધારવાનું શું પ્રયોજન હશે! છતાં કુલીન અબળાને ઈતર કોઇપણ જાતની આશંકા આણવાનું કારણ ન હોવાથી 'કંઇ અગત્યનું કામ હશે' એમ ધારી, પોતાની વસ્ત્રમર્યાદા સાચવી લઇ, વડિલનો વિનય કરતાં એક બાજુ ઉભી રહી. રાજવી મણિરથે આવાસમાં પગ મૂક્યો તે વેળા તેને સહજ ક્ષોભ તો થયો છતાં કાર્યનિષ્પત્તિની નજીક આવતી ક્ષણો નિરખતાં એની તેણે ઝાઝી પરવા ન કરી. દાસી લાગ જોઇને સત્વર બહાર સિધાવી ગઇ. ભૂપને જોઇતો એકાંત પ્રાપ્ત થયો. લાંબા-કાળની અભિલાષા રૂપી વરાળ એના મુખમાંથી બહિર્ગત થવા લાગી. જે પ્રારંભમાં આપણે જોઈ ગયા છીએ.

હં, ત્યારે વડિલશ્રી! આપનાં મોકલેલાં સર્વ ઉપહારો એ એક જાતની પ્રપંચજાળ હતી એમને! કામીજનો કેવા કપટી હોય છે! પ્રભુ, આ શું થવા બેઠું છે! શ્વેતતાના પડદા પાછળ કૃષ્ણતાના કેવા થર જામ્યા હોય છે! સુરભી, હજુ આપ આ કુળની કીર્તિને મશીનો કૂર્ચ ફેરવવાવાળા કાર્યથી પરાંગમુખ બનો. લઘુબંધુની

ભાર્યાને જયાં પુત્રી તુલ્ય જોવાના ધર્મ-નીતિના ફરમાન છે ત્યાં આપ વિકારી દ્રષ્ટિને ઉત્તેજિત ન બનાવો. વ્યવહાર જે કાર્યને તિરસ્કારે છે તેને આપ પ્રજાના નાથ બની હાથ ન ધરો. એમાં કુળ-માન-ધન અને સ્નેહની હાનિ સિવાય કંઇજ સાર નથી ! કદાચ મારૂં રૂપ તમોને ઘેલું બનાવતું હશે અને મારા ગાત્રો તમારા રોમેરોમમાં કંઇ અકથ્ય જાદુ જન્માવતા હશે છતાં હું સત્ય કહું છું કે એ બાહ્ય દેખાતા સુંદર દેહમાં માંસના લોચા, રક્ત અને ગંધાતી વિષ્ટા કે જેને જોઇ ઘૃણા ઉપજે-સિવાય અન્ય કંઇ જ સારભૂત વસ્તુ નથી. અન્ય લલનાઓથી મારૂં શરીર જૂદા પ્રકારે નથી ઘડાયું. વિવિધ રંગી પ્યાલામાં વિવિધ રૂપે દેખાતો મુરબ્બો જેમ સ્વાદમાં સરખો જ હોય છે તેમ નામકર્મે ઉપજાવેલ ભિન્ન ભિન્ન પ્રકારની માયા પુતળીઓ રૂપી કૃતિઓ સરવાળે સરખી જ જાતના બાહ્ય દ્રષ્ટિયે મનાતા સુખને આપે છે. તત્વદ્રષ્ટિરૂપી સુક્ષ્મદર્શક યંત્રે જોતાં એ સુખ નથી પણ સુખનો આભાસ માત્ર છે. જ્યાં આવી વિષમ અને વિકૃત સ્થિતિ વર્તે છે, ત્યાં ઓ પૂજ્ય વડીલ, આપ શામાટે મુગ્ધ થાઓ છો ? આપની માન્યતામાં ફેરફાર કરો એટલે આપ દિવસના પ્રકાશસમું નિર્મળ સત્ય જોઇ શકશો. કામ એ તો ક્ષણનો ઉભરો માત્ર છે !

ભામિની ! આજે હું હારી સાચી, ને સાંભળતાં મનોહર લાગે તેવી શિખામણો ગ્રહણ કરવા નથી આવ્યો. આજે મારૂં મન પણ એમાં નથી. એટલે એના ખરાપણાના

તોલમાં હું નહીં પડું. મારે તો ગમે તે ભોગે ત્હારી સાથે વિલાસ માણવાના કોડ છે જે પૂર્ણ કર્યે જ શાંતિ થશે. પછી એમાં કુળ, યશ કે આ દેહની આહૂતિ ક્યાં ન અપાય?

રાજન્! હવે હું સ્પષ્ટપણે કહું છું કે આપની આશા આ ભવમાં તો તૃપ્ત થવાની નથી જ. કોઇ પણ રીતે 'शीलं वपुर्भूषणं' એ મારો જીવન મંત્ર છે; અને આપના લઘુ બંધવ યુગબાહુ મારા પ્રિય ભરથાર હોવાથી મારે કોઈની અગત્ય નથી. મને તેમનાથી સંપૂર્ણ સંતોષ છે. અને—

पादपा इव शुष्यंति स्मराग्नि ज्वालिताऽपि ।
शीलमार्ग न मुंचन्ति सदाचाराः कुलांगनाः ॥

આ બોધપાઠ બચપણથી જ મને ગોખાવવામાં આવ્યો છે એટલે એવાં સબળ સુકાનને છોડી બીજી કોઇ લાલચોના વમળમાં અટવાવાની મારી ઇચ્છા નથી. આપને બીજું કંઈ કાર્ય ન હોય તો હું કહું છું કે આપ અહીંથી એકદમ સિધાવી જાઓ. એમાં જ આપનું શ્રેય છે.

સતીની જુસ્સાદાર વાણી સાંભળીને રાજા ઠંડો થઇ ગયો. મદનરેખાના તેજદાર સુભાષિત સામે દલીલ ન જડવાથી તે સમયે તો ત્યાંથી ખસી જવાનું તેણે યોગ્ય માન્યું. પરન્તુ મનમાં નિર્ધાર કર્યો કે ભાઇ જીવતાં આ મદનરેખા હસ્તગત થવાની નથી એટલે પ્રથમ ભાઇરૂપી કંટક દૂર કરવો ઘટે.

# પ્રકરણ ૨૧ મું.

## એ સૌ પૌદ્ગલિક તરંગો છે.

" અહા ! વાસનાનો પ્રેર્યો આત્મા શું શું કાર્યો કરે છે ! કર્મ-રાજના તાબામાં રહી કેવા કેવા નાચ કરી દેખાડે છે ' અમર ના કોઇની કાયા ' એ વાત દિવા જેવી જાણવા છતાં અને ' જીવનનો કંઇ ભરૂસો નહિ ' એ વાક્યને વેદ સમ માનવા છતાં આચરતી વેળા એનું કેવું વિસ્મરણ કરી દે છે ! ઉદય કિંવા વેદતી સમયે જીવ કર્મોની અને તેના દારૂણ વિપાકોની વિચારણા શરૂ કરી તત્સંબંધે જે પશ્ચાતાપ આદરે છે એ કરતાં એના બંધ સમયેજ અલ્પ પણ વિચારણા કરતો રહે તો કેવું સારૂં ! કે જેથી પશ્ચાતાપનું કારણ જ ન રહે."

કેમ પ્રિયા, આજે આપણે ઉદ્યાનક્રીડા અર્થે નિકળીશું ? વસંત ૠતુની પધરામણી તો કેવારનીય થઇ ચુકી છે, તો પછી કુદરતનો એ અનુપમ આનંદ વ્યર્થ ગુમાવવાનું શું પ્રયોજન !

નાથ ! આપ સુખેથી સિધાવો, મારી શરીર સ્થિતિ જોતાં મને અહીં રહેવામાં જ ઠીક લાગે છે.

આજે ત્હારા સરખી વિશાળ પ્રજ્ઞાના મુખમાં આવા નિસ્તેજ શબ્દો શા ? વસંતની મોજ એકલવાયી સાંભળી છે ખરી ! કવિકૃત વર્ણનમાં એ ૠતુ પ્રેમીયુગલો માટેની છે એવો સ્પષ્ટ ભાવ તરી આવે છે. જો સાંભળ:

રસિયા ખેલે બાગમેં; ગાઈ રાગ વસંત. સુરંગાં ખેલણા

બઉલસિરી જાઇ જૂઈ, કુંદ અને મચકુંદ. ,,

ચંપક પાડલ માલતી, ફુલ રહિયા અરવિંદ. ,,

મરૂઉ દમણુ કે મોગરો, સબફુલી બનરાય. ,,

એક ન ફૂલી કેતકી, પિઉ બીન હરખ ન થય. ,,

આંબા મઉર્યા અતિભલા, માંજરિ લાગા સાર. ,,

કોયલ કરે ટહુકડા, ચિંહું દિસ ભ્રમર ગુંજાર. ,,

વળી દેહ સ્થિતિમાં શું વિમાસણુ છે ! શું ગર્ભાવસ્થામાં નારી, પોતાના પતિ સહ બાગ-બગિચામાં પણ ન જઇ શકે ! કુલીન ક્ષત્રિયાણીને આવા બંધન હોય ખરાં ? વળી ત્હારા 'પુર્ણિમાનો ચંદ્ર' દેખવારૂપ સ્વપ્નથી જ સિદ્ધ થાય છે કે ગર્ભમાં આવનાર જીવ કોઇ પ્રતાપી અને તેજસ્વી છે. ગર્ભધારણ પછી ત્રીજા મહીને થયેલા દોહદ પ્રતિ તું જ દ્રષ્ટિ કરીજોને કે 'જિનવર-પૂજા' અને 'સુપાત્ર દાન', જેવી શુભ ઇચ્છાઓ થવી, એ કોઇ પુન્યવંતના આગમનની નિશાની વિના સંભવે છે ખરી ?

તો પછી પદ્મિની ! એવા સુપુત્રની જાયા થવાનો સર્જીત ભાગ્યવાળાં તમારે ગર્ભાવસ્થાનો કાળ નૈસર્ગિક કુદરતના આંગણે આનંદ પ્રમોદમાં વ્યતીત કરવો ઘટે કે કેવળ માનવ રચિત આવાસોરૂપી પિંજરાના એકાદા ભાગમાં ગોંધાઇ રહીને ! માટે હું ઇચ્છું છું કે સ્નેહી

ક્તની પ્રેમયાચના સ્વીકારશો અગર અન્ય કંઇ વ્યાધિ હોય તો સત્વર નિવેદિત કરશો.

"પ્રાણાધાર ! આપની ઇચ્છા એમજ છે તો મને કંઇ વાંધો નથી. પતિની છાયામાં વસવાનું કિંવા હરવા-ફરવાનું કઇ કુળ-કામિની અભિવાંછે નહિં ? મેં તો સહજ અનિચ્છા દર્શાવી હતી તેમાં આપે તો સમજુતી રૂપી સુંદર સરોવરનું પાન કરાવ્યું. પ્રભુ પ્રત્યે મારી તો અહોનિશ એજ પ્રાર્થના છે કે મારા સરખી દાસીપર આપ સરખા હિતવત્સલ અને અભંગ પ્રેમાળની સદા અમીદ્રષ્ટિ રહે.

વાહરે વાહ, કામદેવના મસ્તકમાં ઝળકતી રેખા સમી રેખાવાળી મદનરેખા ! તેં તો ઠીક રેખા દોરી. બુદ્ધિ વૈભવ તે આનું નામ ! પ્રથમ પ્રેમરૂપી અદ્‌ભુત રસીયે બાંધી પછી આવા મધુરા વાગ્બાણો છોડવા છતાં એને પ્રભુ પ્રત્યેની પ્રાર્થનામાં ગોઠવવું. વાહ કેવું કૌશલ્ય ? જૈન સિદ્ધાંતમાં પત્નિ એ પતિની દાસી સમી છે એમ શોધ્યું પણ જડે તેમ નથી. ત્યાં તો ડગલે પગલે, ધર્મ અર્થ અને કામ રૂપ ત્રિવર્ગની સાધનામાં સહચરી, સમાન કક્ષા ધારિણી તરિકેના ઉલ્લેખો નજરે પડે છે. એટલે મારાથી ત્હારી ગણના દાસી રૂપે થવાની જ કે દહાડે છે ? બાકી મોહમાયાના શબ્દલાલિત્યો અને વાણીવિલાસના વિનોદો એ પણ એક જાતનો અભિનય છે જે તમે આજે આબાદ ભજવેલો છે.

નાથ ! તમોએ પણ મારા શબ્દોમાંથી કંઇ જુદાજ

આવો તારવી મારી ઠીક બનાવટ કરવા માંડી છે ! આ વેળા કઇ વસંતનો મનોહર કાળ વ્યતીત થવાનો છે ? મારી સમજ મુજબ સમયની કિંમત માત્ર વિદ્યાર્થીગણું, વા ભૃત્ય સમુદાય અથવા તો કર્મચારી વર્ગને જ લાગુ પડતી હશે ! કદાચ અમારી નારી જાત માટે એનું માપ રાખવાનું ફરજીયાત નિર્માયું હશે. આપ સરખા યુવરાજ માટે તેમાં પ્રથમથી જ અપવાદ રખાયો હશે નહિ વારૂ ?

રમણી ! તમારી મીઠી વાતડીએ તો મારૂં ભાન ભુલાવ્યું, સમય બહુ થઇ ગયો છે માટે ચાલો સત્વર સજ્જ થાવ.

આ રીતે ગર્ભવતી મદનરેખા સ્વપતિ યુગબાહુ સહ ક્રીડાકેલિ અર્થે પુષ્પોદ્યાનના માર્ગે વળ્યાં. માર્ગે વસંતરૂતુના આગમનથી સચરાચર જગતમાં થયેલ પરિવર્તન નિહાળી, ઉદ્‌ભવેલ હર્ષાતિરેકતા નિરખી; ઘડીભર પથરાઇ રહેલ સ્વર્ગીયતાનાં દર્શન કરી ઉભય આત્મા આનંદવારિથી ભીંજાયા. વિવિધ વર્ણી અનુપમ સુવાસને કેટલાય અંતર સુધી ફેલાવતા કુસુમોથી ભરેલા અને જાતજાતના વૃક્ષોથી શોભતા, થોડે થોડે અંતરે લતામંડપોથી વિભક્ત થયેલા, રમણીય આરામસ્થાનમાં દંપતીએ ઘણો કાળ વ્યતીત કર્યો. જ્યાં દશકો અને શતકો પણ સરિતાના પ્રવાહ સમ જોતજોતામાં વહી જાય છે ત્યાં એક દિન વિતતાં શી વાર ? યુગબાહુ કુમારે ભોજનથી નિવૃત્ત થઇ નિશાકાળ બાગમાં જ ગાળવાનો નિશ્ચય કર્યો. પુન્યવંતને પગલે પગલે

રિદ્ધિ એ ઉકિત અનુસાર એક કેળના પાંદડાંથી આચ્છાદન કરાયેલું સુંદર ગૃહ તૈયાર થઇ ગયું. અંગરક્ષક સિવાયના વધારાના પરિવારને નગરમાં વિદાય કરી દીધો; અને દિવસના પરિશ્રમથી કલાન્ત બનેલ યુવરાજ અમાપ ગગન તળે, વાયુની મીઠી લહેરોને આસ્વાદતો નિદ્રાને નિમંત્રણ કરતો, આળોટવા લાગ્યો. સતી મદનરેખા પણ સ્વામીના ચરણ ચાંપતી બેઠી. સુંદરીના સુમધુર વાર્તાલાપ, કુદરતી શુદ્ધ હવા અને નિશ્ચિંતતાએ અલ્પકાળમાં જ નિદ્રાદેવીને આકર્ષી. એટલે મદનરેખા ત્યાંથી ઉઠી નજીકવર્ત્તિ શય્યામાં પોઢી ગઇ. કદલીગૃહમાં દંપતી ભાવિ આશંકાના જરા પણ ભાસ વગર મીઠી ઉંઘમાં પડયા. સંતોષીને અન્ય ચિંતાવમળ શા?

પણ ઉલ્ટાનું સુલ્ટું કરનાર, મનમાં જેનો ખ્યાલ સરખો પણ ન થાય તેને પ્રત્યક્ષ કરી દેખાડનાર, ગર્વી માનવીના 'હું કરૂં, હું કરૂં' રૂપ અજ્ઞાન પડળને તોડનાર અને વિજળીની ગતિ કરતાં યે જેના અશ્વો વધારે ઝડપથી દોડે છે, એવા વિધિ–દેવથી આ પ્રેમી યુગલનું સુખ જોયું ન ગયું; એણે તો કંઇ કંઇ નિમિત્તો ઉભા કરી જગતના ઇતિહાસ પૃષ્ઠોમાં અવનવી રચના કરવી હતી. એમાં અણધાર્યા રંગો પૂરી અનેરા છતાં કરૂણ, દુઃખજનક છતાં શૌર્યરૂપી સૌરભભર્યાં, નામશેષ કરનારા છતાં સતીત્વનો અલેખ જગાડનારાં જીવન ચિત્રો દોરવા હતા, તેને માનવી હૃદયોની મીઠી નિંદ્રડીનો યોગ કયાંથી પસંદ પડે?

ચીરકાળથી અવસર સાધના ઝંખી રહેલા મણિરથને આ સમય સોના કરતાં વધુ કિંમતી લાગ્યો. આજની ઘડી તેને ભાઇરૂપી કંટક દૂર કરવા સારૂ શુભ શકુનવંતા ભાસી. મદનરેખાની પ્રાપ્તિમાં કર્તવ્યાકર્ત્તવ્યનું ભાન એ ભૂલી ગયો. કિંવા ભાવિ પ્રાબલ્યે ભૂલાવ્યું ! ગમે તેમ પણ તે ખડ્ગ ગ્રહી ઉદ્યાનમાં દોડી આવ્યો. સંરક્ષકને પૂછયું કે યુવરાજ યુગબાહુ કયાં છે ? નમન કરતાં તેણે અંગુલિનિર્દેશથી કેળગૃહ દર્શાવ્યું. ધરણી પર ધમધમાટ કરતો ભૂપ વિના સંકોચે તેમાં દાખલ થયો. પતિ–પત્નિના એકાંત ભાગમાં જતાં પણ તેને લજ્જા ન આવી ! કામ-દશારૂપી કીડાથી જેનું કલેવર ઘવાયું હોય તેને એ વિચાર પણ કયાંથી સંભવે ! અકસ્માતિક પગરવથી મદનરેખાની ચક્ષુઓ ખુલી ગઇ. યુગબાહુ જાગી ઉઠયો. વડિલભ્રાતાને સામે નિહાળતાં, કંઇક મહાન્ સંકટ નગરપર આવ્યું હશે એમ કલ્પના કરતો શય્યાનો ત્યાગ કરી, વડિલની મર્યાદા સાચવવા અર્થે ભાઇને પકડી શયનગૃહની સીમા બહાર જવા આગળ થયો. તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે પોતે જ્યેષ્ઠબંધુ ગણી જેને દોરી રહેલ છે તે આજે સહોદરપણાનો ભાવ તદ્દન વિસરી જઇ, અતિ ક્રૂર સ્વભાવી શત્રુની ગરજ સારવા આવનાર નરપિશાચ છે.

મણિરથને ઉભયના જાગવાથી ઇપ્સિત કાર્યમાં વિઘ્ન આવ્યું; છતાં આટલી જહેમત તેને નિષ્ફળ નહોતી જવા દેવી. આખું નહિં તો અડધું કાર્ય આજે તેને કોઇપણ

રસ્તે પતાવવું હતું. એટલે માયા-પ્રપંચ કેળવી યુવરાજને કહેવા માંડયું કે—યુગબાહુ ? ' નિશાકાળે બગિચામાં તને એકલો રહેલો જાણી, દુશ્મન તરફથી ભય આવવાનો સંભવ વિચારી રક્ષા અર્થે મારે અત્રે આવવું પડયું. તને અહીં એકલો રહેવા દેવા માટે મારૂં મન માનતું નથી. માટે તું સત્વર નગરપ્રતિ ચાલ ' આમ ભળતે ભળતું ગોઠવી દઇ યુગબાહુ એ સંબંધમાં કંઇ પણ ઉત્તર આપે તે પૂર્વે એકાએક પાછળથી તેની પીઠપર ઘા કર્યો. અણધાર્યા પ્રહારથી યુવરાજ ધરતીપર ઢળી પડયો. સ્વાર્થવશ જીવડાઓ ભ્રાતા કે પિતાના સ્નેહને કેવી રીતે વિસરી જાય છે ! અરે ! ક્ષાત્રવૃત્તિને અને પુન્ય-પાપની આંકણીને કેવા પ્રકારે અભરાઇએ ચઢાવી દે છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે ! ' સ્વારથીયો સંસાર ' કહેવાનું રહસ્ય આથી સ્પષ્ટ સમજાય છે. મદનરેખા જાગ્રત થયા છતાં વડિલની મર્યાદા સાચવવા અંદરના ઓરડામાં સચિંત વદને બેઠી હતી. તેના મનમાં મણિરથના અચાનક આગમનથી સંક્ષોભ ઉદ્દભવ્યો હતો. હૃદયમાં મંથન ચાલી રહ્યું હતું કે એવો તે શો ભય આવી પડયો હશે કે ભૂપાળ આમ એકાએક જાતે જ વ્યવહારિક મર્યાદાને નેવે મુકી અમારા ખાનગી ગૃહમાં ઉપસ્થિત થઇ ગયા હશે ! મન શંકાના વમળમાં પડયું. પૂર્વની વાતની ઝાંખી-સ્મૃતિ ચક્ષુ સમીપ તરવરી ત્યાં તો બહાર કોઇના પડવાનો અવાજ થયો. તેણી એકદમ બહાર દોડી આવી જુએ છે તો જેનો દેહ લોહીથી

તરફડાળ થઈ રહ્યો છે એવા પોતાના સ્વામીનાથને ભૂમિપર દુઃખથી તરફડતા જોયા. દેખ્યું ન જાય તેવું દૃશ્ય નિહાળતા તેણીના મુખમાંથી એક કારમી ચીસ નિકળી પડી. જોતજોતામાં સંરક્ષક પુરૂષો દોડી આવે તે પહેલાં પેલો નરપિશાચ ભૂપ તક સાધી વન્તે માપી ગયો.

તરત જ સેવક ગણની મદદથી યુગબાહુને શય્યાપર સુવાડી, ઘા પર પાટો બાંધી લોહી વહેતું અટકાવવા સતીએ યત્ન કર્યો. મહેનત સાવ નિષ્ફળ ન નિવડી. વહી જતાં લોહીની ગતિ મંદ પડી; છતાં ઘા સખત હોવાથી કુમારની વેદના વધવા લાગી હતી. તરત જ નગર તરફ કુંવર ચંદ્રયશને વૈદ્ય સહિત તેડી લાવવા માણસો દોડાવ્યા. વર્તિ રહેલ પરિસ્થિતિ પરથી અને મણિરથની ગેરહાજરીથી, મદનરેખાને ખાત્રી થઇ ચુકી કે આ નીચ કામ પોતાના જેઠનું જ છે; અને તે પણ કેવળ પોતાને પ્રાપ્ત કરવા અર્થેજ. મનમાં વિચારશ્રેણી ઉભરાતાં કામદેવની અનિયંત્રિત સત્તાનું ભાન થયું. એ અનંગ કહેવાતા છતાં પ્રખર અંગવાળા કંદર્પરાજના વિલાસમાં ભાન ભૂલેલ દશાનન યાદ આવ્યો. શ્રીમતીના આગ્રહથી સાધુપણું છોડી ગૃહસ્થપણું ધારણ કરનાર આર્દ્રકુમાર નજર સામે ખડા થયા. ગિરનાર પરની ગુફામાં રાજીમતીના રૂપરાશિના દર્શને આત્મભાન ભૂલેલા રથનેમીનું દૃષ્ટાંત મનસૃષ્ટિપર તાજું થયું; જ્ઞાની પુરૂષો 'નારિજાતિને નરજાતિ કરતાં આઠગણો કામ હોય છે' એમ કહે છે; છતાં ઉપરના બધા દાખલા-

ઓમાં પતિત થનાર મ્હોટા ભાગે પુરૂષોને જોઇ આશ્ચર્ય ઉદ્દભવ્યું ! છતાં એ બધામાં નિમિત્તભૂત સ્ત્રીજાતિનું રૂપ કે સૌન્દર્ય સિવાય અન્ય કંઇ નથી એમ સમજાતાં મોહ-રાજના હાથમાં જકડાયેલા મણિરથ પર દયા છુટી.

ત્યાં તો ચંદ્રયશકુમાર અનુભવી વૈદ્યો સહિત આવી પહોંચ્યો. પિતાની દશા જોતાં તેનું હૃદય દ્રવી ઉઠ્યું, આંખ-માંથી શ્રાવણ ભાદરવાની વર્ષા શરૂ થઇ. યુગબાહુની શક્તિ ક્ષીણ થતી ચાલી હતી. જ્યાં દોરી સંકેલાવાની તૈયારી હોય ત્યાં ઉપચારો શું કામ આવે ? અનુભવી હકીમો શું કરી શકે ? 'ત્રુટી તેની બુટ્ટી નહિં' એ નિયમાનુસારે તેઓ હાથ ખંખેરી ઉભા થયા. સૌના ચહેરા પર વિષાદની કાલિમા ફરી વળી.

પણ અહા ! અંધારી રાતના ગાઢ અંધકારમાં નભ પ્રદેશપર એકાદી ચાંદની પલકારા મારી પ્રકાશ ફેલાવતી ન હોય તેવા દેખાવને ધરતી સતી મદનરેખા, હૈયા સુધી શોકથી પૂરિત છતાં; એ દુઃખના ડુંગરને ધૈર્યતારૂપી વજ્રથી ભેદીને સૌને શાન્ત રહેવાની સુચના કરતી, પોતાના પ્રિયના મસ્તકને સ્વઅંકમાં સ્થાપન કરી કહેવા લાગી—પ્રાણેશ ! પૌદ્ગલિક તરંગોને હવે આપ ભૂલી જાવ. કાન્ત ! આ સમયે આપ સર્વ સંસારી માયાને વિસારી મુકો. માત્ર ચિત્તમાં સમાધિનું અવલંબન કરો. હવેનું અતિ જરૂરી કાર્ય એજ છે કે નગરને, એમાં આવેલી રમ્ય હવેલીઓને, તમારા

યુવરાજ પદરૂપી અધિકારને, આ આપની દાસીને અને અલ્પવયસ્ક ચંદ્રયશ પુત્રને તદ્દન ભૂલી જાવ. એ ચીજોની મોહકતા માટે કિંવા તેના ભાવિ માટે જરામાત્ર શોચ તમો ન કરો. એ સાથે મનમાંથી એ વાત પણ કહાડી નાંખો કે આ ઘા તમારા વડિલ બંધુ મણિરથે કર્યો છે. એ તો નિમિત્ત કારણ માત્ર છે, બાકી આ સર્વ બાજી ખેલનાર તો કર્મમંડળમાં શિરોમણી એવો મોહરાજ પોતે જ છે. એના પરિવારમાં મુખ્ય ભાગ ભજવતા રાગ અને દ્વેષ રૂપ બળવાન પુત્રોએ અને ક્રોધ–માન–માયા અને લોભરૂપ પૌત્રોએ સારા જગતમાં ભયંકર ઘમસાણ જગાડયું છે. સારી આલમને ઘેનમાં નાંખી દીધી છે. કોઇ વીરલા એમાંથી મુકત રહી ગયા છે. માની લ્યો કે મણિરથભાઇએ મદિરાનું પાન કરી વિશ્વાસઘાતથી આ ભ્રાતૃહત્યાનું દારૂણ કાર્ય કરી નાંખ્યું છે. એમ ધારી લ્યો કે આપના આયુષ્યની દોરીનો છેડો નજીક હોવાથી એમનો એકાદો ઘા આપના માટે મરણાંત કષ્ટજનક બની ચુકયો છે. છતાં તેમના પ્રતિ દ્વેષ ધરી આત્માને ભારે ન કરશો. અમારા તરફ મોહ રાખી એવી ચિંતામાં હરગીજ ન પડશો કે 'અમારૂં હવે શું થશે ?' સર્વ જીવો કર્મને આધિન છે. અમારી બુદ્ધિથી અમારો માર્ગ અમો નિષ્કટંક બનાવી લઇશું; માટે એ બધી ચિંતા આ અણીની પળે દૂર ફેંકી દઇ, આપ સમાધિમાં લીન બનો, સમતા રસમાં તરબોળ થાઓ. લાંબા સમયમાં જે શકય ન થઇ શકયું તેની

ચિત્તમાં સિદ્ધિ કરી દેવા ઉત્સુક બનો. સાચી ગુણશ્રેણિએ ચોગાની થી અતીત પરમાત્મ શરણ આપનારની અનુભવી નિર્મળ ભાવથી ક્ષમા માગી 'સર્વે મારા મિત્રો છે કોઈ મારે દુશ્મન નથી' એવા સર્વોત્તમ ભાવને ધારી રહો.

આ સદી જૈનજગતમાં હતી ન હતી થઈ જાય તે પૂર્વે દ્રવ્યરોગ કરતાં પણ જે અતિ ભયંકર ભાવરોગો છે એના મહાન ધનવંતરી સમા શ્રી અરિહંતનું શરણ સ્વીકારો. શરણ રૂપ તેજ થઇ શકે છે કે જેઓએ ભયનો સર્વથા જય કરેલો છે. જેઓ અન્યને નિર્ભય કરી શકે છે. ઘાતી કર્મોરૂપી વિશ્વના પ્રબળ અરિઓને પરાભવ પમાડી ભવિજીવોરૂપ કમળોને અનુપમ બોધવારિથી નવપલ્લવિત કરનાર શ્રી અરિહંત પ્રભુના શરણ પછી આઠે કર્મોનો કાયમને સારૂ ભુક્કો કરી નાંખી, આત્માના મૂળ સ્વરૂપને પ્રકાશનાર સિદ્ધ પરમાત્માનું બીજું શરણ ગ્રહો.

દશ દ્રષ્ટાંતથી જેની પ્રાપ્તિ દુર્લભ દેખાડવામાં આવી છે એવા માનવભવમાં જેઓએ રમા અને રામાની રસિકતા જ્ઞાનપૂર્વક ત્યાગી દઇ, સંયમ પથનો બહુમાનપૂર્વક ઇતરને અવલંબનરૂપ બોધપાઠ અર્પીને-સ્વીકાર કરી આત્માર્થ સહ પરમાર્થ કાર્ય આરંભ્યું છે એવા સાધુ મહાત્માઓને ત્રીજા શરણ તરિકે સ્વીકારો અને ચોથા તરિકે ઉક્ત કેવળી-સર્વજ્ઞોએ જે સિદ્ધાંતો આંકી, જે નિયમાવળીઓ બાંધી, જે ઉમદા તત્વોની ગુંથણી કરી, જે લાલિત્ય

પૂર્ણ-સરસ્વતી દેવીના અપ્રતિમ પ્રાસાદરૂપ મનોહર સાહિત્યનું સર્જન કરી, પૂર્વ-પરંપરારૂપ ગ્રંથીથી જેના બાંધે બાંધી, "ધર્મરૂપ" મહાન ઔષધ અર્પણ કર્યું છે તેનું ચિંતવન કરો, કેવળીભાષિત-જીન કથિત ધર્મની વારંવાર પ્રાપ્તિ થાય એવું રટણ કરો. એ વિના આત્માના શાશ્વતા સુખો મળનાર નથી જ. એ ચાર શરણા લેવા એટલે કેવળ માત્ર ગણગણી જવાનું ન સમજતાં. નાથ! બીજી સર્વ આળ-પંપાળને ફગાવી દઇ માત્ર એ ચારની જ વિચારણામાં તમારા મનરૂપ ચપળ તુરંગને નિયંત્રિત કરો. 'જેવી મતિ તેવી ગતિ' એ જનવાયકાને અનુલક્ષી ચિત્તને દ્રઢતાથી તેમાંજ પરોવી રાખો. પંચપરમેષ્ટિરૂપ મહામંગળકારી નવકાર મંત્રનું સ્મરણ કરતા જાવ અને એકજ મુદ્રાલેખને વળગી રહો કે—'एगोऽहं नत्थि मे कोइ' એટલે કે 'હું એકલો છું અને મારું કોઈ નથી.'

આ રીતે સતીની ઓજસ્વિતાભરી ગિરાથી યુગબાહુનું અંતર સ્ફટિક સમું નિર્મળ બન્યું. ભ્રાતા પ્રતિ રોષની લાગણીઓના થર જામતા પૂર્વે જ જ્ઞાનરશ્મિથી તેમાં ચીરાડા પડી તેનો અધિકાંશે ભૂકો થઇ ગયો. માનસિક વિચાર ધારા સંસારની અનિત્યતા પર વહી રહી. શુભ ધ્યાનમાં દ્રઢતા દાખવી ટુંક સમયમાં તેનો આત્મા પ્રાપ્ત થયેલ દેહ-પિંજરને સદાને માટે ત્યાગી કોઈ નવિન સૃષ્ટિમાં નવા સ્વાંગ સજવા પ્રયાણ કરી ગયો.

ગમે તેમ પણ ચંદ્રયશ કુમાર વયમાં તો બાળકજને ! પિતાના અવસાનથી એનું હૃદય ભરાઈ આવ્યું. આંખમાંથી ચોધાર આંસુ પડવા શરૂ થયા. મદનરેખાનું હૃદય ચીરાઇ જતું હતું. નજર સામે અંધકારમય ભાવિને નિહાળતાં જ છાતી ફાટી પડતી હતી, છતાં ક્ષત્રીય કુલોત્પન્ના તે એક વીર નારી હતી. સમયજ્ઞ હતી. માથે ઝુમી રહેલ મહાન્ વિપત્તિથી પૂરી જાણકાર હતી, એટલે રડવામાં નિશા ગાળીને હાથે કરીને સંકટનો ભોગ બનવાની મૂર્ખાઇ તેણી કરે તેમ નહોતું. તરત જ તેણીએ કુંવરની અંગુલી ગ્રહી એકાંત ભાગમાં લઇ જઈ, પોતાના રૂપ ઉપર ભૂપ મણિરથની કપરી આંખ પડવાથી આ સારોયે અનર્થ નિપન્યો છે એ વાતને તેના હૃદયમાં યથાર્થરૂપે ઠસાવી પોતે સ્વશીયળરક્ષા નિમિત્ત લેવા માંગતી દિશાનો ઈશારો કરી, તેને હવે પછી ધરવી જોઇતી હિંમતનો ખ્યાલ આપી, કેટલીક ઘટિકા વીત્યા બાદ ગુપ્તપણે ત્યાંથી તેણી ચાલી નિકળી.

બાકી રહેલી રજની તેણીએ ચાલવામાં જ પસાર કરી. કોઇ વાર મહેલના ઉમરા બહાર પગ મેલવાનો યોગ પ્રાપ્ત થયેલો નહિં અને જેની ઇચ્છા થતાં વાહન તૈયાર રહેતાં, એવી રાજરમણી, આજે ગર્ભાવસ્થાના છેલ્લા દિવસોમાં, દિનકર મહારાજના પ્રતાપવંતા રાજ્યમાં નહિં પણ નિશાનાથની ગેરહાજરી સમી અંધારી રાત્રિમાં સુદર્શનપુરના સરળતાથી ગમન કરી શકાય તેવા કિંવા ઉપવનના મૃદુસ્પર્શી વનસ્પતિથી મનોહર બનેલા માર્ગે નહિં; પણ

જ્યાં પગથીનો એકાદો આછો લીસોટો સરખો પણ નથી અને યાં કાંકરા અથવા કાંટાના ઢગ જામ્યા છે એવા જંગલનાં અજ્ઞાન માર્ગે ચાલી જતી હતી. પરિશ્રમથી કાયા તૂટી પડતી હોય, અને કદલીગર્ભસમી કોમળ જંઘાઓ લથડીયા ખાતી હોય, ત્યાં પકડાઈ જવાની ધાસ્તીથી જરામાત્ર વિસામો લેવા પુરતું અટકવાનું પણ કયાંથી સૂઝે ! સ્વર્ગની રંભા કરતાં પણ અધિક વૈભવશાલી રમણીની આ દશા ! 'વેળા વેળાની છાંયડી' તે આનું નામ. 'ટાળ્યાં નહિં રે ટળે, લખ્યા જે લલાટે લેખ' એ અક્ષરશઃ સાચું છે.

છતાં ક્ષત્રિય અબળા આજે વીરાંગના બની હતી. શીયળવ્રતરૂપી અણમૂલા, ચિંતામણી રત્નથી પણ અધિક જેનો પ્રભાવ છે એવા અપૂર્વ રત્નનું તેણીએ રક્ષણ કરવાનું પણ લીધુ હતું. એને ઝુંટવવા તૈયાર થયેલ લુંટારા નૃપતિ મણિરથનો કોઇપણ માર્ગે પરાભવ કરવો હતો એટલે માર્ગનાં દુઃખો એને દુઃખરૂપ કયાંથી ભાસે ? સાહસિક રમણીના અડગ માનસ આગળ એ કષ્ટશ્રેણીના શા ગર્જ ? કેસરીસિંહ સામે મૃગવૃંદનું કેટલું બળ ! ચંદ્રયશ સમા પુત્રરત્નનો સ્નેહ, કેવળ સતીત્વનાં રક્ષણ માટે જે તરછોડી ચાલી નિકળી, તે વીર પ્રમદાને જંગલ પણ મંગળરૂપ થઇ પડે તેમાં શી નવાઈ !

મધ્યાન્હ સમય થતાં, તરૂઓની શીતળ છાયાથી

રમણીય લાગતા એક સરોવર સમીપે તે આવી પહોંચી. અ-ટવીના અજાણ્યા પ્રદેશમાં આવી પડી હતી; છતાં કુદરતી દ્રશ્ય નિરખી તેને આનંદ થયો. બધા ભયને દૂર કરી તેણીએ એક ઘટ વૃક્ષની શીળી છાયામાં આરામ અર્થે દેહને લંબાવી, થોડા કાળ સુધી જગતની તમામ જંજા-ળોને ભૂલી જઇ, કુદરતના ખોળામાં મીઠી નિદ્રાનું આ-સ્વાદન કર્યું.

જાગી ત્યારે સહુસ્રરશ્મિ મહારાજની સવારી પશ્ચિમ દિશા તરફ વળી ચુકી હતી. આરામથી તેણીના અંગો-પાંગનો દુઃખાવો શાંત પડયો હતો. ધીમે ધીમે દેહમાં પુનઃ સ્ફૂર્તિ આવવા લાગી. ક્ષુધા પણ લાગી હતી; ધીમેથી તેણી ઉઠી; સમીપવર્તી સરોવરમાં જઇ, ઠંડા જળથી મુખનું પ્રક્ષા-લન કરી નિકટમાં રહેલા વૃક્ષોપરથી પકવ ફળોનો સંગ્રહ કર્યો. ભીષણ અટવીમાં કંઈક દિલાસો આપનાર વૃક્ષ સિવાય બીજું કોઇ નહોતું. તેની શીતળ છાયામાં જઠરાગ્નિને શાંત પાડવા લાગી, સરના સ્વાદુ સલીલનું પાન કરતી થોડા કાળ સુધી આધિ–ઉપાધિની યાતનાઓ વિસરવા લાગી. સંધ્યાકાળનાં વધામણાં નજીક આવતાં નિરખી કેળનાં વિસ્તીર્ણ પર્ણો એકઠા કરી, એકાદા નિર્ભય સ્થળની પસંદગી કરી રાત્રિ વ્યતીત કરવાની તૈયારી કરતી, પ્રભુ સ્મરણમાં રક્ત બની.

## પ્રકરણ ૨૨ મું.

### અણધારી આપદા.

"માનવી જેટલી ધારણાઓ કરે છે, જેટલા કિલ્લાઓ રચે છે કિંવા જેટલી ક્રિયાઓ કરવાનું ઠરાવે છે એ સર્વ જો સફળતાથી પાર પડતું હોત તો આજે તે ગર્વના ઉંચા શિખર પર ગર્જના કરતો હોત ! પણ તેમ બનતું નથી એટલે જ તેને પોતાની શક્તિની ન્યૂનતા ડંખે છે. ભાગ્ય કારણની કે વિધિની ઘટનાની ભીતિ ધરવી પડે છે. તેથી જ આજે એના માનપર અંકુશ શોભી રહેલ છે."

**અ**હો ! આ બધું હું શું જોઉં છું ? દેદીપ્યમાન રત્નોથી શોભતા અને કિંમતી મણિઓથી અલંકૃત થયેલા મનોહર ઓરડાઓમાં ચીતરેલ સુંદર કારિગરીપૂર્ણ વાતાયનોથી દેવવિમાનનો ભાસ કરાવી રહેલ આ આવાસમાં મારૂં આગમન શીરીતે થયું ? આ તે સ્વપ્નઃછે કે સત્ય?

પ્રમદા ! મુંઝાવાની જરાપણ જરૂર નથી, કેમકે તમો સ્વપ્ન નથી નિરખી રહ્યા કિન્તુ સાચી સ્થિતિનું અવલોકન કરી રહ્યા છો. વિદ્યાધર પતિ મણિચૂડની રાજધાની રતનાવહપુરી નામે આ સર્વ નગરોના શણગાર સમી અને અલકાપુરીને પણ રિદ્ધિસિદ્ધિમાં ટપી જાય તેવી નગરી છે; પ્રેમના મૂર્તિમંત સ્વરૂપ સરખી તેને કમલાવતી નામે પ્રિયા હતી. તેણીને કોઇ વાતની ન્યૂનતા ન પડે અને એકાંત આનંદમાં લીન રહે એ ખાતર આ સુંદર મહાલયની

યોજના કરવામાં આવી હતી. એ રસિક દંપતીએ કેટલાયે વર્ષો આ સ્થાનમાં રહી સાંસારિક સુખો લુંટવામાં વીતાવ્યા બાદ ઉભયની પ્રતિરેખા સમા એક પુત્રનો તેમને ત્યાં જન્મ થયો. હર્ષિત હઈડે તેનું 'મણિપ્રભ' એવું નામ ધામધુમ પૂર્વક સ્થાપન કરવામાં આવ્યું. દ્વિતીયાના ચંદ્ર-સમ તે દિવસાનુદિવસ વૃદ્ધિંગત થવા લાગ્યો. વિધાત્રાને 'કમલાવતી' ના સુખની અસૂયા પ્રગટી એટલે ટુંક સમયના વ્યાધિ દ્વારા તેણીનો કોળીયો કરી ગઇ. આ રીતે મણિચુડ રાજવીનો સ્નેહ સ્તંભ એકાએક તૂટી પડયો. મણિપ્રભની પાકી ઉમર થતાં સુધી તે વિરહી દશામાં વિરાગી જીવન જીવતાં રાજ્ય કરવા લાગ્યો, છતાં પૂર્વની સ્મિતતા કદિ પણ તેના ચહેરાપર રમતી પુનઃ જોવામાં ન આવી. મહિના પહેલાં "મણિપ્રભ" પુત્રને રાજ્યાસન પર બેસાડી તે રાજવીએ ત્યાગી જીવનનો ઉજ્વળ પંથ સ્વીકાર્યો. નંદીશ્વરદ્વીપ પરના સાશ્વતા જીનની વંદના અર્થે તે મહાત્મા હજુ બે દિવસ ઉપર જ અહીંથી ઉપડી ગયા. તેમનો મણિપ્રભ પુત્ર તે હું પોતે જ અને આ સર્વ રિદ્ધિનો સ્વામી પણ હું જ. પિતાને માર્ગે જિનેશ્વર દેવને વાંદવા હું આજે નંદીશ્વરદ્વીપ તરફ જઇ રહ્યો હતો ત્યાં મદોન્મત્ત હસ્તિ-દ્વારા તને અટવીના મધ્યભાગે ગગનપ્રતિ ઉછળતી જોઇ અદ્ધરથી ઝીલી લીધી. તારી બેભાન દશાનું નિવારણ કરવા અર્થે હું તરતજ પાછો ફરી અહીં આવ્યો અને

ઉપચાર કરવા મંડી પડયો. એના પરિણામ રૂપે આજે તું પુનઃ સ્વસ્થતાને ધારણ કરી રહી છે.

ઓહ ! મદનરેખાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખતાં કહ્યું: એ ભલા વિદ્યાધર પતિ! કરેલા ઉપકાર ઉપર હું કહું તે કાર્ય કરી એક અંક વધુ ચઢાવો. મને સત્વર એ સરોવરવાળા સ્થાનકે તુરત જ લઇ ચાલો. ત્યાં મારો તરતનો પ્રસવેલ બાળક રત્નકંબળમાં વિંટાયેલ પડયો છે. મારા ધાવણ વિના તે બિચારો તરફડાટ કરતો યમનો અતિથિ થવાની અણી પર હશે ? મારો જીવ બચાવી કરૂણા દાખવી તો આટલું કાર્ય અવશ્ય સત્વર કરો. હું દુઃખીઆરી નારી, એ બાળગર્ભના સંરક્ષણ અર્થે જ અટવીનાં વિવિધ કષ્ટ સહવા નિકળી પડી છું. હજુ તો ગત મધરાત પછી મેં એને જન્મ આપ્યો છે. એનું મુખડું જોઇ મારા પતિની સ્મૃતિ તાજી થાય છે; જેવડે મારા હૃદયમાં કેવું મથન થઇ રહ્યું છે તે એક મારૂં મન અને અન્ય જ્ઞાની જ જાણે છે. કંબળે વીંટાળી નિર્ભય સ્થાને રાખી હું નજીકના સરોવરમાં મારાં વસ્ત્રોની શુદ્ધિ કરવા ગઈ અને જ્યાં તેમાંથી પરવારી સ્નાન કરવા લાગી ત્યાં તો વિકરાળ દંતુશળવાળો યમરાજના અવતારરૂપ ગજરાજ અચાનક ફૂટી નિકળ્યો અને સુંઢવતી મને ઉછાળી જોરથી ગગનતલ તરફ ફેંકી; પરંતુ પુણ્યયોગે આપનો યોગ થયો જેથી હું બચી. એ પરોપકારી વિદ્યાનિધાન વિદ્યાધર ! ઝટ મને

એ સ્થળે લઇ જઇ મારા એ કુમળા બાળક ભેગી કરો. એનો બદલો તમને કૃપાળુ પરમાત્મા જરૂર આપશે.

વાચક સમજી ચુક્યા હશે કે વિદ્યાધરપતિને વિનવણી કરી રહેલ નારી અન્ય કોઇ નહિં પણ સતી મદનરેખા જ છે. તેણીના મનમાં મણિપ્રભનું કાર્ય દયાર્દ્ર અંતરથી થયેલ લાગ્યું છે; પણ ખરી રીતે તેમ નહોતું, તે હવે પછીની વાતપરથી વિદિત થશે.

સુભ્રુ ! ત્હારી આજીજીથી જો કે ત્હારા એ અલ્પ વયસ્ક બાળકની વાત મારી પ્રજ્ઞાપ્તિ વિદ્યાના બળે કહી સંભળાવું છું; છતાં ત્હારે પણ 'ગરજ સરી ને વૈદ્ય વેરી' જેવું વર્તન કરવાનું નથી એની પણ સાથે યાદ આપું છું.

સાંભળ ! સરોવરવાળી અટવી પુરી થાય છે ત્યાંથી થોડે દૂર 'મિથિલા નગરી' નામની એક વિશાળ પુરી આવેલી છે. એમાં જયસેન નામા એક ધર્મી ભૂપાળ કેટલાક સમય પહેલાં રાજ કરતો હતો. તેને વનમાળા નામની શીળગુણના ભંડાર સમી રાણી હતી. ઉભય દંપતી સ્વ-પ્રજાનું પાલન પુત્રવત્ કરતા. મિથિલાના તે રાજ્ય કાળને 'રામરાજ્ય' ની ઉપમા અપાય તો તેમાં જરાપણ અતિ-શયોકિત જેવું નહોતું. કેમકે રાજા-રાણી એટલી હદે સાદા અને સરળ પ્રકૃતિના હતા કે તેમની પાસે પ્રજાજન અને કેવળ ગ્રામ્યજીવન જીવનારા ખેતીકારો પણ નિર્ભીક હૃદયે આવતાં અને પોતાની હરકોઇ કહાણી કહી સંભ-

ળાવતા. રાજા રાણી બન્ને યથાશક્તિ મહેનત લઇ તેમનું દુઃખ ભાંગતા. 'ઘણું જીવો અન્નદાતા' ની ઉક્તિ અહીં તો ઉઠતાં બેસતાં સંભળાતી. તરૂણાવસ્થાના પૂર ઓસરવા માંડયાં છતાં એ યુગલને પુત્રસુખદર્શનનો યોગ નહોતો સાંપડયો; છતાં પ્રજા જેને પુત્રસમાન હતી, ધર્મમાં જેને અડગ શ્રદ્ધા હતી તેવા એ દંપતીને એનું જરાપણ દુઃખ નહોતું. એવામાં 'અણુ માગ્યા મળે' એ ન્યાયે અચાનક વનમાળાને ગર્ભ રહ્યો અને પુરા માસે તેણીએ એક સુંદર પુત્રને જન્મ આપ્યો. સારાયે નગરમાં આનંદમંગળ વર્ત્તિ રહ્યો. શુભ ચોઘડીયે પુત્રનું પદ્મરથ એવું નામ સ્થાપ્યું અને યૌવન વય પ્રાપ્ત થતાં ચંદ્રપુરીના નૃપની કુલીન કન્યા પુષ્પમાળા સહ તેનાં લગ્ન કરી, રાજગાદી સોંપી, જયસેન ભૂપાળે આત્મકલ્યાણની અધિષ્ઠાત્રી અને શીવસુંદરીની દૂતી સમી દિક્ષા સ્વીકારી. આજે પદ્મરથ નૃપને રાજ્ય કરતાં વર્ષોના વહાણાં વાયા છે. પુષ્પમાળા ઉપરાંત બીજી કેટલીયે અંગનાઓનો તે સ્વામી છે. છતાં હજુપર્યંત તેના આંગણામાં એકાદો બાળક ક્રીડા કરતો આનંદ અર્પણ કરતો નથી એ દુઃખે ઉપરના સર્વ પ્રકારના વિચારોને આંજી નાંખ્યા છે. તેથી જ પ્રેયસી પુષ્પમાળા, ચીમળાઇ જતા પુષ્પ સમી દિનપ્રતિદિન સૂકાતી જાય છે. હરકોઇ પ્રકારે એના ઉત્સંગમાં એકાદો બાળ ક્રીડા કરે એ તેણીના કોડ વિધિના વિધાન વિના પુરાય કયાંથી ? મિથિલાપતિ તેણીના મનરંજન અર્થે દરેક યત્નો કરતો રહે છે.

એક દિવસ અચાનક વક્ર તુરંગથી ઘસડાઇને ત્હેં જ્યાં બાળકને રાખ્યો હતો તે સ્થાનમાં મિથિલાપતિ આવી ચઢયો. તરતના જન્મેલ બાળકનો મનોહર ચહેરો જોતાં જ તેને ઉચકી લીધો અને સત્વર સ્વનગરમાં પહોંચી જઇ સ્વભાર્યા પુષ્પમાળાને અર્પણ કર્યો. તેણીની ચીરકાળની અભિલાષાને આમ અકસ્માતિક ફળ બેઠાં. પુરીમાં પટરાણીએ ભાવિ ભૂપને જન્મ આપ્યાના સમાચાર વાયુવેગે પ્રસરી ગયા. પાંચ ધાત્રીથી લાલન પાલન કરાતો એ બાળ આજે બીજના ચંદ્રની જેમ વધતો ચાલ્યો છે. હવે એ પાંતીની વિમાસણ અર્થ વગરની છે.

સુલોચના ! જે મુદ્દાની વાત છે તે તો હવે આવે છે. તું રખે માની લેતી કે કેવળ દયાના પરિણામથી મેં ત્હારૂં રક્ષણ કર્યું છે ! કરિશુંઢથી ફેંકાતી એવી રૂપની વાટિકા સમી ત્હને નિરખતાં જ મારૂં મન તારામાં મુગ્ધ બન્યું. એ વાટિકાના ભોક્તા-માળી થવાની પ્રબળ વાસના પ્રગટી. યાત્રા બાજુ પર રહી અને ત્હારૂં ગ્રહણ કરી તુર્ત જ હું આ તરફ પાછો ફર્યો. સૌન્દર્યની અનુપમ મૂર્તિ સમી ત્હને જોઇ મારા મનમાં કંઇ કંઇ પ્રકારનાં સાંસારિક ભાવો ઉદ્‌ભવે છે. માત્ર ત્હારી સમ્મતિ મળે તેટલીજ વાર છે. આશા છે કે મારી વિનતિ સ્વીકારી આ ગૃહ શોભાવવામાં ત્હારા તરફથી જરા સરખી પણ આનાકાની નહિં થાય.

વિદ્યાધર કુલોત્પન્ન, અને સંયમ લઇ આત્મકલ્યાણ

અર્થે નિકળી પડેલ ધર્મી પિતાના સંતાનને પારકી અને વખાની મારી શરણુ પડેલ લલના પ્રતિ આવી માંગણી ઘટતી નથી. માનવીની શોભા એના આચાર વિચાર પર અવલંબે છે. આચાર વિચારરૂપ યુગ્મથી વિકલ થનાર વ્યક્તિની ગણના વિશ્વમાં ખોટા સિક્કા જેવી જ થાય છે માટે આવા શબ્દો પુનઃ ન ઉચ્ચારશો.

તારી સહ વિલાસ માણુવા કાજે તો આટલો પરિશ્રમ ઉઠાવ્યો. યૌવનવય અને આ પ્રાપ્ત થયેલ સકલ સિદ્ધિનો ઉપભોગ એ જ મારૂં વર્ત્તમાન ધ્યેય છે. માટે હજુ પણ સમજી જઇ કદાગ્રહ છોડી દે.

રાજન્ ! તમારા વિચાર તદ્દન સત્યથી વેગળા છે. ખરી રીતે સંસાર કેવળ વિષય પરિપૂર્તિ અર્થે નથી, પણ આત્મસિદ્ધિની સાધના અર્થે છે. માનવભવ વિના પૂર્ણ આત્મસાક્ષાત્કાર સંભવિત ન હોવાથી એની પ્રાપ્તિ અર્થે વધુ લક્ષ તે તરફ આપવું ઘટે. જો દેવભવના લાખોગમે વર્ષોથી ભોગપિપાસા ન શમી, કિંવા સ્વર્ગની રૂપના રાશિ સમી અપ્સરાઓનાં દેહદર્શનથી સૌંદર્યતૃષ્ણા ન છીપી તો કેવળ નરભવથી એની તૃપ્તિ થશે એમ માનવું શું ડહાપણ ભર્યું છે? ઉત્તમ પુરૂષો મોહના પ્રપંચમાં ફસાયા સિવાય એમાંથી અણીપાર તરી જઇ, સંયમનું બખ્તર સજી સત્વર આત્મકલ્યાણના પંથે પડે છે, જ્યારે મધ્યમ પ્રકારના વીર્યવાળાને માનવભવ તૈયારી કરવાના સાધનરૂપ બને છે.

સંસાર માંડયા છતાં આસકિત ઓછી કરવાના ભાવો સતત ભાવતા રહેવાના છે. એમાં રાચીમાચીને કર્મબંધ મજબુત કરવાના નથી, પણ ઉદાસીન ભાવે પૂર્વે બાંધેલા કર્મને ભોગવી તેથી છુટા થવાનું છે. એમાં પણ ખાસ કરીને સ્વદારાસંતોષી બનવાનું છે નહિ કે પરદારા પર કુદષ્ટિ કરીને જીવન ગાળવાનું છે! ઉપકારી! હજુ પણ સમજો, વિષયવાસના ત્યાગો અને સાચે માર્ગે લાગો.

સો વાતની એક વાત: હું માત્ર એટલું જ કહું છું કે તું શાંતિથી મારે તાબે થાય છે કે કેમ? મારે ત્હારા લાંબા આલાપ–સંલાપનું લેશમાત્ર પ્રયોજન નથી. જો કોઇ પણ રીતે તું મારી ઇચ્છાને વશ નહીં થાય તો હું કોઇ પણ રીતે તને છોડનાર નથી જ.

મદનરેખા મણિપ્રભની વિષયવૃત્તિ પરખી ગઇ. તેને લાગ્યું કે કદાચ બળથી પોતાનો ધર્મ રાખવા જતાં જીવના જોખમ સહવા પડશે. પરન્તુ તેનો તેણીને ભય નહોતો. માત્ર પુત્ર દર્શનના કોડ બાકી હતા, એટલે કળથી કામ લઇ, વેળા વીતાવવાનો નિશ્ચય કરી બોલી: મહાશય! હું તમારી પરીક્ષા કરતી હતી કે તમારો મારા પ્રત્યેનો સ્નેહ સાચા હીરા સદશ છે કે ખોટા ઇમીટેશન જેવો છે! મારી આટલી ઉલટ પાલટ તેને અંગે જ હતી. બાકી પુરૂષ જાતિ કરતાં આઠ ગણો કામ ધરાવનાર અબળા જાતિને—આપ સરખા વિદ્યા પારંગત રાજવીના ઘરના

સુખ વૈભવ ન ગમે. એ કદિ સંભવે પણ ખરૂં ? હું તો તૈયાર જ છું; પણ જરા વિલંબ થશે. ઉતાવળે આંબા પાકે નહીં. તમો જાણો છો કે હજુ હું પ્રસવકાળ વીતાવીને હમણાં જ ઉઠી છું, એટલે મારી સાથે ભોગવિલાસ નીતિકારના મતે ત્યાજ્ય છે. એટલું જ નહિ પણ આપણુ ઉભયને હાનિકર્ત્તા પણ છે. માટે અત્યારે તો તમો મને નંદીશ્વરદ્વીપ લઇ ચાલો કે જેથી તમારી યાત્રા અધુરી ન રહે અને મને પણ તેનો લાભ મળે. વળી કાળક્ષેપ પણ સુખે થઇ જાય. ત્યાંથી આવ્યા બાદ સો સારાવાના થઇ રહેશે. વળી પ્રીતિ બાંધવાની રીત પણ જોર કરવા કરતાં કોમળતાને મળતા થવામાં રહેલી છે એ આપ જાણતા જ હશો.

સુન્દરી ! જ્યારે તું ખુશીથી માગણી સ્વીકારે છે ત્યારે એટલી અવધિ ભલે થઇ જાય. જો ત્હારી ઇચ્છા છે તો ચાલો સત્વર તૈયારી કરો કે જેથી નંદીશ્વરદ્વીપ પ્રતિ પ્રયાણ કરીએ.

સમયજ્ઞ સતીએ હાલ તો શીયળરક્ષા કરી. વિવિધ પ્રકારની વનસ્પતિઓથી શોભતી ટેકરીઓ પર આવેલાં દેવતાઇ રિદ્ધિથી શોભતાં શાશ્વત જીનબિંબોના દર્શનાર્થે વિદ્યાધર મણિપ્રભ સાથે વિમાનમાં બેસી આકાશ માર્ગે આગળ વધવા માંડયું. ભાવિના ગર્ભમાં શું સમાયેલું છે તે આગળ વાંચ્યે જણાશે.

# પ્રકરણ ૨૩ મું.

## અસ્તોદયની અજબ લીલા !

"નાના કિંવા મોટા, સરળ વા ગહન, બિન જોખમી અગર પૂર્ણ જોખમ ભર્યા પ્રત્યેક કાર્યની નિષ્પત્તિમાં કાળ, સ્વભાવ, નિયતિ ઉદ્યમ અને કર્મરૂપ પાંચ સમવાય યાને કારણનો મેળ અવશ્ય હોવો ઘટે છે. બેશક અલ્પાંશ કે અધિકાંશ સંભવે છે પણ પાંચમાંથી એ-કાદના અભાવે કાર્યસિદ્ધિ હરગીજ થઇ શકતી નથી. જ્યારે વિશ્વના ગતિનો આધાર એ પાંચની ટુકડીપર અવલંબી રહેલ છે તો પછી ઓછી શકિતધારી મનુષ્ય કાં વૃથા ગુમાન ધરે છે. ?"

વાચક ! ચાલો આપણે મદનરેખાને વિમાનમાં છોડી જરા સુદર્શન નગરમાં આંટો મારી આવીએ. મણિરથે યુગ-બાહુરૂપી કંટકને ઉખેડી નાંખી રૂપવતી મદનરેખા સાથે પેટભરી વિલાસ માણવાના કિલ્લાઓ બાંધ્યા હતાં; છતાં વિધિને તે મંજુર નહોતું એટલે એના અદ્રશ્ય પંજાએ રાજનના ચણતરમાં જ ઘા કર્યો. જ્યાં એ ઉમંગ ભર્યો મહેલમાં પાછો ફર્યો ત્યાં તો હૃદયમાં અચાનક પીડા ઉપજી. ભાઇનો વધ કર્યા બદલનાં માઠાં દ્રશ્યો આંખ સામે તરવ-રવા લાગ્યા. ચિત્ત ભ્રમિત બની ગયું. પ્રજાની આંખ પોતાની સામે રાતી થઇ જોઇ. સર્વત્ર સ્વનામ પર ફીટકાર વરસતા સાંભળ્યા. આમ છતાં મદનરેખાનો યોગ સાંપડ્યો હોત તો ગમે તેમ સંતોષ માનત ! પણ 'વો દિન કહાં કે મીંયા કે

પાંઉમેં જુતીયાં!' સમાચાર કાને અથડાયા કે શીયળ રક્ષા માટે સતી તો મધરાતના જ વાટિકામાંથી નાસી ગઇ છે! બસ, રહ્યો સહ્યો આશાતંતુ પણ આ રીતે દગ્ધ થયો: ચોતરફ તપાસ તો બહુયે કરાવી પણ સતીના પગલાંની તે ભાળ મળતી હશે! જેને સત્યરૂપ અનુપમ ને સર્વશ્રેષ્ટ રક્ષકનો સથિયારો છે તેની કોણ પૂંઠ લઇ શકે છે? ચંદ્રયશ કુમાર માતાસહની ખાનગી મસલત અનુસાર જાણે કંઇ સમજતો જ ન હોય તેમ મૂકભાવે સર્વ વ્યતિકર જોયા કરતો હતો. પ્રજાના એક ઉદ્દામ વર્ગનું તે પ્રીતિભાજન થયો હતો. એ વર્ગ મણિરથને ઉથલાવી પાડી યુગબાહુના વારસને ગાદી નશિન કરવા તલપાપડ બની એકાદા નિમિત્તની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો હતો. પણ જ્યાં ચંદ્રયશના પુન્ય બળવાન ત્યાં બીજાના પ્રયત્નોની અગત્ય જ ન રહી. વિધિએજ રસ્તો સાફ કરી દીધો. યુગબાહુના અંતકાળ પછીની પરિસ્થિતિએ મણિરથ નૃપને સર્વત્ર શરમિંદો તો બનાવી દીધો હતો. એવામાં એક રાતના અચાનક તે ઝબકી ઉઠયો. કોઇ કુસ્વપ્ન દર્શનથી તેનું અંતર અકળાયું. લાગલો જ દ્વાર ઉઘાડી બાગમાં શાંતિ અર્થે દોડયો. પણ જેણે સરળ હૃદયી સહોદરને અને સતી એવી તેની ભાર્યાને અકારણ ઉદ્વેગ આપી કાયમનો વિયોગ કરાવ્યો તેને માટે જગત ભરમાં શાંતિ હોઇ શકે પણ ખરી? ધરણી તેના પાપથી ધ્રુજી રહી હતી! અકસ્માત્ રીતે વનરાજીમાં તેનો પગ અથડાયો અને ઓહ! કરતો તે ધરણી પર ઢળી પડયો.

પહેરાપરના ચોકીદારો દોડયા અને દીપક લાવી જોયું તો રાજાના પગે સર્પદંશ થયેલો માલુમ પડયો. શરીરમાં ઝેર જોરથી વ્યાપી ગયું હતું. તરત જ વૈદ-હકીમને તેડાવ્યા, પણ દિવસો ભરાઇ ચુકેલા એટલે ભૂપાળ મણિરથ કેવળ આર્તધ્યાનમાં પંચત્વ પામી, આ સૃષ્ટિ પરથી સદાને માટે સિધાવી ગયો. સતીપર કુદૃષ્ટિ કરી કોઇ સુખી થયો જાણ્યો છે ?

સિંહાસન યુવરાજ પુત્ર ચંદ્રયશને પ્રાપ્ત થયું અને પ્રજાના હાર્દિક સહકારથી તે રાજ્યધુરાને નિષ્કટંક રીતે સુખે વહેવા લાગ્યો. માતાની શોધ માટે તેણે ચારે તરફ પોતાના માણસોને રવાના કરી દીધા અને પુનઃ એકવાર સુદર્શન પુરમાં આનંદ મંગળનાં દીવ્ય સૂરો રેલાવા લાગ્યાં.

મિથિલાપતિના મંદિરમાં યુવરાજ યુગબાહુના દ્વિતીય પુત્રની કેવી સ્થિતિ થઇ તે તરફ પણ ઉડતી નજર ફેરવી લઈએ. 'પુન્યવાન્ જીવને પગ પગ રિદ્ધિ રસાળ' એ કવિ વચન જરાપણ ખોટું નથી. કુદરતના ખોળે એકલો અટુલો, જન્મતાં જ માતાથી વિખુટો પડેલ લઘુ બાળ આજે પદ્મરથ રાજાની આંખની કીકી સમાન પ્રીય થઇ પડયો છે. અપુત્રીયાને પુત્રનો યોગ એ સર્વોત્કૃષ્ટ હોય એમાં આશ્ચર્ય પણ શું છે ? રાણી પુષ્પમાળાએ અતિ કોડથી લાલનપાલન કરી, ઉછેરી મોટો કર્યો. એ ભાગ્યવન્ત તેજસ્વી આત્માના પગલાં થતાં સીમાડાના પડોશી રાજાઓમાં પદ્મરથની આણ

પૂર્ણ કરતાં વધુ પ્રમાણમાં વર્તાવા લાગી. એટલે દંપતીએ કુંવરનું 'નમિ' એવું ગુણનિષ્પન્ન નામ સ્થાપ્યું. પુષ્પમાળાનો સ્નેહ એનાપર એટલી હદે ચોંટયો હતો કે ક્ષણનો વિરહ એને મન વર્ષ સમાન લાગતો. પૂર્વભવની 'લેણુંદેણુ' કિંવા 'સંબંધ' તે આનું જ નામને ! 'કયાં ચંદન કયાં મલયગીર' જેવી દશા ! જનેતા મદનરેખા મણિપ્રભના હાથમાં અને એનો અર્ભક પદ્મરથને ઘેર ! ઉભય સુખી છતાં કેવી વિચક્ષણ ઘટનાના ભોગ ! કર્મરાજ ત્હારી ગતિ ગહન છે ! 'આરંભ્યો અધવચ રહે અને દૈવ કરે તે હોય' એ કહેવત સત્ય છે.

રત્નાવહપુરથી વિદ્યુતગતિએ ઉપડેલું વિમાન જોત જોતામાં સંખ્યાબંધ ગામોના મકાનોને, અસંખ્ય ખેતરોને અને હજારો નગરોને પોતાની પાછળ મૂકતું આગળ વધવા લાગ્યું. મણિપ્રભ અને મદનરેખા એમાં રહ્યા રહ્યા સૃષ્ટિપટ પરના એ દ્રશ્યોને ઝાંખી રેખા સમા કિંવા અતિ નાના કદવાળા નિરખતાં આનંદમાં સમય પસાર કરવા લાગ્યા. આ રીતે જંબુદ્વિપની સીમા પૂર્ણ થતાં હેમવંત અને શિખરી આદિ પર્વતો, ભરત, હરિવર્ષ આદિ ક્ષેત્રો દ્રષ્ટિથી અદશ્ય બન્યા. નજર સામે લવણ સદ્રશ ક્ષારયુકત જેનુ વારિ છે એવો લવણ સમુદ્ર ઘુઘવાટા કરતો જોયો. એના વિશાળ અને અગાધ કલેવરથી જાણે એવી બીક ના દેખાડતો હોય કે 'જંબુદ્વિપ ! ત્હને તો હું જોત

જોતામાં ગળી જઇશ' એવો ભાસ એના ઘણે ઉંચે ઉછળતાં મોજાઓથી થવા માંડયો. વિદ્યાથી અધિષ્ઠિત બનેલા વિમાને એને પણ ભૂતકાળનો વિષય બનાવતાં વાર ન લગાડી. ધાતકીખંડના ગિરિપર્વતો, વાદળાંની સહ બાથ ભીડતાં નજરે પડયા. ઉંચા વૃક્ષો નજીક આવતાં લાગ્યાં. થોડીજ વારમાં નજીક આવેલા પદાર્થોને પાછળ મૂકતું વિમાન આગળને આગળ ગતિ કરવા લાગ્યું. શ્યામવર્ણ સમા જળથી ચોતરફ ભરેલો અને ઘુઘવાટા કરી, શાંત વાતાવરણને અશાંત કરતો કાલોદધિ સમુદ્ર દ્રષ્ટિગોચર થયો. લવણ સમુદ્રથી ચારગણા વિસ્તારવાળા આ મહાસાગરને નિરખતાં જ નજર ટુંકાઈ જતી. વિદ્યુતથી પણ જેનો વેગ વધુ છે એવા વિદ્યાધરના વિમાને એની મર્યાદાને પણ ઉલ્લંઘી નાંખી, પુષ્કરવર નામના દ્વિપની સીમામાં પ્રવેશ કર્યો. એક એકને ભૂલાવે તેવા કુદરતી દ્રશ્યોથી અતિ મનોહર પ્રદેશોને જોતાં મદનરેખાનો આત્મા આહ્લાદ પામવા લાગ્યો. ઘડીભર મનમાં એમ થવા લાગ્યું કે મણિપ્રભનો યોગ થયો એ એક રીતે ઠીક જ થયું. તે વિના ભરતની મર્યાદાથી આગળ વધવાપણું હોય જ ક્યાંથી ! પણ તરત જ શિયળરક્ષાની સ્મૃતિ તાજી થતાં મુખ મ્લાન બની જતું. 'ધિરજના ફળ મીઠાં છે' એમ જાણી સંતોષ માનતી. વિદ્યાધર મહાશય મદનરેખાને જાણે કે પોતાની એક પ્રેયસી ન હોય એવા ભાવથી માર્ગમાં આવતાં પ્રત્યેક દ્રશ્યો દેખાડતો. આગળ ચાલતાં મનુષ્ય વસ્તીના અવધિ

તરિકે સુવિખ્યાત થયેલ, દીર્ઘકાય અને ચોતરફથી જાણે દ્વિપની મધ્યમાંથી ફુટી નિકળી એભાગમાં વહેંચાયેલો ન હોય તેવો–માનુષ્યોત્તર નામા મહાગિરિ ચક્ષુ સન્મુખ ખડો થયો. જંબુથી ગણતાં પુષ્કરવર દ્વિપ ત્રીજો હોવા છતાં આ બૃહદ્‌ગિરિ દ્વારા પડેલા બે ભાગલામાંના માત્ર એકમાં જ વસ્તી હોવાથી અને બીજો સાવ નિર્જન–અરણ્ય સદૃશ હોવાથી મનુષ્ય લોકની સીમાનો છેડો આ પહાડ સમીપ આવી રહે છે. અઢીદ્વિપ તરિકે પ્રસિદ્ધ પામવાનું કારણ પણ એજ છે. બાકીના અર્ધભાગ પર દ્રુતગતિએ આગળ વધતાં અગાધ વારિના ઘુઘુ અવાજથી દિશાઓને ગજાવતો પુષ્કરોદધિ સાગર જોયો. એના છેડેથી આરંભાતો વારૂણી દ્વિપ, એને વીંટલાયલો ચિત્રવર્ણી ઉદકવાળો વારૂણી સમુદ્ર દ્રષ્ટિગોચર થયો. સ્થળ–જળના મહાકાય સ્વરૂપ એ પણ પસાર થયો. ક્રમશઃ ક્ષીરવર નામા દ્વિપ ને સમુદ્ર, ઘૃતવર દ્વિપ ને સમુદ્ર અને ઇક્ષુવર દ્વિપ ને સમુદ્ર કે જે નામ પ્રમાણે ગુણવાળા, વિરાટ રૂપવાળા અને ગણનાને ટપી જાય તેવી લંબાઇ, પોળાઇ ને ઉંડાઇ વાળા આવતા ગયા. કુદરતના આ મહાકાય અંગોમાં માનવીનું એકાદું ચલીયું પણ ન જોયું અને એમ કરતાં 'ગાતાં ગાતાં ગામ આવે' એ ન્યાયે આખરે ગણનામાં આઠમા નંબરે આવતા એવા નંદીશ્વરદ્વિપમાં વિદ્યાધરનું વિમાન આવી અટક્યું. તરત જ મદનરેખા સહિત મણિપ્રભ એમાંથી ઉતરી પડયો. પ્રભુપૂજનના સાધનો સાથે રાખી રમણીય વાપિકાઓથી

વેષ્ટિત થયેલા અંજન ગિરિઓ તરફ ચાલી નિકલ્યો. ચાર દ્વાર વાળા સુશોભિત પ્રાસાદોમાં વિરાજમાન થયેલ શાશ્વત અભિધાનવાળા શ્રી રૂષભ, ચંદ્રાનન, વારિષેણુ અને વર્ધમાન રૂપ પાંચસો યોજનના પ્રમાણુવાળા મણિમય શાશ્વત જિન બિંબોને વાંદી આત્માને પવિત્ર કરવા લાગ્યો. મદનરેખા પણુ જીંદગીમાં પહેલી જ વાર ચમત્કારિક બિંબોને નિરખી સ્વજન્મને ધન્ય માનવા લાગી. ઘડી-ભર માટે સંસાર સંબંધી સર્વ કારમા બંધનો ભૂલી ગઇ. ઉછળતા હૃદય ને ઉભરાઇ જતા ભાવથી પ્રભુ પ્રતિ-માનું અર્ચન કરી, એક ચિત્તે ભાવસ્તવથી સ્વઆત્માને પરમાત્મા સાથે અદ્રશ્ય તારથી જોડી; અભૂતપૂર્વ ભકિત રસમાં તરબોળ થઈ. નૃજન્મનો આવો અનેરો લ્હાવો લઇ ઉભય, સમીપમાં એક વૃક્ષતળે ધ્યાનમગ્ન થયેલ રાજર્ષિ મણિચૂડ પાસે આવ્યા. વાંદીને નજીક બેઠા ત્યાં તો મુનિ-પુંગવ ને ચાર જ્ઞાનને ધરનાર એ મહાત્માએ યોગ્ય પાત્રનો યોગ થયો જોઈ; ધ્યાનદશામાંથી મુકત થઇ સતીના શિયળની રક્ષા થાય અને નર્કના પાથડા તરફ હડસેલાતા મણિપ્રભનો ઉદ્ધાર થાય તેવો માર્મિકપણે સચોટ ઉપદેશ દેવો શરૂ કર્યો. ખરેખર મહાત્માઓની વાણી એ કેવળ ભાષાવર્ગણાના જડ પુદ્દગલો જ નથી પણ અમૃત ઝરણામાંથી જોસભેર ઉછળતા અમીબિંદુઓ છે. એમાં પ્રેક્ષકોના દબા-યેલા જીવનોમાં નવો ઉલ્લાસ ભરવાની જીવંતશકિત ભારો ભાર ભરી હોય છે. મુખપદ્મમાંથી બહિર્ગત થતા પ્રત્યેક

અક્ષરોમાં અદ્‌ભૂત જાદુના ઈસારા હોય છે કે જેના શ્રવણ માત્રથી કામી જનોની કામવાસનાના પાયા ડગમગવા મંડે છે અને આગ્રહી જનોના વજ્રબંધનો પણ શિથિલ થઇ જાય છે. કોમળથી પણ મૃદુ અને સાકરથી પણ અતિ મીઠા શબ્દો હૃદયમાં સોંસરા ઉતરી જઇ ધારી અસર ઉપજાવે છે. તેથી જ જગતમાં સાચા સાધુની સંગત અણુમૂલી અંકાઈ છે—ત્યારે જ એના યોગ ભાગ્યાધિન લખાયા છે.

મણિપ્રભના અંતરમાં જબરૂં મંથન શરૂ થયું. દેશના સમાપ્ત થતાં જ પોતાની વિવેકહીન માંગણી માટે દિલગીરી દર્શાવતો મદનરેખાની ક્ષમા યાચવા લાગ્યો. ખુલ્લા હૈડે કહેવા લાગ્યો: સતી ! આજથી તું મ્હારી બ્હેન છે, ત્હારૂં શું કાર્ય હું કરૂં કે જેથી મેં કટુવચન દ્વારા બાંધેલ પાપનો ભાર ઓછો થાય !

ભ્રાતા, તમારા સાચા પ્રાયશ્ચિતરૂપ અગ્નિમાં એ સૌ ભૂતકાળની ઘટના ભસ્મીભૂત થાઓ. તમોએ મારા સરખીને અલભ્ય એવી આ પવિત્ર તીર્થની યાત્રા અને આવા પુણ્યશ્લોકી સંતના દર્શન કરાવીને, માડી જાયો વીર કરી ન શકે તે કરતાં અધિક કર્યું છે. તમારે જરા માત્ર ચિંતા કરવાની આવશ્યકતા નથી. તમારા જેવા ધર્મવાસિત ગૃહસ્થને અયોગ્ય માગણી કરવાનું સુઝયું એમાં મને તો આપનો રંચમાત્ર દોષ નથી દેખાતો; પણ એમાં કેવળ કર્મરાજનો છુપો હાથ જ લાગે છે. હવે આપ એ વાત મન-

માંથી ભુંસી નાંખી શાંત થાવ અને હું પૂજ્ય જ્ઞાની મહારાજને એ સંબંધી પ્રશ્ન કરી ખુલાસો મેળવવા ઇચ્છું છું.

ભગિની ! તમારા સવાલથી જરૂર કંઇક નવિન જાણુવાનું લબ્ધ થશે, તો તમો તમારી આશંકા શી છે? તે પૂજ્ય ગુરૂદેવ પાસે પ્રગટ કરો.

પૂજ્ય ગુરૂદેવ ! હું એ જાણુવા ઇચ્છું છું કે ભરજંગલમાં જન્મ આપતાં જ મારા બાળકનો વિરહ શાથી થયો ? પૂર્વ ભવમાં એવાં તે મેં કયા કર્મો ઉપાર્જન કર્યાં છે કે જેના ઉદય આવે મારા જેવી રાજરમણીને અમાપ પીડા અનુભવવી પડી ?

ગંગાજળ સમાન પવિત્ર શીયલને ધરનારી સતી ! ત્હારા આગ્રહથી, પૂર્વ ભવના અંકોડા કેવી રીતે જોડાયલા છે એનો ત્હને ટુંકમાં ખ્યાલ આપું છું. સાંભળ:—

જંબુદ્વિપમાં ભરત જેવું વિદેહ નામા ક્ષેત્ર છે. તેની પુષ્કલાવતી નામની વિજયામાં મણિતોરણુ નામા રમ્ય નગરમાં ચક્રવર્તી અમિતજશા અને પટરાણી પુષ્પવતીને ઘેર બે પુત્રો ઉપન્યા. તેનાં પુષ્પસેન અને રત્નસિંહ અનુક્રમે નામ સ્થાપ્યા. લાંબા આયુષ્યને અંતે ઉભયે સંયમ સ્વીકારી નિરતિચારપણે તેનું પાલન કરી, બારમા દેવલોકમાં દેવપણે બીજો ભવ કર્યો. ત્યાંથી ચ્યવી ધાતકીખંડના ભરતમાં હરિષેણુ રાજાની સમુદ્રદત્તા ભાર્યાની કુક્ષિએ પુત્રપણે

આવ્યા. સાગરદેવ અને સાગરદત્ત નામ સ્થાપ્યા. બારમા દ્રઢસુવ્રતસ્વામી પાસે બન્ને જણે દિક્ષા સ્વીકારી. કર્મયોગે ત્રીજે જ દિને વિજળી પડવાથી ઘાત થયો. કાળ કરીને સાતમા સ્વર્ગમાં દેવપણે ઉપન્યા. ત્યાંથી શ્રી નેમીશ્વરજીના કેવળજ્ઞાન કલ્યાણક મહોત્સવમાં આવેલ એ ઉભયે પોતાના ભાવિ અવતરણ પરત્વે પ્રશ્ન કર્યો. જ્ઞાન-દર્શનથી સારા લોકાલોકના ભાવોને સદાકાળ જોઈ રહેલ પ્રભુએ ખુલાસો કરતાં જણાવ્યું કે તમારામાંથી એક આ ભરતની મિથિલા નામા નગરીમાં જયસેનનૃપને ઘેર પુત્રપણે ઉપજશે; અને બીજો સુદર્શનપુરમાં મદનરેખા ભાર્યાની કુક્ષિએ યુગબાહુ યુવરાજના બીજા પુત્ર તરીકે જન્મશે. પ્રભુનો ઉત્તર અવધારી તેઓ સ્વસ્થાને ગયા. ત્યાં દેવતાઇ વિલાસોમાં કેટલોયે કાળ પસાર કર્યો. ત્યાંથી ચ્યવી એક મિથિલાપતિ જયસેનને ઘેર 'પદ્મરથ' રૂપે અવતર્યો, જ્યારે બીજો ત્હારી કુક્ષિમાં ગર્ભપણે આવ્યો. દરમીયાન યુવરાજનો અંતકાળ આવી પહોંચ્યો. શિયળ રક્ષાર્થે તું એકાકી નિસરી પડી અને ભર અટવીમાં પુત્રને પ્રસવ્યો; છતાં એનું ઉછેરવાપણું ત્હારા શીરથી પૂર્વભવના મિત્ર એવા પદ્મરથના આગમનથી અને હર્ષપૂર્વક ત્હેને ગ્રહી, સ્વગૃહે લઇ જઇ પુત્રપણે સ્થાપવાથી જતું રહ્યું. પૂર્વે ત્હેં અન્યના બાળકનો વિરહ પડાવેલો તેથી આ ભવે ત્હને પ્રત્યક્ષ વિરહ પડ્યો અને મણિપ્રભ તેમાં નિમિત્તભૂત બન્યો.

આ રીતે જ્યાં પૂછેલ પ્રશ્નની સમાપ્તિ થવા આવી એટલામાં એકાએક ઘમઘમ ઘુઘરીઓના રણકાર કરતું અને જયજય શબ્દોના જેમાં નાદો થઇ રહેલ છે એવું સૂર્યના તેજ સમી શોભા ધરતું એક વિમાન આવી પહોંચ્યું. એમાંથી કાનમાં રત્નના કુંડળોથી વિભૂષિત અને કંઠમાં ગોળમટોળ અને પાણીદાર મુક્તાફળોના હારથી શોભતો દેવ બહાર આવી પ્રથમ મદનરેખાના ચરણમાં પ્રણામ કરી અને પછી ચતુર્જ્ઞાની મુનિરાજને વાંદી તેમની નજીક બેઠો.

મણિપ્રભ જેવા નિયમના જ્ઞાતાથી આ વર્તન સહન ન થઇ શક્યું. દેવે પ્રથમ સંસારવર્તી સતીને નમસ્કાર કર્યા અને પછી ચતુર્જ્ઞાનધારી ગુરૂજીને વંદન કર્યું, એમાં મહત્ પ્રભુઆજ્ઞાનો ભંગ ભાસ્યો. તરતજ એ ભૂલ સુધારવા માટે આગંતુક દેવનું લક્ષ ખેંચતાં કહ્યું કે—'હે દેવ! સર્વ ઉપગારોમાં ધર્મદાતાનો ઉપકાર મહાન્ ગણાય છે તો પછી પ્રથમ તેમને ન પ્રણમતાં આજે વિપરીત વર્તન તમે કાં કર્યું ?

વિદ્યાધરરાય ! તમારી વાત સોટચના સુવર્ણ જેવી છે. મેં પણ તેજ કાનુનનો અમલ કર્યો છે; પણ તમો પરમારથ ન જાણતા હોવાથી આમ મને ઉપાલંભ દઇ રહ્યા છો. મારૂં વૃતાન્ત સાંભળશો એટલે મારા કાર્યમાં રહેલી યથાર્થતા તમને દેખાઇ આવશે. મદનરેખા જ મારી પ્રથમ ઉપકારક છે. પૂર્વભવે યુગબાહુ તરિકે હું તેણીનો પતિ હતો.

અને ઉપવનમાં વિહાર અર્થે રાત્રિ રહ્યો હતો, તે વેળા મારા જ્યેષ્ઠ બાંધવે મારાપર ખડ્ગનો ઘા કર્યો ત્યારે મારા અંતરમાંથી પ્રગટતી કષાય જ્વાળાઓને દાબી દઇ, શમતા રસનું અમૃત પાન કરાવી, કર્મના વિચિત્ર પ્રપંચો સમજાવી, અરિહંત પ્રભુના અણમૂલા ધર્મનું સત્ય ભાન કરાવી, અંતિમ ઘટિકા વેળા શુભ ભાવનામાં લયલીન બનાવી જીવતર સુધારનાર આજ સુંદરી છે. એ વેળા મારી મનોભાવના ક્રોધ અને તિરસ્કારથી અભિભૂત હોત તો મને આ દેવભવ મળવો મુશ્કેલ હતો. એટલુંજ નહિં પણ આજે હું નર્કગતિના કેવાયે દુઃખો ભોગવી રહ્યો હોત ! એ મહાસતી પ્રિયાના ધર્મ ઉપદેશથી જ આજે હું પાંચમા સ્વર્ગમાં ઇંદ્રના આશ્રય તળે સામાનિક સુર થયો છું. આગમ વચન છે કે માતાપિતાનો, ગુરૂનો અને ધર્મના ઉપકારીનો ઉપકાર ભાગ્યેજ વાળી શકાય છે. ધર્મ પમાડનારને પહેલી વંદના ન કરૂં તો હું કૃતઘ્ની ગણાઉં !

આપનું વર્તન ધર્મ પ્રમાણે જ થયું છે. કેવળ મારી સમજફેર થઈ. ખરેખર આત્મા જ્યાં લગી ધર્મ પામતો નથી ત્યાં લગી દુઃખ પામે છે. એકવાર પણ એનો સ્હેજ વાસ બેઠો કે પછી જીવન વહેણની દિશા જ બદલાઇ જાય છે.

સાધુ મહારાજને વાંદી સૌ માર્ગમાં આવ્યાં, ત્યાં સતીને અનુલક્ષી આગન્તુક દેવ કહેવા લાગ્યો કે, હે સતી ! ત્હારી જે કંઈ મનોકામના હોય તે સુખેથી કહે, હું તે પૂર્ણ કરવા તૈયાર છું.

સુરવર, મને મોક્ષના સુખ અતિપ્રિય લાગે છે એટલે એની પ્રાપ્તિરૂપ મારી વાંછા હોય તે સહજ વાત છે, પણ હું જાણું છું કે તે પૂરણ કરવાની આપની શક્તિ નથી. છતાં મારી ઇચ્છા તરત પ્રસવેલ બાળકના એકવાર મુખ-દર્શન કરવાની છે, તો તમે મને ત્યાં લઇ જાવ. એટલું થઇ ગયા બાદ આપોઆપ હું મારા આત્મિક હિતને માર્ગે લાગી જઇશ.

સતી નારી ! ત્હારી એવી જ ઇચ્છા છે તો ચાલો, આ મારા વિમાનમાં બેસી જાઓ, હું તમોને ત્યાં પહોંચાડી દઉં; પરન્તુ મને આશ્ચર્ય એટલું જ થાય છે કે મારા અંતકાળ સમયે ધર્મનું ઉમદા તત્વ સમજાવનાર, અને સંસારની અનિત્યતાનો આબેહુબ ચિતાર ચિતરનાર ધર્મવાસિત હૃદયાનો હજુ એ બાળક ઉપર આવો ગાઢ સ્નેહ શા કારણે રહ્યો છે? જ્ઞાનીગુરૂમુખથી જ પુત્રની સુખ–સાહ્યબીનાં વૃતાન્ત જાણી ચુકી છો, તોપછી વિના કારણ મોહના ફંદમાં શાં સંચરો છો?

સુરોત્તમ, આપ હજુ માતાના હૃદયની ઉર્મિઓને નથી પિછાણી શકયા, માતાની વાત્સલ્યતા અજોડ છે. એના હૃદયનાં ભાવો અવર્ણનીય છે. અંતરના મોહજન્ય ભાવોને બાહ્યથી ઢાંકી હું આત્મકલ્યાણના પંથે કઇ રીતે એકતાન લગાવી શકું ! ધાર્મિકજ્ઞાન એક જૂદી વસ્તુ છે જ્યારે તદનુરૂપ વર્તન એ પણ એક જૂદી વસ્તુ છે. ઉભયનો મેળ ઇષ્ટ છતાં કષ્ટસાધ્ય છે. એટલું કહેતાં બન્ને જણ મિથિલા તરફ રવાના થયા.

# પ્રકરણ ૨૪ મું.

## મિથિલાપુરી.

" આજે મહાન્ નગરોની શોભાનું માપ ગમે તે પ્રકારે કિંવા અતિશય ક્રય-વિક્રયને લઇ અથવા તો સંપત્તિને લક્ષીને અંકાતું હોય છતાં-પૂર્વકાળે નીચેની વસ્તુઓની પરિપૂર્ણતા પરથી જ રાજધાની વા-મહા નગરીની શોભાના માર્ક મૂકાતાં+"

---

+ ૧ વાપી ( વાવડી ) ૨ વપ્ર ( કિલ્લો ) ૩ વિહાર ( ચૈત્ય અથવા તો દેવ ભૂમિકાઓ ) ૪ વર્ણ ( ભિન્ન ભિન્ન જાતિની પ્રજા ) ૫ વનિતા ( લાવણ્યવતી લલનાઓ ) ૬ વાગ્મી ( વાચાળ મનુષ્યો ) ૭ વન ( નગર ફરતી છુટી વૃક્ષોયુક્ત જગ્યા ) ૮ વાટિકા ( આરામ સ્થાનો કિંવા બગિચા ) ૯ વૈદ્ય ( ચિકિત્સકો ) ૧૦ બ્રાહ્મણ ( જ્યોતિષ જાણનાર દ્વિજ મહાશયો ) ૧૧ વાદી ( ચર્ચા કરનાર પંડિતો ) ૧૨ વેશ્મ ( હવેલીઓ ) ૧૩ વિબુધા ( તત્ત્વજ્ઞો ) ૧૪ વાચંયમ ( સાધુસંતો ) ૧૫ વલ્લકી ( વીણા આદિ વાજિંત્રોના વગાડનાર ) ૧૬ વિદ્યા ( વિવિધ પ્રકારની કળાઓ સંબંધીનું જ્ઞાન આપતી સંસ્થાઓ ) ૧૭ વીર ( શૂરવીર પુરુષો ) ૧૮ વિવેક ( વિનય અને કૃત્યાકૃત્યનું જ્ઞાન ધરનાર મનુષ્યો ) ૧૯ વિત્ત ( લક્ષ્મી ) ૨૦ વિનય ( નમ્ર પ્રકૃતિના માનવીઓ ) ૨૧ વેશ્યા ( કોકિલ કંઠી નાયકાઓ ) ૨૨ વણિક ( વ્યવહાર અને વ્યાપાર કુશળ વાણિઆઓ ) ૨૩ વાહિની ( સારી રીતે કેળવાયેલી સેના ) ૨૪ વસ્ત્ર ( સુંદર ને પરિધાન કરવા લાયક વસ્ત્રો ) ૨૫ વારણ ( હાથીઓ ) ૨૬ વાજિ ( ઘોડાઓ ) ૨૭ વેસરવર ( સારા દેખાવડા ખચ્ચરો ) અર્થાત્ જ્યાં ઉકત 'વ' કારથી શરૂ થતી ચીજો સુપ્રમાણમાં હોય ત્યાંની શોભા, અગર તો તે રાજ્ય જરૂર ચઢતી કળામાં આગળ પડતું હોય છે.

મહાનગરીના સર્વ લક્ષણો મિથિલાપુરીમાં હતાં એટલે એની શોભાથી ઇંદ્રની અલકાપુરીને પણ શરમાઈ જઈ સ્વર્ગપુરીમાં સ્થાન લેવું પડયું હતું. આ નગરીમાં જ હજારો વર્ષો પૂર્વે શ્રી કુંભનૃપ નામના વિખ્યાત ભૂપતિ થયેલા. તીર્થંકર થનાર મલ્લીકુંવરીએ એમને ઘેર જ જન્મ લીધો હતો. એમના ત્રણલોકમાં પણ અજોડ એવા રૂપસૌન્દર્યથી આકર્ષાઇ, એક સાથે છ રાજવીઓએ પાણિ-ગ્રહણ અર્થે માંગા કર્યા અને પ્રત્યુત્તર મળે તે પૂર્વે તો પોતપોતાનાં સૈન્ય સહિત નગરીને ઘેરો નાંખી પડયા. તીર્થંકર થનાર મલ્લીકુંવરી ત્રણ જ્ઞાન સાથે જન્મ્યા હતા. ઉપયોગ મૂકતાં જ જાણી લીધું કે પરણવા આવનાર ભૂપાળો પોતાના પૂર્વભવના સમવયસ્કો છે. એટલે તેણે દ્રઢ નિશ્ચય કરી લીધો કે એમને પરણાવીને જ વિદાય કરવા. પોતાને તો સંસારવૃદ્ધિના કારણરૂપ લગ્નની જરા સરખી પણ સ્પૃહા નહોતી; ત્યારે કઇ કન્યા સહ લગ્નગ્રંથી જોડવી એનો નિર્ણય કરવો બાકી રહ્યો. છતાં વિશ્વના સ્વામી થવા સર્જાયેલાને એના ફાંફાં મારવાના હોય ખરા ? આખરે એ છયેને પરણી, સરખી રીતે સંતોષી શકે એવી શીવસુંદરીની તે કાર્ય અર્થે પસંદગી કરી, છયે ભૂપાળોને સાથે જ આમંત્રણ કરી જૂદા જૂદા ભાગમાં રાખ્યા અને સૌની નજર સન્મુખ પોતાની મૂર્તિ જાણે હમણાં જ વાત કરવા લાગશે એવા સાક્ષાત્ ભાવ દાખ-વતી મધ્યભાગે ખડી કરી. એની પાછળ ઉભા રહી, આ

માનવદેહની નશ્વરતા ઉપર સચોટ ઉપદેશ આપ્યો અને પોતા કરતાં પણ ઘણે અંશે અધિક ગૌરવભરી મુકિત-સુંદરીમાં આસકિત ધરવા માટે ભાર મૂકયો. વિશેષમાં પોતાની મૂર્ત્તિનો શીરોભાગ ખુલ્લો કરતાં જે દુર્ગંધ ત્યાં પ્રસરી રહી તેનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે મહાશયો ! પ્રતિદિન જેમાં સુંદર આહાર પડે છે તેની આવી વિકૃત દશા કરનાર આ ગંદી કાયામાં આટલી બધી આસકિત શા શારૂ ? તમારા પૂર્વભવો વિચારો અને હવે કર્મના દાસ બનવા કરતાં તેને જ દાસરૂપે બાંધી લાવવા કમર કસો. કુંવરીના આ શબ્દોએ છ મિત્રોના જ્ઞાનચક્ષુ ઉઘાડી નાંખ્યા. સત્વર ત્યાંથી વિદાય થઇ, સ્વરાજ્યોમાં પહોંચી, સ્વસંતાનોને રાજ્યભાર સોંપી, સંસારની આસકિતમાંથી છુટા થવાના યત્નો આરંભી દીધા. મલ્લીનાથ ઓગણીશમા તીર્થંકર રૂપે જ્યારે તીર્થ પ્રવર્તાવી રહ્યા હતા, ત્યારે તેમના હસ્તે સંયમધુરાને સ્વીકારી લઇ શીવકામિનીના ભોકતા બન્યા.

અત્રે એટલો ઉલ્લેખ આવશ્યક છે કે પ્રથમ તીર્થંકર શ્રી રૂષભદેવ, બીજા અજીતનાથ, ચોથા અભિનંદનસ્વામી, પાંચમા સુમતિનાથ, ચૌદમા અનંતનાથ અયોધ્યા કિંવા વિનિતા નગરીમાં જન્મ્યા હતા; ત્રીજા સંભવનાથ શ્રાવસ્તીમાં, છઠ્ઠા પદ્મપ્રભુ કૌશાંબીમાં, સાતમા સુપાર્શ્વનાથ અને ત્રેવીશમા શ્રી પાર્શ્વનાથ વારાણસીમાં, આઠમા ચંદ્રપ્રભુ ચંદ્રપુરીમાં નવમા સુવિધિનાથ કાકંદીમાં, દશમા શીતળનાથ ભદ્દિલ-પુરમાં, અગીઆરમા શ્રેયાંસનાથ સિંહપુરમાં બારમા વાસુ-

પૂજ્ય સ્વામી ચંપાપુરીમાં; તેરમા વિમલનાથ કાંપિલ્ય-પુરમાં, પંદરમા ધર્મનાથ રત્નપુરીમાં, સોળમા શાંતીનાથ, સત્તરમા કુંથુનાથ અને અઢારમા અરનાથ એ ત્રણે હસ્તિ-નાપુરમાં, ઓગણીશમા મલ્લીનાથ અને એકવીશમા નમિ-નાથ મિથિલાનગરીમાં, વીશમા મુનિસુવ્રત જીન રાજગ્ર-હીમાં, બાવીશમા અરિષ્ટનેમી શૌર્યપુરમાં જન્મ્યા હતા. ચરમજિન શ્રી વર્ધમાન સ્વામી ક્ષત્રીકુંડમાં જન્મ્યા કે જેમના કલ્યાણક મહોત્સવમાં તેમજ ટુંક સમયપૂર્વે બનેલા દિક્ષા મહોત્સવમાં સુરનરોએ સહર્ષ ભાગ લીધો હતો. જે વેળા મદનરેખા મિથિલાપુરીમાં પ્રવેશ કરતી હતી તે વેળા ભગવાન મહાવીર પ્રભુ છદ્મસ્થ અવસ્થામાં હોઈ ઉપસર્ગોનો સામનો કરતાં અને કૈવલ્યજ્ઞાન-દર્શનનો રોધ કરતાં કર્મરિપુઓની સહ, ઉઘાડી છાતીએ યુદ્ધ ખેલતાં પૃથ્વીતળપર ભ્રમણ કરી રહ્યા હતા.

મિથિલાએ ચોવીશ જિન પૈકી બે જિનની જન્મભૂમિ થવાનો લ્હાવ પ્રાપ્ત કર્યો હતો. મલ્લિ અને નમિ જીન-વરના રમણીય પ્રાસાદોથી પુરીની શોભા અનુપમ બની હતી. કલ્યાણક ભૂમિના એક ધામ તરિકે એનું ગૌરવ જૈન જનતામાં ઓછું નહોતું. દેવવિમાન અહીં આવી પહોંચતાં મદનરેખાએ તેમાંથી ઉતરી પ્રથમ કાર્ય જિન જુહારવાનું કીધું અને બહાર આવતાં નજીકમાં જ સાધ્વીજીનો ઉપાશ્રય જોઇ તેનું દિલ તે તરફ સહજ ખેંચાયું. એટલે તે અંદર જઇ વંદન કરી ઉપદેશ શ્રવણ કરવા બેઠી.

'ત્યાગી વિના કોણ દાખવે ત્યાગજીવનના પાઠ !' એ સત્યજ છે. સંસારના કારમા સંબંધોનો ચિતાર આપતાં પ્રવર્તનીએ મૃદુ ભાષામાં મોહનીય કર્મનો હૃદયદ્રાવક ચિતાર રજુ કર્યો. અને યોગસાધી એમાંથી નિકળી જવાનો સાર દર્શાવી દેશના સમાપ્ત કરી.

સતીના અંતરમાં સાધ્વીનાં વચનો સોંસરા ઉતરી પડયા. બહાર આવી દેવને કહ્યું : મહાનુભાવ ! આપ હવે સુખેથી પધારો. સુખમગ્ન દશામાં વિહરતા એ પુત્રના દર્શનનો હવે મને મોહ નથી. આજે મારી મોહનિદ્રા ઉડી ગઇ છે. 'અહં' અને 'મમ' રૂપ મંત્રમાં મુગ્ધ બનેલી આજ લગી હું આંધળી હતી. કોઈ કોઇનું નથી એજ સનાતન સત્ય આજે મને લાધ્યું છે. સ્નેહના પડછંદમાં પડી ઘણું ગુમાવ્યું એટલે 'અલમતિવિસ્તરેણ' કરી, હવે તો મ્હેં ચારિત્રના પવિત્ર પંથે વિચરવાનો નિર્ધાર કર્યો છે.

નિશ્ચય થયા પછી શાની ઢીલ હોય ! હૃદયરંગીને મુહૂર્ત પણ શેના જોવા ઘટે ! સાધ્વીજી પાસે દિક્ષા સ્વીકારી લઇ, ઉગ્ર તપ તપી તીવ્ર કર્મોને બાળવા લાગી અને આત્મધ્યાનમાં મગ્ન રહેવા લાગી. ખંતી–માર્દવતા રૂપ દશ પ્રકારના સાધુધર્મનું સમતારસ પૂર્વક એવું તો સરસ રીતે પાલન કરવા લાગી કે નગરમાં સર્વત્ર 'સુવ્રતા' સાધ્વી તરિકે એમના નામની યશરેખા પ્રસરી ગઇ.

પુત્રમુખ જોવાની ઉત્કંઠા ધરતી જનની મદનરેખા

તો આમ જીવનના ઉદ્યાન પંથે ચઢી ગઈ, છતાં એના પુત્રને તો 'જનની જોડ સખી નહિં જડે રે લોલ' એવો આલાપ પાલકમાતા પુષ્પમાળાથી જ ભાવવાનો હતો. તેણીનું હેત આ બાળક પર અમાપ હતું. કુમાર જેમ વયમાં વધવા લાગ્યો તેમ અન્ય બાળક ગણ પર ક્રીડા સમયે સ્વવર્ચસ્વ સ્થાપવા લાગ્યો અને એ પ્રકારે નમિકુંવર એવું સ્વનામ યથાર્થ કરી દેખાડ્યું. આઠ વર્ષની વયનો થતાં તો અધ્યાપક પાસેથી પ્રત્યેક કળામાં પ્રવીણતા પ્રાપ્ત કરવા લાગ્યો. અશ્વખેલવાના ને ખડ્ગ ચલાવવાના કાર્યોમાં તો તેણે અજોડ નિષ્ણાતતા સંપાદન કરી. જોત જોતામાં એના ગાત્રો પર ઉન્માદ ભર્યું યૌવન નૃત્ય કરવા લાગ્યું.

પુષ્પમાળાએ પણ ઘણા ઘણા લાડ-કોડથી ઉંચા કુળની, અપ્સરાને પણ ટકોર મારે તેવી અને લલિત કળામાં કંદર્પભાર્યા રતિને પણ ક્ષોભ પમાડે તેવી પ્રમદાઓ સહ નમિકુમારનું પાણિગ્રહણ કરાવ્યું. જ્યાં કોઈ સૌંદર્યવતી મૃગાક્ષીની વાત કાને આવતી કે તરત જ ત્યાં પુષ્પમાળાની માંગણી વિજળી વેગે પહોંચી જતી. અને અલ્પકાળમાં જ મિથિલાપુરીના અંતેઉરમાં એ ગજગામિનીના પગલાં થતાં. આ પ્રકારે સંખ્યા સો અધિક આઠ પર જઈ ચુકી હતી. કામદેવ સમો નમિકુમાર પણ એ લલનાવૃંદમાં દોગંદુક દેવ સમા સુખને ભોગવતો હસ્તિનીઓના યુથમાં ગજરાજ સમો દીપતો હતો. હાવ, ભાવ, ભ્રુભંગ અને કટાક્ષોથી પ્રતિક્ષણે કુતુહળ ભરી વિધ વિધ ક્રીડા પ્રવર્તાવતી, મદમાતી,

અને યુવાનીના આંગણે રમતી વિલાસીનીઓના સહવાસમાં એનો કાળ પાણીના રેલા માફક વહી જવા લાગ્યો. 'જુવાની તે દિવાની' આટલા માટે જ કહેવાતી હશે.

પદ્મરથ નૃપને, રાજધુરા ધારણ કરી શકે તેવી પુત્રની યોગ્યતા જોઇ આત્મકલ્યાણ સાધવા વિચાર થયો. કાળા કેશ વચ્ચે નિડરતાથી ઉપસ્થિત થઈ શ્વેત પળીયાઓએ નુકતેચીની કરી. માનવજન્મનું અન્ય પણ એક કારણ છે એ વાત ધ્યાનમાં આવી. તરત જ રાણી અને મંત્રી સહ સલાહ કરી, શુભ ચોઘડીયે નમિકુમારને રાજ્યાસન પર સ્થાપી પ્રવ્રજ્યા સ્વીકારી. આત્મ સાક્ષાત્કારના અનેરા માર્ગે પ્રયાણ કર્યું.

મિથિલાનગરી પણ નમિનૃપ સમા, યૌવન બગિચામાં સર્વોપરી કક્ષાએ પહોંચેલા, સ્વામિને પામી સર્વ રીતે ફાલવા ને ફુલવા માંડી. 'નવા રાજા ને નવી પ્રજા' જેવી કહેતીનો અનુભવ પગલે પગલે થવા માંડયો. રસ્તાઓ સાફ થવા લાગ્યા. આરામસ્થાનોમાં યોગ્ય વધારો થયો અને ક્રય–વિક્રયની સ્થિતિ સારા પ્રમાણમાં ઉન્નત થઇ શકે એ અર્થે જરૂરી સુધારા તાકીદે કરવામાં આવ્યા. દેવમંદિરોમાં તેમજ જ્ઞાન અર્પતી સંસ્થાઓમાં રાજ્ય તરફથી મળતાં વર્ષાસનોમાં વધારો કરવામાં આવ્યો એટલે એ સ્થાનોમાં નવું તેજ પ્રગટી ઉઠયું. આવાં સદ્કાર્યોથી મિથિલાપતિ નમિરાજની કીર્તિ દશોદિશમાં પ્રસરવા લાગી.

# પ્રકરણ ૨૫ મું.

## સહોદરોનું મિલન.

" कर्मणां विचित्रा गतिः " એ સૂત્રમાં ઘણું રહસ્ય છુપાયેલું છે. એ જડ છતાં ચેતનવંતાને મૂઢ બનાવે તેવા કામો ખડા કરે છે, સંખ્યામાં આઠ છતાં તેના પ્રત્યેક કાર્યમાં એકતા જળવાય છે. ક્રમમાં ચોથો નંબર છતાં મોહનીય કર્મ રાજ્યની લગામ વિના વિરોધ ધરાવે છે અને અન્ય સાતનો સહકાર સાધી લે છે. ભાગ્યેજ પૂર્ણપણે તે કોઇ આત્માને વશવર્તી રહી શકે છે અને જ્યાં એવી સ્થિતિ આવવાના નિશાન ગગડે છે ત્યાં તો ચાર ચારની જોડીમાં ટકુ ચક્કર થઇ જતાં વાર નથી લાગતી. જોરદાર પહેલા ભાસે છે; જ્યારે એટલા સબળ નહિં સનાતા ધીમે ધીમે અદ્રશ્ય થતા આત્મા જ્યાં ઉર્ધ્વ-ગમન કરે છે ત્યારે જ પીછો છોડે છે. આવી તો કંઇ કંઇ વિચિત્ર-તાઓ એ પ્રસિદ્ધ થયેલા અષ્ટકમાં છે કે જેનો વર્ણવતાં છેડો ન આવે. લડાઇના નિમિત્તે સહોદરોને ભેગા કરાવતાં જેમ તેને વિલંબ થતો નથી, તેમ લગ્નના નામે એકઠા કરી શત્રુતાનો સાક્ષાત્કાર કરાવતાં પણ જરાય ઢીલ થતી નથી."

**મં**ત્રીશ્વર ! પેલા મદમસ્ત ગજનો કોઇ માલિક છે ?

હા, મહારાજ ! ગત સંધ્યાકાળે મિથિલાપુરીથી એક દૂત આવેલ છે તેને મેં રાજસભામાં બોલાવ્યો છે. તેની વાત પરથી આવો બળવાન હસ્તિ નમિરાજનો જ છે એવી ખાત્રી થાય છે. આપણી પાસે હાથીઓ છે ખરા પણ આની બરોબરીમાં એક પણ ઉતરે તેવો નથી. મંત્રીએ કહ્યું.

અન્નદાતા ! મિથિલાપતિનો દૂત પ્રવેશ માટે અનુજ્ઞા ઇચ્છે છે ! દ્વારપાળે હાથ જોડી અરજ કરી.

ઝટ ત્હેને દાખલ કરી, મ્હારી સન્મુખ રજુ કરો મહારાજાએ ઉત્સુકભાવે આજ્ઞા ફરમાવી.

થોડી જ વારમાં મિથિલાપતિનો દૂત મહારાજા સન્મુખ હાજર થઈ વિનંતી રૂપે કહેવા લાગ્યો:

રાજાધિરાજ, અમારો એક ગજરાજ આલાન સ્તંભ ઉખેડી નાંખી નાશી છુટેલો જે વિંધ્યાચળ તરફ જતાં આપ સાહેબના સેવકોદ્વારા પકડાયલો છે અને સાંભળવા મુજબ એ હસ્તિ હાલ આપશ્રીના તાબામાં પણ આવી ચુકેલ છે. તો અમને પાછો સોંપવા હુકમ ફરમાવશો અને આપે જે પરિશ્રમ લઈ આ કાર્ય કર્યું છે તે બદલ અમારા સ્વામી નમિરાજ મારા મુખે આપનો આભાર સ્વીકાર કરે છે એમ માનશો.

દૂત ! ત્હારી વાચાળતા અને મીઠાશ ભરી વાક્ચાતુરીથી હું ખરેખર રંજીત થયો છું; છતાં આ માગણી સ્વીકૃત નથી કરી શકતો એથી દિલગીર છું.

ગજ, અશ્વ સુભટ વિગેરે જે ઉત્તમકોટિના હોય છે તે રાજમંડળમાં રત્નરૂપે ગણાય છે અને તેથી એકવાર કબજામાં આવ્યા બાદ તેની આપ–લે થઇ શકતી નથી. એતો બળ દાખવે તે ભોગવે. બાકી માલિકીપણાના એ ઉપર

સીલ મારી શકાતા નથી. હસ્તિ મારા તાબામાં આવ્યાથી મ્હારો થયો છે તેથી તે હું પાછો સોંપી શકતો નથી. એ મારો ઉત્તર ત્હારા સ્વામીને કહી સંભળાવ જે. એમાં ઉપકાર જેવું કંઇ જ નથી.

આ જવાબ નમિરાજના દૂતને જ વાંધા પડતો લાગ્યો ત્યાં મિથિલાનો મહીપતિ સાંભળી બેસી રહે એમ સંભવે ખરૂં ? અગ્નિનો યોગ મળતાં જેમ ઠંડા પદાર્થો પણ ઉષ્ણ થઇ જાય, તેમ સંપત્તિના અતુલ શિખરે વિરાજતો, અને બાલ્યકાળથી જેણે અરિગણના ગર્વને દલિત કર્યો છે એવો, ઉગ્ર પ્રકૃતિના અવતાર સમો નમિરાજ ક્રોધથી રાતોપીળો થઇ ગયો. એક તો ગજ ગુમાવવો અને આવી ઉપરથી તુમાખી સહેવી એ ત્હેને મૃત્યુ કરતાં પણ વધુ દુઃખકર્ત્તા થઇ પડી ! તરત જ યુધ્ધે ચઢવાના આદેશ અપાયા. અલ્પકાળમાં જ વિશાળ સૈન્ય સહિત તેણે સુદર્શનપુર તરફ કૂચ કરી.

ચંદ્રયશ રાજાએ પણ જવાબ વાળતાં તો વાળ્યો, બાકી મનમાં તો પાકી ખાતરી જ કરી મૂકી હતી કે મિથિલાપતિ સાંભળીને બેસી રહેનાર નથી. એટલે સમરાંગણ પર ઝુઝવું જ પડશે. છતાં ક્ષત્રિય લોહીને સો કરતાં લઢવાના–વીર્ય દાખવવાના મહાન્ કોડ હોય છે. એમની ભુજાઓને એ વિના ચેન પડતું જ નથી એટલે વારે કવારે તેઓ રજનું ગજ કરી બેસે છે.

ધારણા સત્ય નિવડી. એ પણ સિંહનું સંતાન. તરત જ સૈન્ય સજ્જ કરી નમિરાજના સામે ચાલ્યો. કર્મવશાત્ કહો કિંવા વાતમાં અસત્યતા હતી તેથી, કહો ગમેતેમ પણ દરવાજો છોડતાં જ અપશુકન થયાં. અડગ વીરને એથી ગભરામણ ન હોય; છતાં બુદ્ધિ નિધાન પ્રધાન પૂર્ણ વિચાર કરીને જ પગલું મૂકવા દે એટલે તેને તેની સલાહથી નગરમાં જ રહેવું પડયું. દરવાજા બંધ કરી નગર રક્ષણનું કાર્ય વ્યવસ્થિતપણે ગોઠવી દેવામાં આવ્યું.

દુશ્મન સામો ન આવ્યાથી નમિરાજને ઘેરો નાંખવો પડયો અને કિલ્લો તોડવાના યત્નો આરંભાયા.

પ્રજાને દુઃખના ગણેશ બેઠા. કારણકે બહારથી આવતી દરેક સામગ્રી અટકી પડી. ઉભય સૈન્યોમાં પ્રતિદિન દાવ ઘાવ થવા લાગ્યા અને એ રીતે નરમેધ રૂપી દારૂણ વિગ્રહના પાયા નંખાયા. ધીમે ધીમે માનવ-પશુના બળિ ચડવા માંડયા.

આમ છતાં ' વાયે વાદળ વીખરાયા ' જેવું થયુ. વિગ્રહ સંયોગરૂપે પરિણમ્યો. ઘડીભર જ્યાં રૂદનની સરિતા વહી નિકળવાની હતી ત્યાં સ્નેહની સરિતા પ્રકટી નિકળી! વિધિનું વિધાન તે આનું જ નામ!

ચંદ્રયશ ને નમિરાજ વચ્ચે સંગ્રામના બીજારોપણ થયાના સમાચાર સુવ્રતા સાધ્વીના કર્ણપટ પર અથડાયા. વિશ્વપરના એ ઉભય શત્રુઓ વચ્ચેનો અગમ્ય કોયડો ઉકેલ-

નાર તે સિવાય બીજું કોઇ નહોતું. પ્રભાવશાળી પિતાના સંતાનો વારસામાં મળેલ અદમ્ય વીર્ય કેવળ પરસ્પરના વિનાશ અર્થે ખરચી નાંખે એ તેણીને અકારૂં લાગ્યું. સંસારના સંબંધો સાથે રંચમાત્ર લેવા દેવા ન છતાં અકારણ મનુષ્યક્ષય–અમાપ હિંસા અને અજ્ઞાનતા ભરિત વંશોચ્છેદથી એનું હૃદય મંથનકાળની વ્યથા અનુભવવા લાગ્યું. સ્વાધ્યાય કાળે પણ એનાંજ ચિત્રો ચક્ષુ સામે ખડા થવા માંડયા. પોતાની હાજરીથી કાર્ય સુધરી જવાની પૂર્ણ પ્રતીતિ હૃદયના ઉંડાણમાંથી પોકાર કરવા લાગી. ગુરૂણીને સર્વ વ્યતિકર નિવેદી–આજ્ઞા લઇ, તે યુદ્ધભૂમિ તરફ આવી.

ચારિત્રનો પ્રભાવ ખરેખર અનુપમ અને અવર્ણનીય છે. એના શુદ્ધ અનુભવથી મનુષ્યદેહ કંઇક અલૌકિક રંગે રંગાય છે. આત્મામાં અપૂર્વ ઉલ્લાસ પ્રગટે છે. આપોઆપ એની સુરભિ ચોતરફ પ્રસરી જઇ વાતાવરણને પવિત્ર અને નિર્મળ બનાવી દે છે. આજે નમિરાજની છાવણીમાં જય કેવી રીતે સાધવો અને શત્રુને શી રીતે મ્હાત કરવો તેની વિચારણા જોરશોરથી ચાલી રહી છે ત્યાં પૂનિત અને પગલે પગલે શમરસના જાણે સુંદર અમીબિંદુઓ ન વર્ષતાં હોય એવો અનેરો ભાસ કરાવતા એ મૃદુ ભાષિણી સાધ્વીને આવતાં જોયાં. નમિનૃપે અન્ય સર્વ આલાપ–સંલાપને સંકેલી લઇ, તરત જ સામે જઇ વંદન કર્યું અને એકાએક આ તરફ આવવાનું કારણ નિવેદવા વિનંતી કરી.

સુવ્રતા સાધ્વી કર્ણને પીયૂષ સમી મીઠી ભાષામાં બોલ્યાઃ રાજન્! સંસારના વિષય વિલાસો એ ખરેખર વિષ તુલ્ય છે. જે રાજ્યઋદ્ધિનો તું ગર્વ કરે છે એ ક્ષણ વિધ્વંસી સ્વભાવવાળી છે. શાશ્વત સત્ય કોઇ જૂદી જ વસ્તુ છે. એને યથાર્થ રૂપે સમજવાને બદલે માત્ર એકાદા ગજ સારૂ આ દારૂણ રણસંગ્રામ માંડવામાં શું સાર છે? વળી તે પણ પોતાના ભ્રાતા સાથે! શું એ ત્હને શોભે છે?

મહાદેવી! આપ આ શું સત્ય વદો છો? ચંદ્રયશ ભૂપ મારો ભાઇ કે શત્રુ? આપ ભ્રમિત તો નથી થયાને? આપનો વેશ જોતાં હૃદય કબુલે છે કે ઉચ્ચરાતાં વેણ અસત્યતો ન જ હોય, તો પછી આપના વચનમાં માર્મિક રહસ્ય શું ભરેલું છે તે જણાવવા કૃપા કરશો.

નમિરાજને સાધ્વીએ સર્વ વૃતાંત ઘરથી માંડી કહી સંભળાવ્યું અને પ્રાંતે જણાવ્યું કે તમારા વચ્ચે થતો આ હિંસા વેપાર અટકે તેટલા સારૂ જ હું મારા સ્વાધ્યાયને ચુકી અહીં આવી છું. તો આટલેથી યુદ્ધ અટકાવી વડિલ ભાઇને પ્રેમથી ભેટી નિષ્કારણ થતી હિંસા બંધ કરાવ જેથી હું મારા આશ્રમ તરફ પાછી ફરૂં. આટલું કાર્ય તો તું હવે જરૂર કરશે નહિં વારૂ?

પૂજ્ય ગુરૂણી! આપના કથનથી મારો સર્વ સંદેહ ટળી ગયો છે; પરન્તુ મારો ક્ષત્રિય ધર્મ આપની આજ્ઞાનું

પાલન કરવાની મના કરે છે. મહાત્માની વીરપુરૂષ આમ બંધુને પ્રણામ કરતો જાય એ હરગીજ નહિં બને. ક્ષત્રિયવટના સંરક્ષણ અર્થે આ ભાઇ છે કે આ પુત્ર છે એવા સ્નેહસ્મરણને જરાપણ સ્થાન હોતું નથી. કેવળ સ્વધર્મ યાને ફરજ બજાવવાપણું જ હોય છે. આપ જો ખરેખર શાંતિ ઇચ્છતા જ હો તો એટલી તસ્દી વધારે લઇ જાતે એ કાર્ય કરો. એટલી આ સેવકની નમ્રભાવે યાચના છે.

સાધ્વીજી ત્યાંથી વિદાય થઇ સુદર્શનપુરના માર્ગે વળ્યા. નમિના અભિમાન પર દયા છુટી. સંસારી જીવના ભ્રમમૂલક વિચારો જોઇ કર્મરાજ કૃત માયાજાળ પર તિરસ્કાર વછુટયો. કિલ્લાની બારી વાટે નગરમાં દાખલ થઇ, સીધા રાજમંદિર તરફ વળ્યા.

આ તો તેજ સ્થાન કે જ્યાં જીવનનો લાંબો સમય પોતે વીતાડેલો. સંસારી જીવનમાં અનેક વિલાસો માણેલા. કાળે પરિવર્તન કર્યા છતાં મુળ તો કાયમ રહેલાં એટલે સ્મૃતિપટ પર એ આખું ચિત્ર આળેખાઇ જતાં શી વાર લાગે !

પ્રજાના વૃદ્ધગણથી, વેશપલટો થયા છતાં એ સુવ્રતા સાધ્વી છુપા નજ રહી શકયા. તરત જ સર્વત્ર વાત પ્રસરી ચુકી કે મદનરેખા રાણી સાધ્વી રૂપે પધાર્યા છે. પછી શું પૂછવું ! જનતાનો પ્રવાહ બાંધ્યો રહે પણ ખરો ? ચોતરફથી લોક આવી પ્રણામ કરવા લાગ્યા. મોટા કે નાના, જુવાન કે જરઠ, નર કે નારી, બાળા કે બાળક સૌને એકઠાં થતાં વાર ન લાગી.

કોઇ જુના સ્નેહને તાજો કરી આંખ ભીની કરવા લાગ્યા, તો કોઇ પૂર્વાવસ્થાના કષ્ટોને સંભારી નયણે નીર વહેવડાવવા લાગ્યા. કેટલાક કાળ સુધી કયાં અને કેવાં દુઃખો સહ્યાં એ કહેવાની પ્રાર્થના કરવા લાગ્યા, જ્યારે શાણા માનવીઓ આવો દુષ્કર સંયમ કેવી રીતે સ્વીકાર્યો તેની આપવીતી પૂછવા લાગ્યા. ત્યાં તો ચંદ્રયશ નરાધિપે આવી, સાધ્વી-રૂપે રહેલા માતાના ચરણમાં પડી વંદના કરી અને અથેતિ વ્યતિકર સંભળાવવા પ્રાર્થના કરી.

પુનઃ એક વાર સુવ્રતા સાધ્વીએ પોતાની કથા, કરૂણ છતાં શીયળવ્રતના સંરક્ષણમાં, વીરાંગનાને પણ આંટી નાખે તેવી રસ ભરી વાણીમાં કહી સંભળાવી. સૌને વિસ્મયતા ઉપજી. રાજમહેલ વાસીની રમણી પર આવી પડેલા અસહ્ય સંકટોનું વર્ણન સાંભળી સૌના અંતર ભેદાયાં. ભૂપ એકદમ પૂછવા લાગ્યો કે મારો એ લઘુબંધવ હાલ કયાં છે ? માતા, જલ્દી કહો, એને નિરખવા હું હવે અધીરો બન્યો છું.

ભાઇ ! એ બહુ દૂર નથી, તું તેના સમાગમને અભિલપે છે; જ્યારે એ તારા પરાભવની તૈયારીઓ કરી રહ્યો છે. નગરીને ઘેરીને છાવણી નાંખી પડેલો મિથિલા-પતિ નમિરાજ એજ ત્હારો સહોદર !

અહા ! આજે નવનિધિ મલ્યા જેટલો આનંદ થયો. સોનું હતું ને સુગંધનો યોગ મલ્યો. આવો વીર કેસરી તે મારો બંધુ ! એ સાંભળીને કોને હર્ષ ન ઉદ્ભવે. ચાલો

સત્વર, તેને આડંબર પૂર્વક તેડી લાવી, ચીરકાળથી વિયોગથી પીડાતી આ નગરીમાં તેનાં પગલાં કરાવું.

આ સમાચાર વિદ્યુત વેગે નમિરાજના શિબિરમાં પહોંચ્યા. મોટાભાઇ પરિવાર સહિત સામૈયું કરવા આવે અને પોતે લઘુ છતાં તાડના વૃક્ષ સમ અક્કડ ઉભો રહે એ વિવેક વગરનું લાગ્યું. તરત જ ઉઠી સામો ચાલ્યો. રસ્તામાં જ ચારે આંખો એક થઇ, એટલે તરત જ વડિલ ભ્રાતાના પગે પડયો. ચંદ્રયશ ભૂપે પણ એને તરત જ ઉઠાડી લઇ, મસ્તકે હાથ મૂકી, છાતી સરસો ચાંપ્યો. નમિના મુખમાંથી સહજ ઉદ્ગાર નિકળી પડ્યા કે 'શું આપણે સહોદરો !'

ચંદ્રયશે પ્રતિઉત્તર આપતાં જણાવ્યું કે, ભાઈ નમિ ! થોડા સમય પૂર્વેના શત્રુઓ એવા આપણે ખરી રીતે લાંબા સમયના સહોદરો જ છીએ. આ રીતે 'સહોદરોનું મિલન' બન્નેને પ્રમોદનું કારણ બન્યું, તેમ જનતાની ભીતિના નિવારણ રૂપ પણ થયું. ભાવિ ભયજનક હતું; છતાં અકસ્માતિક ઘેરાયેલાં વાદળાં વિખરાઇ જઇ, એકાએક સવિતાદેવની તેજસ્વી છબીનાં દર્શન થતાં જેવો આનંદ સૃષ્ટિપટ પર પથરાય, તેવો આનંદ સુદર્શન નગરમાં પથરાઇ ગયો, એટલે આ સહોદરનું મિલન પણ ભાવિ ભાગ્યવિધાયક થઇ પડયું.

# પ્રકરણ ૨૬ મું.

## શરણું કોણ ?

"પરમાત્મા મહાવીર દેવના ટંકશાળી વચનો છે કે-ઘર, મિત્ર, પુત્ર, સ્ત્રી, અને અન્ય સ્વજન પરિવાર; સર્વ પ્રકારનું ધાન્ય અને સર્વ પ્રકારનું રાચરચીલું; સોનું, રૂપું, હીરા, માણેક, નિલમ આદિ દરેક જાતનું ધન, વિવિધ જાતના વ્યાપારો અને પ્રાપ્ત થતા એમાંના લાભો એ સકળમાં રાતદિવસ તલ્લીન રહી, સતત મચી રહેનાર જીવ એટલું નથી અવધારતો કે એ સર્વને તજીને મારે પણ એક દિવસ જવું પડશે ! એ તો નિશ્ચિત જ છે કે સંસારમાં જન્મનાર પ્રત્યેક આત્મા પોતાના તેમજ સંબંધીને અર્થે જે જે સાવદ્ય કાર્યો કરે છે તે કર્મબંધોમાં લપેટાય છે. તે કર્મોનો જ્યારે ઉદયકાળ આવે છે તે વેળા માત્ર બાંધનાર વ્યક્તિ એકલાને જ વિપાક ભોગવવા પડે છે. એ કાળે બંધુ વિગેરે પરિવાર કયાંએ ભમતો હોય છે."

આજે ચોતરફ દોડધામ પ્રવર્તી રહી છે. રાજ મહાલયના મુખ્યદ્વારમાંથી સંખ્યાબંધ મનુષ્યોનું ગમનાગમન થઇ રહ્યું છે. સર્વના ચહેરાઓ ખાખરાના વૃક્ષના પાન સમા પીળા પડી ગયા છે. એની અસર પુરજનો પર કુદરતી રીતે થઇ ચુકી છે. ટોળાબંધ નાગરિકો રાજ્યપ્રસાદ પ્રતિ પગલાં ભરી રહ્યાં છે. બજારમાં પ્રતિદિન થતા ક્રયવિક્રયો સાવ અટકી પડયા છે. આજે કોઇ ગ્રાહક કરિયાણાની ખરીદી કરતો નથી કે કનક, રજત અથવા તેજનાના સોદા

કરતો નથી, પણ માત્ર એકજ પ્રશ્ન પૂછે છે અને તે એટલો જ કે દરબાર ગઢ તરફ આટલી દોડધામ શા કારણે છે ? ત્યાં તો હાટે બેઠેલા વ્યવહારીઆઓ પાછા ફરેલાને સવાલ કરે છે કે કેમ ભાઇ ! શો વ્યાધિ છે ? નૃપની કુશળતા કેવી છે ? રોગનું નિદાન કયા ભિષગ્ વિશારદના હસ્તે થઇ રહ્યું છે ? પ્રતિપળે રાજ્યનો કિંકરગણ નગર માંથી નાડીપરીક્ષકને કે ઔષધકારકને, વૈદ્યને કે હકીમને, આયુર્વેદીને વા યુનાનીને, કળાકોવિદને કિંવા સુંઠના ગાંઠીયે ગાંધી થઇ બેઠેલાને દેશોદેશ જેમની નામના થઇ રહેલ છે તેવા કુશળને અગર તો પુરના એકાદા ખૂણામાં વસી, કેવળ પડીકીઓ આપી ગુજરાન ચલાવનાર અજ્ઞાન વૈદને, કરગ્રહીને ખેંચી જતો દ્રષ્ટિગોચર થાય છે. વળી જંતર-મંતર કરનારની કે મેષ વૃષભ મિથુન કર્ક ને સિંહ કરનારાની પણ આજે કિંમત અંકાઇ રહી છે. જ્યોતિષીઓ તો આજે શોધ્યા પણ જડતા નથી.

વાચક ગણ ! શંકાના વમળે ચઢી સહસા પ્રશ્ન કરી ઉઠશે કે આ વર વગરની જાન જેવું વર્ણન શાનું ? નૃપની માંદગી છતાં કયા નગરના નૃપની ? તેથી આપણે આગળ વધીએ તે પહેલાં જણાવી દેવું જોઇએ કે સુદર્શનપુરમાં સુવ્રતા સાધ્વીના પ્રયાસથી ઉભય સહોદરોનો ભેટો થયો. સુખદુઃખની વાતોમાં કેટલીયે રાતોના ઉજાગરા થયા. ત્યાગી જીંદગીની અનુપમ નૌકાએ ચઢેલ સાધ્વીજીને

અનિચ્છા છતાં આગ્રહવશે સ્થિરતા કરવી પડી. તેઓશ્રીએ પણ ઉપદેશ સમયે જેમ નિપુણ વૈદ્ય વ્યાધિનું યથાર્થ નિદાન કરે તેમ ભવ્યાત્માઓના સંસાર ભ્રમણરૂપ ભાવ રોગનું સરસ રીતે નિદાન કર્યું. કેવળ વાણીદ્વારા સંયમ લ્યો સંયમ લ્યો, એમ ન પોકારતા વંચાતા કથાનકોનો ઉપનય કરતાં એવું તો સચોટ પ્રથક્કરણ કરી તત્વાતત્વનું અને સારાસારનું પાન મધુર શૈલીએ કરાવ્યું જેના પરિણામે કોઇએ સાધુધર્મ ગ્રહણનાં પચ્ચખાણ લીધા તો કોઇએ શ્રાદ્ધધર્મના બારે વ્રતોનો સ્વીકાર કર્યો. છુટક છુટક વ્રત-નિયમો ગ્રહણ કરનારની સંખ્યાનો તો પાર જ નહોતો. મિથિલાપતિ નમિરાજે શ્રાવકત્વ સ્વીકાર્યું, જ્યારે ચંદ્રયશ ભૂપાળ સાધ્વીજીના વિહાર સાથે જ ભાઇને સુદર્શનપુરનું રાજ્ય ભળાવી સંયમના પવિત્ર પંથે આરૂઢ થયો.

આમ કિસ્મતના કારણે નમિરાજને સુદર્શનપુરનું સ્વામીત્વ સંપ્રાપ્ત થયું. કેટલોક કાળ ત્યાં નિગર્મન કર્યા પછી માતા પુષ્પમાળાના ખાસ આગ્રહથી રાજ્યચિંતાનો ભાર મંત્રીના શીરે મૂકી તે મિથિલામાં આવ્યો. દેશની પરિસ્થિતિના ચિંતનમાં અને વહીવટ-વ્યવસ્થાના ગૂઢ કાર્યોમાં, દિવસનો ઘણો વખત વહી જતો, જ્યારે યામિનીનો સમય લાવણ્યવતી લલનાઓ સહના વિવિધ વાર્તાવિલાસમાં કિંવા આલાપ-સંલાપ કે વાણીવિનોદમાં તરંગવતીના ચપળ પ્રવાહ સમ પસાર થઈ જતો. ક્રીડાકેલીમાં સરોવરમાં ક્રીડા કરતા રાજહંસ સમા નરાધિપે જીંદગીનો અમુલ્ય

સમય વીતાવ્યો એટલું જ નહિં પણ સાધ્વીમુખે સ્વીકારેલા વ્રતો તરફ ઘટતી સ્મૃતિ પણ તાજી કરવામાં મન ન પરોવ્યું. ટુંકમાં કહીયે તો વીરતાથી રાજ્યનું પાલન કરનાર એ ભૂપે રામાઓની રસિકતાનો લાભ લેવામાં જરા પણ પાછી પાની ન કરી. સંસારી જીવને ભોગ્ય એવો વિલાસ ભાગ્યે જ એનાથી અભોગ્ય રહ્યો.

દેવો પણ જેના સુખની અસૂયા કરે એવા મિથિલા-પતિને એક દિન અચાનક દાહજ્વર ઉપજ્યો. એની પીડાથી આખું શરીર અગ્નિની જ્વાળાથી જાણે બળી રહ્યું હોય એવી અપાર વેદના એના શરીરે થવા લાગી. દુઃખના અતિરેકથી મીષ્ટ ભોજન અને સ્વાદુ સલીલ પણ વિષ સમા લાગવા માંડયા. એને કોઇ વાતે ચેન પડતું નહીં. વારંવાર વ્યાધિથી પોકારી ઉઠતો કે કોઇપણ ઉપાયે અંગે શાંતિ નિપજાવે તેવા વૈદ્ય વા કિમિયાગરને જલ્દી તેડી મંગાવો. દાહને શમાવવા અત્યાર પહેલાં રાણી પુષ્પમાળાએ સંખ્યા-બંધ ઉપચારો શરૂ કર્યા હતા, પણ કર્મે આણેલી વ્યથા પર હજુ સુધી રંચમાત્ર અંકુશ આણી શકાયો ન હતો. રાજમાતા, અંતેઉરીયો અને આપ્તજનોના જીવ પડીકે બંધાયા. તરત જ ચારે તરફ દાસદાસીઓને દોડાવવામાં આવ્યા. વળી અવિલંબે ચિકિત્સકોનો યોગ થાય તેટલા સારૂ જાતજાતના પ્રલોભનો અને પારિતોષિકો જાહેર કર-વામાં આવ્યા. ઉપરની દોડધામનું આજ કારણ હતું.

દશકો નહિં પણ શતકોની ગણનાએ વૈદ-ચિકિત્સકોનો અંક ચઢયો અને સહસ્રોની ગણનામાં ઔષધિયોનાં નામ પહોંચ્યાં; છતાં રોગનું સ્વરૂપ જરાપણ ન બદલાયું. વિશારદ મનાતા ને દક્ષ ગણાતા ચતુર ઔષધજ્ઞાતાઓએ પોતાના પ્રયત્નો વિફળતાને વરતા જોઇ હાથ ખંખેર્યા. કેટલાકોએ રોગને અસાધ્યતાની કોટિમાં મૂકયો અને થોડાકોએ તો સુધરવાની આશાને પણ અભરાઇએ ચઢાવી. એક ઉપચારકે અંગપર વારંવાર ચંદનનો લેપ કરવાનો ઉપચાર દર્શાવ્યો. જો કે એ લેપ ચોપડતાં વેંત ઠંડક લાગતી છતાં એની અસર માત્ર થોડી જ ક્ષણો રહેવા પામતી; કારણકે એ લેપ સુકાયા બાદ પુનઃ એની એ પીડા ચાલુ રહેતી. અર્થાત્ એ ઉપાય પણ જવરશાન્તિ અર્થે નિષ્ફળતામાં જ પરિણમ્યો. આમ છતાં બીજા ઉપચારો તો ચાલુજ હતાં.

Some thing is better than nothing એ વાત સારભૂત છે એમ આ ઉપરથી સિદ્ધિ થાય છે. એકસો આઠ સુવતિઓ પણ વારા ફરતી કનક કચોલડામાં ઘસી ઘસીને ચંદન લાવી સ્વભરથારના તનુ ઉપર કોમળ કરે વિલેપન કર્યે જાય છે. એ અંગનાઓએ આજ કેટલાયે દિવસથી નથી તો સુખપૂર્વક ભોજન કર્યા કે નથી તો શાંતિથી નેત્રો મીંચ્યા. આંસુ શ્રવતી આંખોએ પતિભક્તિનો નમૂનેદાર પાઠ ભજવતી. તેઓ શોકાતુરવદને સુખડ લેપનનું કાર્ય વગર થાકયે ચલાવી રહી છે. પતિને દુઃખ થાય એ ખાતર સુખમાંથી જરા નિશ્વાસ સુદ્ધાં નાંખતી નથી છતાં તેમના

હાથ પરની સુવર્ણ મઢીત ચુડીઓ પરસ્પર અથડાઇ કોઇ અજબ સુરને જન્માવે છે. આન્તરી ભૂપને આ જડ વલયનો અવાજ પણ કષ્ટદાયી થઇ પડવાથી તરત જ મંગળસુચક એકેક ચુડી રાખી બાકીના સર્વ આભૂષણોને ઉતારી નાંખવાની તે આજ્ઞા ફરમાવે છે. સ્વામી જ જેને મન સર્વસ્વ છે એવી કુળકામિનીઓ સત્વર તેનું પાલન કરે છે અને એ રીતે ત્યાં નિઃશબ્દતાનું સામ્રાજ્ય પથરાય છે. મિથિલાપતિ જેવો રંગીલો રાજવી વલયના ઉતરવાથી અને રમણીના કરપર કેવળ એકાકી રહેલી ચુડીથી, જરા માત્ર શબ્દ કાને નહિં પડવાને લીધે કુદરતી રીતે એકલવાયી દશાના વિચારમાં મગ્ન થાય છે. રિદ્ધિ સિદ્ધિને લતાપ્રહાર કરી એકલો નિકળી પડનાર જ્યેષ્ટ ભ્રાતા ચંદ્રયશ સ્મૃતિપટમાં દેખા દે છે; એના જીવન સામે પોતાનું વૈભવી ને વિલાસી જીવન જે અદ્યાપિ સુધી ઉત્કૃષ્ટ અને પ્રમોદજન્ય ભાસતું તે આજે શુષ્ક અને સાર વગરનું જણાય છે. તરતજ મન પ્રદેશમાં भोगा रोगप्रदा नेया, यौवनं क्षणभंगुरम् એ શ્લોકાર્ધ પ્રગટી ઉઠે છે. એ પછી જે ભાવનાશ્રેણી ચાલે છે, એમાં સત્યાસત્યની જે જમાવટ વર્તી રહે છે તે કવિશ્રીના શબ્દોમાંજ મૂકીયે છીએ.

"હો એકાકીપણે અતિભલોરે, હો બહુજણ મિલ્યા બહુ દુઃખ;
હો ચક્રવર્તીને તે સુખ નહીંરે, હો જે મુનિવરને સુખ. જે. ૧૩
હો એકલો આવે જીવડોરે હો પરભવ જાએ પણ એક;
હો કુટુંબ સહુકો કારિમોરે, હો વારૂ ધર્મ વિવેક. વા. ૧૪

હો પરભવ જાએ એકલોરે, હો સાથે કર્મ સખાય;
હો પુન્યે શુભગતિ પામીએરે, હો પાપે દુર્ગતિ જાય. પા. ૧૫
હો જીવ અછે એક સાસતો રે, હો દર્શન નાણ સંપન્ન;
હો બાહ્ય સંજોગ અસાસતારે, હો પુત્ર કલત્ર ધન ધાન્ય. પુ. ૧૬
હો સ્વારથીયો સહુ કો મિલ્યોરે, હો કો નવિ રાખણહાર,
હો પીડ ન લ્યે કો પારકી રે, હો એ સંસાર અસાર એ. ૧૭
હો વલિ મનમાંહે ચિંતવે રે, હો જો મુઝ વેદન જાય;
હો તો હું રાજ તજી કરીરે, હો ચારિત્ર લ્યો ચિત્તલાય. ચા. ૧૮

જ્ઞાની પુરૂષોએ સત્ય કહ્યું છે કે પંચ સમવાયના સાનિધ્ય વિના કાર્યનિષ્પતિ નજ સંભવે. માતાના ઉપદેશે જે સનાતન તત્ત્વ ન લાધ્યું તે આજે રોગગ્રસ્ત દશામાં અચાનક અંતરમાં ઉતર્યું અને તે પણ માત્ર હાથ પરના વલયોના નિમિત્તથી ! આથી સર્વજ્ઞ કથિત ' આશ્રવ સંવર રૂપ થઈ પડે છે અને સંવર આશ્રવનું કારણ બને છે ' એ વાકયમાં છુપાયેલ અદ્ભૂત રહસ્યની પ્રતીતિ થાય છે. અધિકારીની વિશિષ્ટતાથી કાર્ય પરિવર્તન અવશ્યંભાવી નિર્માણ છે.

નમિરાજનો મનોરથ ફળ્યો. રાત્રિયે સુતાં બાદ પ્રથમવાર જ થોડી મીઠી નિદ્રા આવી. પાછલા પ્રહરમાં મેરૂપર્વતપર દેવેંદ્રના ઐરાવણને ચઢતો સ્વપ્નમાં જોતાં જ એ ઝબકીને જાગી ઉઠયો. સખત વરસાદની હેલી પછી એકાએક સહસ્રરશ્મિના આછા કિરણોના દર્શન થાય અને

એથી માનવગણુ આનંદ પામે તેમ આળસ મરડતાં જ ચીરકાળથી ઘર કરી રહેલ દાહ-વેદના એકાએક શાંત પડી ગઇ લાગી. એકલા રાજવીને જ નહિં પણ સારા આવાસમાં અને આખા નગરમાં અવર્ણુનીય આનંદનાં પુર ચઢયાં. રાજમાતાને સુત મૃત્યુપથારીએથી ઉઠવાથી અને નારીવૃંદને મન પ્રીતમ સાજો થવાથી સૌભાગ્યની અખંડતા જળવાઇ એથી આનંદ સ્ફુર્યો; છતાં નમિરાજ તો કોઇ ત્રીજા જ પ્રકારમાં લીન બન્યો હતો. આજે તેને માતા કે પત્નિઓના આનંદમાં ભાગ લેવાની વૃત્તિ નહોતી. નિશા સમયની ધર્મ ભાવનાથી વ્યાધિ નષ્ટ થયો એમ તેનું દ્રઢ મંતવ્ય હતું તેથી સ્વપ્નનો ભાવાર્થ વિચારતાં જ જાતિસ્મરણ જ્ઞાન ઉદ્‌ભવ્યું. પૂર્વનો સુર ભવ નજર સન્મુખ ભાળ્યો. જીન મહિમા સમયે પોતાનું મેરૂગિરિપરનું આગમન પ્રત્યક્ષ પણે નિહાળ્યું અને તરત જ ચારિત્રનો રસિયો બની કાર્ય આટોપવામાં ઉજમાળ બન્યો.

પ્રતિહારીને આજ્ઞા આપી કે મંત્રીશ્વરને તેમજ મોટા કુંવરને જલ્દીથી અહીં તેડી લાવો. તેમજ માતુશ્રીને પણ આ તરફ પધારવાનું કહો અને એ સાથે ખબર આપો કે નમિરાજ દિક્ષા લેવા ઇચ્છે છે માટે તમારી સાથે એ સંબંધમાં થોડી સલાહ કરી લેવાની તાકીદ છે.

સુંદરીગણમાં, પથારીમાંથી હજી તાજા જ ઉઠેલા ભરથારની આમ આકસ્મિક ત્યાગભાવનાની વાત કર્ણપટ પર

અથડાતાં જબરો ક્ષોભ થયો. શીરના છત્ર સમા, અને હૃદયના હાર તુલ્ય સ્વામીની છાયા કાયમને માટે પરોક્ષ થવાનું શ્રવણ કરી કોનું હૈયું ન દુભાય !

પટરાણીએ આવી કરૂણ હૃદયે નિમ્ન ભાવાર્થવાળી વિનતી શરૂ કરી—

દ્રુતવિલંબિત.

રહી લતા અવલંબીજ વૃક્ષને, તરૂ ગયે ભૂમિનીપર શોષતી,
જીવનસાર હતા પિયુજી હમેં, તમ ગયે થતી વ્યર્થજ જીંદગી;
કરી દયા પ્રિયનાથ હમો પરે, નહીં ફરો ! કદી બોલ્યું નહીં ફરે,
જીવન શ્રેયતણા સન્માર્ગને, અનુસરો પ્રિય પ્રાણ રહી ગૃહે.

મિથિલાપતિએ ઉત્તર આપતાં જણાવ્યું કે—

જયહીં હું જઉં તમ સર્વ ચાલો ત્યહીં,
વસતી વસ્તુ જયહીં ત્યહીં છાંયડી,
અહું છું હું વીરદેવની વાટડી,
અનુસરી અભિલાષ કરો પુરી.

વલ્લભાઓ ! આ થોડામાંથી ઘણું કરી માની લેજો. તમારી મારા પ્રતિની ભક્તિ અનુપમ છે. એ હું જાણું છું; છતાં આજે તે પર મારૂં લક્ષ નથી આપી શકતો તેથી દિલગીર છું. આપણે ઘણું ખાધું પીધું અને ભોગવ્યું. તમ સાથે મેં દુન્યવી સુખો માણવામાં જરાપણ

મણુ રાખી નથી. એથી રોગના પંજામાં સપડાયો. ધર્મ પસાયે છુટયો છું તો હવે મને પરભવનું ભાતુ તૈયાર કરવામાં વિઘ્નભૂત ન બનો. મનમાનતું હોય તો સાથે ચાલો, નહિંતર ગૃહે રહી યથાશકિત નૃજન્મનું સાર્થક્ય કરો. હવે તાતાં વિષસમા વિષયોને સ્મૃતિપંથથી સો ગાઉ દૂર રાખો. એ કોઇ દિ તૃપ્ત થવાના જ નથી. તોપછી યાદ કરી વૃથા દુઃખસહન શામાટે ? પતિભકતા બની રહી તો હવે આખર સુધી એ વટ સાચવી રાખી હર્ષિત અંતરે રજા આપો.

ત્યાંતો પુષ્પચુલા માતા ચક્ષુમાંથી શ્રાવણ ભાદરવો વરસાવતાં આવ્યા અને પુત્રને આજીજી કરતાં વદવા લાગ્યા.

શિખરિણી.

" ત્હને આ શું સૂઝયું ! દુઃખની જયમ સુખ સર્વ ભાસ્યું,
ખરી યુવાનીમાં સુખ થકી વિરકતી ત્હને શું ?
સુખદ શય્યા રત્નાસન ભૂષિત વદનો વન થશે,
રસદ ભોજન પાનો રસ વિહીન એ સૌ થઇ જશે.
અને યોષિત્ સર્વે તુજ દર્શનામૃત વિહૂણી,
તજી દઇ અંજનને નયન ભરશે ઉષ્ણ જળથી,
સજીને શણગારો હૃદય પછીથી કોનું રીઝવે ?
અરે હૈયું ફાટે, તદપિ સુત તું સંયમ ગ્રહે ?
સુકોમળ એ ત્હારૂં શરીર સહશે શી રીત દુઃખો ?
હતું આળોટતું અતિશય સુકોમળ શયનમાં,

તૃષા ક્ષુધા કેરા પિડન સહશે શું તું વનમાં ?
વિચરશે એકલ તું કઇ રીત અરે રક્ષક હીણો ?
શિયાળે શિતળતા ગરમી વળી જે ગ્રીષ્મ ઋતુની.
શરદ વર્ષા કેરી, સૂર્યજતણું લુંચન અરે !
વિલાસી બાળક ! તું કઇ રીત બધાં કષ્ટ સહશે.'
હૃદય મારૂં ફાટે, નવ દઇ શકું હું અનુમતિ.

કુંવરઃ—

( હરિગીત. )

સુણુ ચક્રીને બળદેવ વાસુદેવ સુખડાં પામીયાં,
સંયમ પ્રસાદથી દુઃખ કંઈ કોટિતણાંયે દૂર થયાં.
અર્જુનમાળી દઢપ્રહારી એ જહાજ થકી તર્યા,
ચીરકાળ વાંછિત મુકિત પુરીને, એજ સાધનથી વર્યા.
નથી વહાર-કરતું કોઇ મૃગ કુરંગ કેરી જંગલે,
થઇ રકત નિજ વ્યાપારમાં બનીને સુરક્ષિત એ ફરે.
રે તેમ ફરશું આત્મબળ રક્ષિત થઇને યે હમે,
વીરપુત્ર થાવા ઇચ્છતાને ભય નહી કોઈ સ્થળે.

'નલિન'

માતુશ્રી ! જો કે તમો મારા જન્મદાતા જનની સમા છતાં મારા પ્રત્યે જે અનહદ સ્નેહ દાખવ્યો છે અને જે અવર્ણીય રીતે મારૂં લાલનપાલન કર્યું છે એનું કિંચિંત્ પણ બ્યાન શબ્દોદ્વારા થઇ શકે એમ નથી. એટલું જ નહિં

પણ એ ઉપકારનો બદલો વાળી શકાય તેમ પણ નથી. એથી આપનો હું ઓશીંગણુ છું. અદ્યાપિ સુધી આપની કોઇપણ આજ્ઞા મેં ઉત્થાપી નથી તેમ આ ભવમાં ઉત્થાપવાની ઇચ્છા સરખી પણ નથી. તેથી આપ હર્ષિતવદને મેં નિશ્ચિત કરેલ આશયમાં આપનો સાથ પુરશો. લાખો ઉપાયો કર્યા છતાં જે દારૂણ વ્યથા જરામાત્ર શમી નહીં, અને જેને માટે વિખ્યાત ગણાતા અને અનુભવના સાગર મનાતા નિષ્ણાતોએ આશા પણ છોડી, એ માત્ર મારી હૃદયગત ધર્મભાવનાના બળથી, આટલા અલ્પકાળમાં સુધારાપર આવી જાય એમાં હું મારા પૂર્વકૃત સુકૃતના રૂડા પ્રતાપ સમજું છું. મારી સંકલ્પિત ચારિત્ર અભિલાષનું મિષ્ટ ફળ માનું છું. અને જ્યારે સૌ સારાવાના થયાં તો પછી એની પૂર્ણતાના કાર્યમાં હું પ્રમાદ સેવું કિંવા વિલંબ કરૂં એ મને અને આપની કુળકીર્તિને શોભે ખરૂં ? જો જીવન બચ્યું તો હવે જરૂર તેના દ્વારા માનવજન્મનું ઇષ્ટ સાધી લેવા દ્યો. આપ મારા પ્રત્યેનો મોહ ઉતારી નાંખો. વય તરફ દ્રષ્ટિ રાખી જન્મોજન્મ સુધારનાર અરિહંત ધર્મમાં તે જોડો, કદાચ તેમ કરવામાં કર્મ નડતાં હોય તો નમિના સ્થાને તેના અપત્યોને અવધારી લઇ, ઉદ્યમશીલ બનો. જે આત્મા જ્ઞાનપૂર્વક પૂનિત પંથે વિચરવા કમર કસી તૈયાર થયો છે તેને રોધક ન બનતાં સ્હાયક બનો. એમ કરી સાચી માતા બનો.

પુત્ર! સુખે સિધાવ, ત્હારૂં કલ્યાણ સત્વર સધાય એવી આ માતાની અંતરગતની ઈશપ્રતિ પ્રાર્થના છે.

પાટવીકુંવર અને પ્રધાનજી આ વાર્તાલાપ કયારનાયે સાંભળી રહ્યા હતા. મમતાળુ પિતા અને વિનયશીળ રાજનનું ગમન એ ઉભયને મર્મના ઘા જેવું હતું; છતાં તેઓ મરદ બચ્ચા હતા. સ્ત્રીજાતિ ઉચિત કાલાવાલા તેમને ઘટે તેમ નહોતું. તેઓને ખાત્રી થઇ ચુકી હતી કે માતૃ–પ્રેમરૂપી અગાધ મહાસાગર અને પ્રિયાસ્નેહ રૂપી કલ્લોલિનીઓનો જે આટલી ત્વરાએ નાશ પામ્યો છે તેને રોકવા પ્રયત્નો કરવા એ રક્ષામાં ધૃત ઢોળવા બરાબર છે. તરત જ ભૂપાળે આખીયે પરિસ્થિતિથી ઉભયને વાકેફ કરી, ઘટતી ભલામણ દઇ સત્વર રાજ્યપદે કુંવરનો રાજ્યાભિષેક કરવાની તૈયારીઓ કરવાની સુચનાઓ આપી.

પુણ્યાત્માઓના વેણમાં કાર્યસિદ્ધિ રહેલી છે. જ્યાં અડગ નિયમ ત્યાં વાર શી ? જોતજોતામાં કાર્યો ઉકલી ગયાં. અને સુચોઘડીએ નમિરાજ પ્રત્યેકબુદ્ધ બની આગાર ત્યજી, અનગાર રૂપે સંસારની જંજાળોથી સાવ નિરાળા, એવા સંયમના વિકટ પંથે વિચરી રહ્યા.

સુકોમળ શય્યા ઉપર શયન કરનાર નમિરાજને તૃણ સંથારે સુતાં કષ્ટ ન થયું. ષટ્રસ યુક્ત રસવાનીને જમનાર વ્યક્તિ આજે સહેજે મળી આવતા લુખાપાખા આહારથી

જીવનનિર્વાહ ચલાવે છે. ઠંડા પાણીને સ્થાને ઉકાળેલા જળનું અનુપાન કરી કેવળ આત્મસાક્ષાત્કારના એક જ ધ્યેય પાછળ સાચી ફકીરી ધારણ કરી, તન્મય બની રહ્યા છે.

આવી અપૂર્વ દશાના પડઘા શક્ર જેવા સુરરાજની સભામાં અણઇચ્છ્યા પડયા. માનવી લોકના એક કીટકની આટલી હદે ધૈર્યતા ! કદિ પણ ન ભૂતો ન ભવિષ્યતિ ! માનસપુરમાં વિચરતાં શક્રેંદ્રને કોણ યાદ કરાવે કે મહાશય ! ભુલ થાય છે. માનવકીટક એવા સૂર્યયશાની શક્તિ તો આપે જોઈ છે બાહુબળજીનું અમાપ બળ જાતે નિરખ્યું છે. અને દૂર જવાનું શું પ્રયોજન ? પ્રભુશ્રી વર્ધમાનનું ઉદાહરણ તો આપની આંખો સામે હજુ રમે છે; ત્યાં વળી સંદેહને સ્થાન કેવું ?

દ્વિજરૂપે ઇંદ્રમહારાજ પરીક્ષક બન્યા. અરણ્યના આંગણે દેહદમન કરતાં ને તપ તપતા મુનિ નમિરાજ સામે મિથિલા નગરીને બળતી આળેખી દીન બની દયામણે ચહેરે રક્ષણનો પોકાર પાડતાં સંખ્યાબંધ મનુષ્યો દોડતા દેખાયા. પુરાણી પુરીનો મનોહર અને ફળ ફુલથી લચી પડેલો અને પંખી ગણના અદ્વિતીય વિશ્રામસ્થાન સમો વિશાળ તરૂ પવનવડે કંપાયમાન થઇ ભૂમિપર પડતો દેખાડ્યો. પક્ષીગણનું આક્રંદ છાતી ચીરે તેવું થઇ રહ્યું. બીજી તરફ આખા અંતેઉરમાં આગની ચીનગારીઓ ઉડી રહી અને ભડભડાટ સળગતા ને ઘડીમાં બળીને ખાખ થઇ

રહેલા આવાસો નજરે પડ્યા. સુંદરી સમુદાયમાં હાહાકાર વ્યાપી રહ્યો. ધૂમાડાના ગોટેગોટા ફરી વળ્યા. ચોતરફ 'નાથ રક્ષા, નાથ રક્ષા કરો 'ની હૃદય ચીરે તેવી બૂમો સંભળાવા લાગી. જાણે પ્રલય કાળનો અણધાર્યો પ્રવાહ ન છૂટ્યો હોય તેમ જોત જોતામાં સર્વ ભસ્મીભૂત થવા લાગ્યું

મુનિ ? અરે એક સમયના સારી આલમને નમાડનારા મહારથી ! જરા ચક્ષુ ખોલી સામે તો જુઓ. નજર તો કરો. પહેલી જરૂર ત્યાં જઈ વ્હાર કરવાની છે ત્યારે તમો તો ઠંડે કલેજે ધ્યાનમગ્ન બન્યા છો.

વિપ્રશ્રેષ્ઠ, આપ શું દેખાડો છો ? જ્યાં દરેક જીવો પર-કર્મરાજની તીક્ષ્ણ તરવાર ઉગામેલી દ્રષ્ટિગોચર થાય છે ત્યાં કોઇ કોઇની શી સંભાળ કરે ? પરની પંચાતમાં વિના કારણ શાને માથું મારી સ્વપણું ભૂલી જાય ? આદરેલાને અધુરા મેલી વૃથા દોડધામ શાને કરે ?

ક્ષત્રીયાવતંસ ? આપ આ શું વદો છો ? શું સત્ય રસાતળ જતાં તો નથી બેઠું ને ? ગોબ્રાહ્મણ પ્રતિપાળ અને નિર્બળનું રક્ષણ કરનાર ઇક્ષ્વાકુ વંશના સંતાનને આવા કાપુરૂષ યોગ્ય વચનો ઘટે છે ખરા ? આદરેલું સંકેલી લઇ દુઃખિતોને બચાવો. સ્વાર્થને તિલાંજલી દઇ પુરૂષાર્થમાં હાથ નાંખો. એજ ક્ષત્રિયોનો સાચો ધર્મ છે !

ભૂદેવ ! વાત સાચી છતાં અધિકાર ભેદની. આજે હું બાહ્ય સમરાંગણ ખેડનાર નમિરાજ નથી, પણ આંતર રિપુ

સામે મોરચો માંડનાર શ્રમણ છું. દુન્યવી બંધનો સહ મારે રંચમાત્ર લેવા દેવા પણ નથી. કાપુરૂષ કે સત્પુરૂષના ભેદ આજે મેં ખીલી પર ટાંગી દીધેલા છે. જગતની પ્રશંસા કે નિર્ભર્ત્સના સામે મારા કર્ણરંધ્ર બહેરા બન્યા છે.

તપોધન ! મારૂં કથન તમારો વર્તમાન ધર્મ વિસરી જવાનું કહેવારૂપ નથી. આ તો આપદ્ધર્મ ઉપસ્થિત થયેલ હોઇ તે કાળે આપની સત્ય ફરજનું દર્શન કરાવવા અર્થે છે. જુઓને પેલી ભીષણ અગ્નિમાં ભડભડતી આપની પ્યારી મિથિલા ! પેલું રસભીનું નારીવૃંદ ! પેલાં વફાદાર પ્રજાજન ! એ બધાનો નાશ થતો આપ આમ નજરે જુઓ; છતાં કંઇ ન કરો એનું નામ શ્રમણ સંસ્કૃતિને ! કોમળ હૃદયીપણું એજને ?

મહાશય ! તમો ભીંત ભૂલ્યા. મારો જવાબ એક જ છે અને તે એ કે मिथिला नगरीदाहे न मे दहति किंचन । હવે જેને મ્હારૂં કહી શકું તે તો મારી કને જ છે. એનો દાહ અટકાવવા રૂપ ઇલાજો તો હું આચરી રહ્યો છું. મારી દ્રષ્ટિની સાચી સૃષ્ટિ એજ છે. જ્યાં એનાથી બહાર મારે અન્ય કંઇ વ્યાપાર જ નથી ત્યાં પછી આ સ્નેહી ને પેલા વફાદાર એવા ભેદ શા કારણે ! નારીવૃંદના સંભારણાં અને ક્ષત્રીયતાના કીર્તિકળશનો શો અર્થ ! જ્યાં હું એક છું ને મારૂં કોઇ નથી વા કંઇપણ નથી, એવા અમૂલ્ય અમૃતપાનમાં સદા આસક્તને આપશ્રીનો ઉપદેશ નિષ્ફળ જ

છે. જુઓને આ પંચભૂતથી બનેલું ખોળીયું જ જ્યાં મારૂં નથી ત્યાં પછી ઇંટ ચુનાથી જેના પ્રાકાર-મહેલ તૈયાર કરાયેલા છે એવી, વિવિધવર્ણી પ્રજાથી વસાયેલી મિથિલા નગરી મ્હારી શી રીતે હોઇ શકે ! પારમાર્થિક ભાવથી સાધુજીવન જીવતો અને ત્યાગ જીવનના ઉંચા સોપાન ચઢી રહેલો આત્મા પણ જરૂર કેટલાક કાર્યો, સ્વધર્મને જરા પણ ક્ષતિ પહોંચાડયા વગર કરી શકે છે. પણ અહીં તેવી સ્થિતિનો સદ્ભાવ જ ક્યાં છે.! સત્ય ને કૃત્રિમ પરિસ્થિતિ વચ્ચેના ફેરને તત્વકોવિદો તો જરૂર પારખી લે છે જ; એટલે જેઓ સોટચના સુવર્ણસમા છે, તેમને ઉછીનો આડંબર ધરવાની કે વાણીના ચાટુ વિલાસ રચવાની જરા માત્ર અગત્ય રહેતી નથી. જેને મનની સાચી સમજપૂર્વક, હૃદયની ખરી જીજ્ઞાસા વૃત્તિવડે ઉચ્છિષ્ઠ ગણીને, છોડી દીધા એવા હાનિકારક વિષયોમાં તેને રકત થવાની આપ વકીલાત કરો કો અને એમાં સફળતા ઇચ્છો છો તે શું શકય છે ? દેવાણુપ્પિય ! રેતીમાંથી તેલ કહાડવા રૂપ એ યત્નને તજો કિંવા અન્ય અસીલને શોધી હ્યો.

તાતા તીર સમા, સાંભળવે સરસ છતાં અંતરને આરપાર ભેદનારા વચનોએ વિપ્ર મહાશયની આશંકાનું મૂળથી જ ઉન્મૂલન કરી નાંખ્યું. 'માનવ કીટકની તે શી શકિત !' રૂપ ચઢેલ અંધારપડળ ઉતારી નાંખ્યા. પલકારામાં તો મિથિલા અને તેનું દહન અલોપ થઇ ગયું. બ્રાહ્મણજી પોતે પણ શક્રેંદ્રના પૂર્ણ લેબાસમાં નમિ મહર્ષિના ચરણે

પડતાં ને ક્ષમા યાચતાં નજરે પડયા—પુનઃ પુનઃ પ્રશંસાના ઉદ્ગાર ઉચ્ચારતાં દૃષ્ટિગોચર થયા. માયાજાળ કિંવા ઇંદ્ર-જાળનો પ્રયોગ આ રીતે ખતમ થયો. પરીક્ષામાં પૂર્ણપણે ઉત્તીર્ણ થયાની જાહેરાત સહ ઇંદ્ર મહારાજ તો સ્વર્ગમાં સીધાવ્યા; પણ પ્રત્યેકબુદ્ધ નમિને એની શી ગરજ હતી? ક્યાં એમનું જીવન એ પ્રશંસાની પ્રશસ્તિ અભિલખી રહ્યું હતું કે એથી સંતોષાય. આદર્યા માર્ગ હજુ તો અધૂરા જ હતા. આ તો પાશેરામાં પહેલી પૂણી તુલ્ય હતું. ખરા ઘાવ તો હજુ હવે જ ઝીલવાના હતા. એટલે એ તો આળસ ખંખેરી ઉભા થયા. બેવડા જોરથી નિર્ણિત માર્ગે આગળ ધપવા લાગ્યા. ભૂપ વિજ્ઞાનવીર! એ નમિરાજ તે અન્ય કોઇ નહિં પણ આપ સન્મુખ સ્વજીવન કથનીને સંકેલતો, અદનો શ્રમણ હું પોતે જ. મ્હારા જીવનની લુખીસુકી કિંવા ટાઢીમીઠી આજે પૂર્ણ થાય છે. ચારિત્રના મુખ્ય પાત્રો સમા સુમતા અને ચંદ્રયશે તો કાર્યસિદ્ધિ સાધી લીધી છે પણ એમના ઉદ્યમકાળે કેવળ જળ ઉરાડવા રૂપ બાળોચિત કાર્યોમાં જેનું ચિત્ત ખુંચેલું હતું એવો હું હજુ પણ પુષ્કરાવર્તના મેઘથી પણ અણભીંજ રહેલા મગશૈલ સરખો રવડી રહ્યો છું.

પૂજ્ય, અત્યારે તો રજા લઉં છું; પણ આવતી કાલે ચોથી આખ્યાયિકા શરૂ કરવા પૂર્વે મ્હારે આપ સર્વને શુભ સમાચાર સંભળાવવાના છે.

## પ્રકરણ ૨૭ મું.

ભાવ ઉદ્યોત.

| | |
|---|---|
| ચામર, ચક્ર, સિંહાસને; | અરિહંતાજી. |
| પાદપીઠ સંયુત્ત, | ભગવંતાજી. |
| છત્ર ચાલે આકાશમાં, | અરિહંતાજી. |
| દેવ દુંદુભિ વરયુત, | ભગવંતાજી. |
| સહસ જોયણુ ધ્વજ શોભતો. | અરિહંતાજી. |
| પ્રભુ આગળ ચાલંત, | ભગવંતાજી. |
| કનક કમળ નવ ઉપરે, | અરિહંતાજી. |
| વિચરે પાય ઠવંત, | ભગવંતાજી. |
| ચાર મુખે દીયે દેશના, | અરિહંતાજી. |
| ત્રણુ ગઢ ઝાકઝમાળ, | ભગવંતાજી. |
| કેશ, રોમ, શ્મશ્રુ નખા, | અરિહંતાજી. |
| વાધે નહિં કોઇ કાળ. | ભગવંતાજી. |

પ્રત્યેકબુદ્ધરૂપે વિશ્વભરમાં પ્રગટ થયેલ મહા વિભૂતિઓને પ્રણામ હો, પ્રણામ હો. એમ ઉલ્લસિત ભાવે ઉચ્ચારતા ભૂપ વિજ્ઞાનવીરે પ્રવેશ કર્યો.

રાજવી ! ધર્મલાભ, કહો સંયમીને પણ પ્રમોદ પ્રગટાવે એવા તમારા શુભ સમાચાર કેવા પ્રકારના છે ? સંસારજન્ય હોય તો વદવા તસ્દી જ ન લેશો.

લગભગ ત્રણ ત્રણ માસથી જેના ચરણ સેવું છું અને જ્ઞાનપિપાસાને રંગબેરંગી જીવનવૃત્તાન્તોથી છીપાવું છું તેને આપ એટલો બધો મૂઢ સમજો છો કે જે ત્યાગ-રંગમાં રંગાયેલાને છીછરા સંસારવાસના માસુલી વૃત્તાંત સંભળાવવાની ધૃષ્ટતા કરે ?

તોપછી વિલંબ ન કરો. જલ્દી સંભળાવી દ્યો કે જેથી ધર્મકથાના માર્ગે આગળ પ્રયાણ કરી શકાય.

વંદનીય વિભૂતિઓ ! છેલ્લા સમાચાર મુજબ ત્રીશલા-નંદન શ્રી વર્ધમાનકુમાર કે જેમણે સંયમ સ્વીકારી કૈવલ્ય પ્રાપ્ત અર્થે સતત્ ઉદ્યમ આદર્યો હતો અને સંખ્યાબંધ મરણાંત ઉપસર્ગોનો સામનો ઉઘાડી છાતીએ, સ્વજાતબળ પર મુસ્તાક રહી સમ્યક્ પ્રકારે કર્યો હતો તેમને, તરંગિની રજ્જુવાલિકાના તટે આવેલા શ્યામકનામા કૃષિકારના ક્ષેત્રમાં ગોદોહાસને શુકલધ્યાનના દ્વિતીય વિભાગના પ્રાંત ભાગ ધ્યાતાં સકળ લોકાલોકના સર્વ ભાવોને પ્રકાશનારૂં, અનુપમ અને અનન્ય એવું કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. અર્થાત્ તેઓશ્રી અરિહંત તરીકે પ્રગટ થયા અને ત્યાંથી વિહાર કરી રાજગ્રહી નગરીના મહસેન વનમાં જ્યાં ચોસઠ સુર-પતિઓએ ત્રણ ગઢ યુક્ત સમવસરણની રચના કરી છે, ત્યાં અશોકવૃક્ષની છાયામાં વિરાજીને, ગર્વાંધ ઇંદ્રભૂતિના ગર્વનું શાંતિરૂપી જળથી શમન કરીને તેમને તેમજ બીજા દશ પંડિતોને મનોગત સંશયના નિવારણ પૂર્વક વેદના

શ્લોકોના યથાર્થ ભાવની સમજણ આપી નિરૂત્તર કર્યા. બાદ ચુંવાળીશસો જેટલી શિષ્ય સંપદા સહિત તેઓને પોતાના ગણધર તરિકે સ્થાપીને ' ઉત્પાદ, વ્યય અને ધ્રુવ ' રૂપ ત્રિપદીમાં સમાયેલ અદ્‌ભૂત રહસ્ય અને અપૂર્વ ગાંભીર્ય દર્શાવી, સુરેંદ્રે આણેલ વાસક્ષેપના છાંટણાપૂર્વક દ્વાદશાંગી રચવાની અનુજ્ઞા આપ્યા બાદ સ્વશાસનની સ્થાપના કરી. સાધુ સમુદાયમાં ધૂરિપદે ઇંદ્રભૂતિ ગૌતમને, અને સાધ્વી-વૃંદમાં પ્રવર્તીનીને સ્થાને ચંદનબાળા ઉર્ફે વસુમતીને, શ્રાવક અગ્રણીય તરીકે શ્રેણિક નૃપને અને શ્રાવિકા સમુદાયમાં મુખ્ય તરિકે સુલસાના નામ નિર્દેશ કર્યા. આ સમાચાર મને તો હમણાં જ પ્રાપ્ત થયા છે; છતાં બનાવને ઝાઝો સમય થઇ ચુકયો છે. અત્યારે તો પરમાત્મા મહાવીર દેવ અર્થાત્ ભાવ ઉદ્યોત કરનાર અપ્રતિમ શકિતશાળી અંશુમાલિની મહારાજ વિશ્વના વિશાળ ચોકમાં વિહરી–વિચરીને અનેક ભવ્યાત્મારૂપ સુશોભિત પંકજોને સ્વદિવ્ય-બોધરૂપી અમૃતવાણી વર્ષાવી અલૌકિક તેજપુંજને દેતાં થકાં, નવપલ્લવિત કરી રહ્યાં છે. દિન ઉગ્યે નવિન સમાચાર મળતા રહે છે એ ઉપરથી કહી શકાય કે હવે તેઓશ્રીએ પુરૂષાદાની શ્રીપાર્શ્વનાથના મુકિતગમન પછી પ્રસરિત અજ્ઞાનતમઃના વિપુલ રાશિને ખંખેરી કહાડવા સજ્જડરીતે કમર કસી છે અને કાર્ય ઉપરથી ચોક્કસ ખાત્રી થાય છે કે અતિ અલ્પકાળમાં સારી ભારતભૂમિને તેઓ જ્ઞાનના નિર્મળ પ્રકાશથી પુનઃ દીપ્તિમંત કરી દેશે. કુવાદીરૂપી

ઘુવડોને અંધારા સ્થાનરૂપી અજ્ઞાન ભાગમાં પલાયન કર્યે જ છુટકો છે. જુઓને જ્ઞાનપ્રાપ્તિને હજી સમય તો નહિં જેવો જ થયો છે ત્યાં તો યજ્ઞપ્રવૃત્તિ ઉપર સખત ફટકો પડયો. મગધમાંથી તો એનું નામ પણ ભૂંસાઇ ગયું ! હજારો જીવોને એથી અભય મલ્યું. પોતાની ઇચ્છા મુજબ ભાત ભાતના દાનો મેળવી, સ્વર્ગ મુક્તિના પરવાના આપવારૂપ માયાજાળને વિસ્તારનારા ભૂદેવોના પેટનું પાણી ઉકળી ઉઠયું છે. પણ સૂર્ય સામે ધુળ ફેંકવાથી લાભ થયો કોઇ દિ જાણ્યો છે ખરો ? લોક હવે જ્યાં સત્યાસત્યનું તોલન કરતાં શિખ્યો ત્યાં પછી 'પોલ' કેટલી ચાલે ? વિચાર, વાણી અને વર્તનમાં સામ્યતાવાળા અને પરમાર્થ ભાવે પરિશ્રમ વેઠી, ઉપદેશ સુધાથી જનતાને નવરાવી રહેલા, એ વિશ્વજેતાના વચનોની અસર આગળ રંક એવા લોભાભિભુત વિપ્રગણની કેટલી ગુંજાશ !

સત્યના દર્શન એ તો અપૂર્વ પ્રસંગ ગણાય. મોડા-મોડા પણ એના દર્શનનો લ્હાવ, એ જનતાને માટે દિપોત્સવીનો દિન. ધર્મના નામે શાંતરસનાં ઝરણાં. સમતા સાગરના મંદ મંદ વહેતા પ્રવાહની શીતળ લ્હેરો. એનાથી જનતનુ પર શીતળતાના વિલક્ષણ વાયરા વાય ત્યાં પછી શું બાકી રહે !

જેમની સમીપમાં જન્મથી વૈરવૃત્તિ ધરાવનારા તિર્યંચો સ્વપ્રકૃતિને ભૂલી જઇ, પરસ્પર હળીમળીને સાથે બેસે ત્યાં

પછી બુદ્ધિમાન મનાતા માનવલોકનું શું કહેવું ? ભાષા પણ એવી મઝેની ને કંઠનું માધુર્ય પણ એવું મોહક કે દેવ-દેવી, નર-નારી અને તિર્યંચ સુદ્ધાં પચરંગી શ્રોતાગણ એકચિત્તે સાંભળ્યા જ કરે. ન તો પ્રમાદી બને કે ન તો ઝોકા ખાવા માંડે; કારણ કે અર્થ સરળતાથી સમજાઈ શકે એવા સ્વરૂપની વિવેચન શકિત. એવી પાંત્રિશ ગુણ અલંકૃત ગિરા ! અર્થ ખીલવણી રૂપે અતિશયતા !

સંસારમાં ભ્રમણ કરતાં વિધવિધ આત્માઓ પ્રત્યેના એકાંત કરૂણાભાવ આશ્રયી દ્વિવિધ ધર્મનું પ્રકાશન એ અતિ મહત્વનું કાર્ય. વીરલા પુરૂષો, સંસારતાપથી તપ્ત થઈ એનો તૃણવત્ ત્યાગ કરી, સાધુજનોચિત વિકટ પંથનું અવલંબન સહજ લઈ શકે છે. તેમને સારૂ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પર નજર રાખી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને નિષ્પરિગ્રહતારૂપ પંચ પ્રકારનો ઉત્કટ માર્ગ કે જે વડે ઈંદ્રિયો, કષાય અને ચોગપર સુતરાં જય પ્રાપ્ત કરી શકાય, અને શીઘ્રતાથી આત્માભિમુખ થઈ શકાય એજ યતિધર્મ. પણ એવી કોટિની વીરતા જે દાખવી શકતા ન હોય, એવું તીવ્ર ખમીર જે ધરાવતા ન હોય, અરે કર્મજનિત ફાંસલામાં ફસી પડેલા હોય અથવા તો વ્યવહારના રેશમ સમા ચીકણા બંધને બંધાયલા હોય, તેમને માટે પ્રભુનો કંઈ સંદેશ જ નહિં ? એમ તે હોય ! એટલી હદે તળીયે જઈ બેઠેલા સારૂ તો ખાસ પ્રેરણાની અગત્ય. એનું નામ જ ગ્રહસ્થધર્મ. દયાના ફિરસ્તાને મન જ્યાં સર્વ પર, અરે

મુક્તિ-સંસાર જેવા વિપરીત ગુણધારક સ્થાનોપર સમભાવ વર્તે ત્યાંપછી અમુક કક્ષાના આત્માઓનું જ કલ્યાણ થઇ શકે અને ઇતરનો સંપ્રવેશ પણ ન થાય એવું તે સંભવે ખરું ? એમની વિસ્તૃત ભાવના તો-'સવી જીવ કરું શાસનરસી' એવા વિશાળ મુદ્રાલેખથી અંકિત હોય છે.

ગૃહસ્થનો ધર્મ એટલે યતિના ધર્મ જેટલો કપરો માર્ગ નહિં, પણ સંસારમાં રહેનાર વ્યક્તિ પોતાની ફરજોને અદા કરતાં છતાં પણ પાલન કરી શકે તેવો સાનુકુળતા સાથેનો ધર્મ. એમાં ક્રમશઃ ઉન્નત શ્રેણીમાં આગળ વધવાની તકો ઘણી છતાં એનો આધાર વ્યક્તિના વીર્યપર જ. દેવપૂજા, ગુરૂશુશ્રૂષા, સ્વાધ્યાય ( અધ્યયન કિંવા ધર્મવાંચન-ચિંતન-ધ્યાન ) સંયમ ( ઇંદ્રિય-કષાય અને યોગપરનો કાબુ ), તપ ( નાના મોટા વ્રતોનું સ્વશકિત અનુસાર પાલન ), અને દાન, ( અભય, સુપાત્ર, અનુકંપા, ઉચિત અને કીર્તિદાનરૂપ પાંચ પ્રકારમાંથી થોડુંઘણું અનુકરણ ). આ છ આવશ્યક કર્ત્તવ્યોના પાલનથી શ્રાદ્ધધર્મનો પ્રારંભ થાય છે. આગળ માર્ગાનુસારીપણાના ચોત્રીશ ગુણોનું પાલન કરવાનું અને બારવ્રતગ્રહણ કરવારૂપ શ્રાવકધર્મ સૂચિત મહત્વનું કાર્ય આવે છે. એના ગ્રહણ વિના શ્રાવકત્વની યથાર્થ ગણના થતી નથી.

૧. નિરાપરાધિ જીવોને ( ખાસ કરી ત્રસને ) મારવાની બુદ્ધિએ અપેક્ષા વગર મારૂં નહિં એ પ્રાણાતિપાત

વિરમણુવ્રતરૂપ સ્થૂળ પ્રથમ પ્રતિજ્ઞા. ૨. મોટું જુઠું ન બોલવારૂપ બીજી, ૩. રાજા દંડે કિંવા જનતા ચોર કહે તેવી વિષમ પ્રકારની ચોરીનો ત્યાગ એ ત્રીજી. ૪. સ્વદારા સંતોષ ધરી, પરસ્રીને માતા સમાન ગણુવારૂપ ચોથી અને ૫. રાચ-રચીલા, ધન-દોલત, હાટ-ખેતર, ગાડીઘોડા અને નોકર ચાકર આદિ પરિગ્રહનો નિયમ કરવારૂપ પાંચમી પ્રતિજ્ઞા. ટુંકમાં કહીયે તો મુનિને માટે જે મહાવ્રતો છે તેનું જ સંસારાવસ્થામાં પળી શકે તેવું છુટ છાટવાળું સ્વરૂપ તે અણુવ્રત. એની ગુણવૃદ્ધિ અર્થે ૬ દિશાગમન. ૭ ભોગ્ય અને વારંવાર ભોગ્ય પદાર્થો માટે તેમજ આરંભવાળા વ્યવસાયો માટે અને ૮. વૃથા દોષભાગી ન બની જવાય એ સાવચેતી સારૂ. નિયમોની શ્રેણી એનું નામ ગુણવ્રત. ઉક્ત કાનુનોનું સતત્ રમણુ થતું રહે એ અર્થેની કરણી રૂપ. ૯. સામાયિક. ૧૦. દિશાવકાશિક. ૧૧. પૌષધ. અને ૧૨. અતિથિ સંવિભાગ કિંવા, સુપાત્રે દાન દીધા બાદ પૌષધનું પારણું કરવારૂપ. ચતુર્વિધ શિક્ષાવ્રતો. આવો ઉમદા અને સંસારવાસમાં લેપાયેલા જીવોથી સુખે સેવાય તેવો દ્વાદશવ્રત યુક્ત શ્રાદ્ધધર્મ એ પણ સમજપૂર્વક આદરાય તો અવશ્ય મુક્તિનું ભાજન બને.

દયાના સાક્ષાત્ મૂર્તિમંત અવતારે અમારા જેવા વિષયાસક્ત પામરાત્માઓ પર કરૂણા કરવામાં જરા માત્ર ન્યૂનતા રાખી છે ? છતાં કમભાગ્ય છે અમારાં કે આવા

સહજ નિયમોનું પાલન પણ કરવાની ઉજમાળતા અમો ધરી શકતા નથી. આમ છતાં આપ સરખા મહંતોને પ્રાર્થના તો ભવસાગર તરવાની કરીએ છીએ એ શું ઓછું હાસ્યાસ્પદ છે ?

મહારાજ સાહેબ ! આ તો સમાચાર મળ્યા અને પ્રભુશ્રીએ આદરેલી મહત્ કાર્યની આછી દિશા જાણી એટલે સહસા અંતર ઉભરાઇ જવાથી આપ સરખા જાણકાર સમક્ષ ભાંગી તુટી ભાષામાં દેવનો સંદેશ જે રીતે મારા સમજ-વામાં આવ્યો તે રીતે કહી બતાવ્યો છે, બાકી ત્યારથી એવી તાલાવેલી થઇ રહી છે કે એકવાર જાતે એ અપૂર્વ ભાવ ઉદ્યોતકના દર્શન કરી પાવન થાઉં.

સાધુ ! સાધુ ! ભૂપાળ ! ત્હારી ભાવનાને ફળ બેસો. અમારૂં ચરિત્ર કથન ઉખરભૂમિમાં નથી થયું એ જોઇ આજે અમને સંતોષ થાય છે. ચોમાસું ઉતર્યે અમારો પણ પ્રભુશ્રી વીર પાસે પહોંચવાનો મનોરથ છે, તો તમો જરૂર સહચારી થજો. ' જગતના નાથને જોયા વિના સૌ ધુળ-ધાણી છે ' એ વાકય ખરૂં છે.

કરકંડુ આદિ સાધુવર્ગના વાકયને વધાવતાં ભૂપાળે કહ્યું. તો હવે અંતિમ જીવનના મંડાણ માંડશો ને ?

## પ્રકરણ ૨૮ મું.

### મારી આત્મકથા.

"વિદ્વાનોએ મનની સરખામણી અશ્વજોડે કરી છે તેમાં રહસ્ય રહેલું છે. ઉભયને આપવામાં આવતી શિક્ષા ઉપર સારા-નરસા નિવડવાનો આધાર છે. જો મનને ધર્મનીતિના સુવિચારોથી વાસિત કરવામાં આવે તો વિચારશ્રેણી શુભ થવાથી તે ઉન્નતગામી બને છે; એથી ઉલટું અશુભ પ્રકારના સંબંધથી કેવળ તે ખોટી વિકલ્પજાળનું સૂત્રધાર થઇ પડે છે. અશ્વને પણ સીધી તાલિમ આપી હોય તો તે પ્રાણના ભોગે પણ માલિકને સંરક્ષા લઇ, પોતાના રહેઠાણમાં લાવી મૂકે છે અને વિપરીત તાલીમથી રાજમાર્ગને છોડી દઇ, ઘોર જંગલમાં આણી દેતાં એને જરા પણ વિલંબ થતો નથી."

ધરણીધર વિજ્ઞાનવીર ! તમોએ મારા ત્રણ સહચરોની વાત ત્રીજા પુરૂષમાં સાંભળી તો મારી કથની એ માર્ગે નહિં ચલાવતાં પ્રથમ પુરૂષમાં જ શરૂ કરૂં છું. શ્રેણિક અને અભયકુમારની અપ્રતિમ જોડીના પિતા-પુત્ર કિંવા ભૂપ-મંત્રીની એકધારી શાસનપદ્ધતિથી જગતભરમાં જેની કીર્તિનો યશપટહ વાગી રહ્યો છે એવો અનુપમ સંપત્તિશાળી મગધદેશમાં આવેલ, પુંડરવર્ધનપુર નામા, નગરનો મંડળીક રાજા સિંહરથ તે હું પોતે. એકવાર કુંવર સહિત હું નગર બાહિરના ઉદ્યાનમાં ઉષાકાળની સ્ફુર્તિદાયી પવનની લહેરોનું પાન કરી રહ્યો હતો

ત્યાં એક સોદાગર ઉત્તરપથમાં જન્મેલા અને શિક્ષા પામેલા મનોહર અશ્વયુગલને ભેટ તરિકે લાવ્યો. તુરંગની પરીક્ષા ગતિ પરથીજ અંકાય એટલે તુર્તજ અમો પિતા-પુત્રે અશ્વારોહી થઇ તેમને ખુલ્લા મેદાન તરફ દોડાવી મૂકયા. આંખના પલકારામાં, જાણે પવનવેગી અશ્વ જ ન હોય તેમ અતિ વેગથી ધરતીને કાપતા ઉભય આગળ વધ્યા. માર્ગમાં અંતર પડવા માંડયું અને જ્યાં હું દોરી ખેંચી મારા ઘોડાને થોભાવા જઉં છું ત્યાં તો એકાએક તે ઉછળી જાણે આકાશમાં ઉડતો નહોય તેમ દ્રુત ગતિએ માર્ગ કાપવા લાગ્યો. નગરથી અડતાળી ગાઉપર આવેલી નિબિડ અટવીમાં આવી પહોંચ્યો. લગામ ખેંચતાં થાકેલા એવા મેં જરા ઢીલી મુકતાં જ એ ઉભો રહી ગયો. ત્યારેજ મારા જાણવામાં આવ્યું કે આ અશ્વ વક્રશિક્ષિત છે.

તરત જ મેં નીચે ઉતરી પડી એક તરૂ સાથે અશ્વને બાંધી, સમીપમાંથી ફળફુળ વિણી લાવી ઉદરપૂર્તિ કરવાની તજવીજ કરી. તુરંગ માટે તો કુદરતે નજીકમાં જ લીલી વનસ્પતિ સર્જી હતી. તૃષા છીપાવવા જ્યાં દૂરના સરોવર તરફ પગલાં માંડું છું ત્યાં તો થોડે દૂર એક નાનીશી ટેકરી; જાણે શિખરબંધી દેવાલય પર કનક કળશ શોભી રહ્યો હોય તેમ સપ્તભૂમિમય રમ્ય પ્રાસાદથી અલંકૃત જોઇ.

આશ્ચર્યનો વિષય તો એજ હતો કે એ સુંદર મહેલના સૌથી ઉંચા મજલા પરના ઝરૂખામાં એક ષોડશ વર્ષીયા

લાવણ્યવતી બાળાને બેઠેલી નિરખી, આવા નિરવ ને અજ્ઞાત સ્થાનમાં આ રૂપના અવતાર સમી અટુલી કન્યા કોણ હશે! તે નિર્ણય કરવાની ખાતર હું મહેલના દરવાજા પાસે આવ્યો અને ત્યાં કોઇને ન જોતાં વિના વિલંબે દાદરની સંખ્યાને વટાવતો, કુંવરી સામે ઉપસ્થિત થયો, ચાર નેત્રો મળતાં જ કંઈ વિલક્ષણ ભાવોની આપ-લે થઇ. કામરાગના અભેદ્ય ઉછાળાઓ ઉછળવા લાગ્યા. તરત જ મારી સામે આસન ધરતી બાળા હસ્તદ્વય જોડી ખડી થઈ. કવિ કહે છે કે—

" નયણ પદારથ નયણરસ, નયણે નયણ મિલંત,
અણુજાણ્યાસું પ્રીતડી, પેહિલો નયણ કરંત."

વળી શાસ્ત્રકોવિદો પણ કથે છે કે:—

" જેણે દીઠે ક્રોધ ઉપશમે, વાધે અધિક સનેહ;
પૂરવભવ સંબંધનો, તિણસેંતિ કોઇ નેહ."

અર્થાત્ પૂર્વના સ્નેહથી જ મારૂં મન તેણીમાં બન્યું; એટલે આવી ભીષણ અટવીમાં ' તમારો એકાકી વાસ શા કારણે છે ' એવો પ્રથમ સવાલ પૂછયો.

યૌવનરૂપી બગીચામાં પ્રવેશ કરતી એ બાળાએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે મારી સાથે પાણિગ્રહણથી જોડાવાનો પ્રસ્તાવ તેણે રજુ કર્યો, स्त्रीरत्नं दुष्कुलादपि

એ ન્યાયે અથવા તો લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મુખ ધોવા ન જવું એ ઉક્તિ અનુસાર મેં પણ એ વાત સ્વીકારી લીધી અને મંગલિક અર્થે તરત જ નિકટવર્તી જિનાલયમાં જઇ, પ્રભુપૂજારૂપ ઉત્તમ કાર્ય આટોપી લઇ બહાર આવી ગાંધર્વલગ્નથી અમો ઉભય પતિ-પત્નિ સંબંધથી બંધાયા બીજી પ્રભાતે દેવ જુહારવા રૂપ આવશ્યક કાર્યથી પરવારી અને ખાનપાનથી નિવૃત્ત થઇ અમો ઉભય આરામાસનોપર વિરાજ્યા. તરતજ મેં મારી એ પ્રેયસીની કર્મકથા જાણવાને આગ્રહ કર્યો અને તેણીએ પણ પોતાની કહાણી આ પ્રમાણે આરંભી.

" ઘણા કાળ પહેલાંની વાત છે. એ કાળે આ ભરત-ભૂમિના ક્ષિતિપ્રતિષ્ઠ નગરાધિપને ચિત્રસભા તૈયાર કરવાનો અભિલાષ ઉદ્‌ભવ્યો. જાણીતા ને ખ્યાતિ પામેલા ચિતારા-ઓને નિમંત્રણ થયાં અને ઘટતી વાટાઘાટપૂર્વક ચિત્રસભા માટે નિયત કરેલા પ્રદેશો સરખે ભાગે ચિત્રકોને વહેંચી દેવામાં આવ્યા. ચિત્રાંગદ નામા એક પ્રવીણ છતાં સામાન્ય સ્થિતિના અને વૃદ્ધાવસ્થામાં આવી પડેલા ચિત્રકારને ભાગે પણ ઇતર જુવાન કારીગરો જેટલો જ હિસ્સો આવ્યો. તેણે કામ તો આરંભ્યું. છતાં મનમાં ઉદાસીનતાએ ઘર કર્યું. યુવાનોના વેગમાં પોતે વૃદ્ધ ન ટકી શકે એ તેનું કારણ. આમ છતાં ઉત્સાહથી તે સ્વકાર્ય આગળ ધપાવવા લાગ્યો. ઘેર જમવા ન જતાં ભોજન પણ સ્વપુત્રી મારફતે ત્યાંજ સંગાવવા લાગ્યો. એ પુત્રીનું નામ કનકમંજરી.

દેખાવમાં અતિ સૌંદર્યશાલિની અને ગુણુમાં પણ વિચક્ષણ; તેમ ચતુરાઈની મૂર્તિસમી; વળી સકળ નારી જાતિ ઉચિત કળામાં અગ્રે આવતી એ કુમારિકા, એકદા સ્વતાત અર્થે આહાર લઈ રાજમાર્ગે આવવા નિકળી. ત્યાં તો સામેથી બેલગામ મૂકી અશ્વને ગમેતેમ દોડાવતા અસવારને આવતો જોતાં તેણીને એક બાજુ રોકાવું પડયું. રોજ કરતાં આજે વિલંબ થયો, ભોજન કંઈક ઠરવા આવ્યું. એમાં વળી પિતા ઉઠી દેહચિંતા કરવા ગયો. કનકમંજરીને નવરા બેસવું ન ગોઠવાથી, પિતાની પીંછી આદિ સાધન લઇ દિવાલપર એક સુંદરવૃક્ષ અને તે ઉપર એક પિંછાની કળાથી શોભતો મનોહર મોર આળેખ્યો. રંગ પણ એવાં પૂર્યાં કે આખુંયે ચિત્ર ઝળકી ઉઠયું. અચાનક ત્યાં ક્ષિતિપતિની પધરામણી થઈ અને મોરલાની આકૃતિની આબેહુબતાએ ભાન ભુલાવ્યું: તરૂપર બેઠેલો ખરો મયૂર જાણી પીંછુ લેવા તેણે જોરથી હાથ પ્રસાર્યો. ભીંત પર હસ્ત અફળાતાં મોર તો હાથ ન આવ્યો પણ ઉલ્ટા નખ ઘસાયા. કનકમંજરી કન્યા, બાળોચિત સ્વભાવથી તાલી દઈ હંસી પડી. અને સહસા વદી ગઇ કે ' માંચાનો ચોથો પાયો આજે મળી ગયો. '

રાજા તો વિલખો થઈ ગયો અને કનકમંજરી પ્રતિ દૃષ્ટિ ફેંકી મંચ અને એના પાયા પરત્વે પ્રશ્ન કરવા લાગ્યો.

બાળા નિર્ભિક હૃદયે ખુલાસો કરતાં બોલી કે, " રાજમાર્ગે મનમાં જરા પણ વિવેક ધર્યા વગર ઘોડો દોડાવ-

નાર અશ્વારોહી, કે જેને જાહેર માર્ગપર વહુ, બેટી કિંવા ઘરડી કે બાળા કેવા પ્રકારે ચાલી શકે તેની દરકાર કર્યા વગર માત્ર ઘોડો દોડાવવા જેટલું જ ભાન હતું તે મારા કલ્પેલ ખાટલાનો પહેલો પાયો. બીજો પાયો કિંવા દ્વિતાય મૂર્ખ આ ચિત્રસભાની યુવક-વૃદ્ધની ગણુના કર્યા વગર સમભાગે વહેંચણી કરનાર; ત્રીજા અંકમાં મારો પિતા કે જે ભોજનવેળાયે દેહચિંતા જવાની આદત ધરાવે છે, એનાથી રસવતી શીતળ થઈ જતાં સ્વાદની શી પરીક્ષા થઇ શકે ? કહ્યું છે કે—

" શીતળ અન્ન જનમ પુત્રીનો, કરસણુ દહ્યો કુવાયજી;
વયર વિરોધ સગાસું ચારે, સ્વાદ નહી કહેવાયજી. "

અને બાપુ ! ક્ષમા કરજો, પણુ સત્ય કથન કરતાં કહેવું પડે છે કે ચોથા નંબરે આપ પોતે મૂર્ખની શ્રેણીમાં સાથ પૂરો છો. કેમકે આ દિવાલ જેવા સ્થાનકે મોરનું આગમન કયાંથી સંભવે એવો સહજ ખ્યાલ પણુ આપશ્રીને ન ઉદ્દભવ્યો !" કલ્પના ગુંફિત મંચના એ ચાર પાયા.

ત્યાંતો પિતાના પગલાં થયા. એટલે વાત અહીંથી અટકી. ભોજન પૂર્ણ થયે ચિતારાની અંગજા ગૃહને પંથે સંચરી અને રાજન્ પણુ બાહ્યથી ચિત્રસ્થાનનું દ્રશ્ય નિરખતો પણુ અંતરથી કનકમંજરીની વચન ચાતુરીથી રંજીત થઈ અને તેણીના રૂપથી આકર્ષિત બની દરબાર પ્રતિ વળ્યો. મંત્રીવરે કેટલાયે નવા-જુના વર્ણુનો કરવા માંડયા છતાં

આજે રાજેશ્વરનું ચિત્ત ઠેકાણે હતું જ ક્યાં કે સીધો પ્રત્યુત્તર મળે ! અચાનક તે તો ચિતારાની કન્યાદ્વારા ચોરાયું હતું એ વાત આખરે બૃહસ્પતિના વંશજથી અજ્ઞાન ન રહી. વણિકકળાને પ્રેમરકત ભૂપ જેટલી ચિત્રકતનુજાની પ્રાપ્તિ અલભ્ય નહોતી ભાસતી. ઝટ તેણે ભૂંગળપટો વીંટી લઈ, ખરીતાના દફ્તર પાછા બાંધવા માંડયા. કાર્ય સંકેલી લઇ રાજાના કોડ પૂરા કરવા સારૂ તે ચિત્રાંગદના ઘેર પહોંચ્યો. એટલું કહેવું કાફી છે કે સ્વબુદ્ધિ કૌશલ્યના બળથી કનકમંજરી અલ્પ કાળમાં, ચિતારાની એકલવાયી પુત્રી મટી, રાજરાણી બની અને એ સાથે નિર્ધન એવો ચિત્રાંગદ, છત્રપતિનો શ્વસુર થવાથી ધનવાન્ થઇ પડયો.

નરપતિને ઘણી રાણીઓ હતી, છતાં આજનો વારો નવ પરિણિત કનકમંજરીને આપવામાં આવ્યો. કનકમંજરી, ચિત્રકતનયા છતાં અતિ દક્ષણાળા હતી. યૌવનાંગણે તાજી જ પ્રવેશ કરતી હતી. કેવળ ભાગ્યે તેણીનું આવું ગૌરવ ગોઠવ્યું હતું. તેને ટકાવી રાખવારૂપ પુરૂષાર્થ કરવાનું પોતા પર અવલંબી રહેલ છે એ વાત તેણી સમજતી હતી. મદનિકા નામા પોતાની ખાસ દાસીને તેણીએ અમુક વાત પ્રથમથી જ પઢાવી રાખી હતી અને સુચના પણ આપી હતી કે જ્યારે રાજવી મારા આવાસમાં પધારે કે તુરત જ ત્હારે મારા શયનગૃહની બહાર ચાલ્યા જવું અને જ્યારે હું સ્વામીના ચરણ તલાંસતી નીચે બેસું કે ધીમેથી દ્વાર ઉઘાડી અંદર આવી મને કોઇ વાત કહી સંભળાવવા માગણી કરવી.

મદનિકા આ મંત્રનું રહસ્ય બરાબર સમજી ગઇ. મહારાજ પધાર્યા. પતિ-પત્નિ રંગભેર પરસ્પર ભેટયા. કેટલોયે કાળ વાર્તાવિનોદમાં વ્યતીત કર્યો અને જ્યાં શય્યાપર ભૂપ આળોટવા લાગ્યા કે તરતજ કનકમંજરીએ નીચે બેસી નાથના પગ ચાંપવાની શરૂઆત કરી. બ્હાર રાહ જોતી મદનિકા પણ ધીમેથી અંદર દાખલ થઇ રાણીને ઉદ્દેશી કહેવા લાગી.

સ્વામિની ! કોઈ અચમ્બિજ ઉપજાવે તેવી વાત તો કહો.

મદનિકા ! જરા પ્રાણાધારને નિદ્રા આવવા દે પછી હું વાત કરીશ. રાજાને ભાર્યાના આ ઉત્તરથી કુતુહળ થયું. એને પણ કથા સુણવાના કોડ થયા. તરતજ કપટ નિદ્રા લેવી શરૂ કરી અને વામાની વાતલડી શ્રવણ કરવા ઉત્સુક બની રહ્યો.

મદનિકાએ પુનઃ કહ્યું કે—સ્વામિની ! જુઓને મહારાજ તો ઉંઘી ગયા છે, તો હવે વાત કહેવી શરૂ કરોને. આપની વાત કહેવાની કળાથી હું ગાંડીતુર બની ગઈ છું. !

# પ્રકરણ ૨૯ મું

## બુદ્ધિવર્ધક વાણીવિલાસ.

" પરિશ્રમથી ક્લાન્ત થયેલ મગજોમાં વાર્તાવિનોદથી અદ્ભૂત શાન્તિ પથરાય છે, એટલું જ નહિં પણ સંગ્રહિત થયેલ થાક, અંશુમાલિના તીક્ષ્ણ તાપમાં જેમ બરફ ઓગળવા માંડે છે, તેમ તરત જ ઘટવા માંડે છે અને અલ્પકાળમાં અકલ્પનીય તૃપ્તિના આહ્લાદનો ઉભરાવા લાગે છે. "

કુનકમંજરીની પહેલી વાત શરૂ થાય છે. અત્રે એ ભુલવું જોઈતું નથી કે, આ સર્વ વ્યતિકર જંગલમાં મંગળરૂપ બનેલ પ્રાસાદમાં ભૂપ સિંહરથ સમક્ષ પત્નિરૂપે સ્વીકૃત કરાયેલી અજ્ઞાન યુવતિ વર્ણવી રહી છે. અને આ સર્વ વૃતાંત ચોથા પ્રત્યેકબુદ્ધ પોતાની આત્મકથની ઉખેળતા કહી રહ્યા છે.

વસંત નગરમાં ધન-ધાન્યથી જેની સમૃદ્ધિનું લેખું નથી થઇ શકતું એવો શ્રીમાન્ અમરશ્રેષ્ટિ વસે છે. એકદા તેના મનમાં એકાદ દેવાલય કરાવવાનો ભાવ ઉપજ્યો. શુભ મુહૂર્તે તેના ગણેશ મંડાયા. કારીગરોએ પણ સ્વ કૌશલ્યનો યથેચ્છ વિસ્તાર કરી અદ્ભુત પ્રાસાદ તૈયાર કર્યો. એના એકાદા ભાગ ઉપર જનતાને ચમત્કૃતિનું કારણ થઇ પડે એવી એક હાથ ઉંચી દહેરી શિલ્પકળાનો જાણે સાક્ષાત્ અવતાર ન હોય એવી રચી. અમરશેઠે પણ અંત-

ચણીમાં ઉમેરો કરવારૂપ ચાર હાથની પ્રતિમા તેમાં પધરાવી. જોતજોતામાં આ વિચક્ષણ દેવાલયની વાત કર્પુરની સુગંધી માફક દેશોદેશ પ્રસરી રહી. વાત શ્રવણે પડતાં જ શ્રોતાને મન પ્રશ્ન ઉદ્‌ભવતો કે ભલા, એક હાથની ઉંચાઇવાળી દહેરીમાં ચાર હાથની પ્રતિમા માઇ કેમ શકે? આમ છતાં ચક્ષુએ જોતાં સત્ય સમજાતું અને સૌ કોઇ આનંદ પામતું.

આટલું સુણુતાં જ મદનિકા એકદમ બોલી ઉઠી, સ્વામિની ! આવી અસંભવિત વાત તમો શું વદી રહ્યા છો? જ્યાં ઉંચાઇ જ માત્ર એક હસ્તપ્રમાણ હોય ત્યાં વળી ચાર હસ્તના દેવ સમાય જ ક્યાંથી ! કદાચ દેવશક્તિ માનીએ તો પણ દહેરીની ઉંચાઇ તો વધવી જ જોઇએ કિંવા એના મધ્યભાગે પોલાણ હોવું ઘટે !

સખિ! એ વાત સાવ સાચી છે છતાં મારી આંખમાં નિંદ ભરાઇ છે એટલે એનો ખુલાસો આવતી કાલે હું કરીશ. ખોટી ઉંઘનો વેશ ભજવતા ભૂપાળને પણ આનું રહસ્ય જાણવાની જીજ્ઞાસા જન્મી એટલે બીજે દિને પણ ત્યાં જ આગમન થયું. યથા સમયે વાર્તાલહરી શરૂ થઇ. મંજરીએ સ્પષ્ટિકરણ કરતાં જણાવ્યું કે 'ચાર હાથની મૂર્તિ' નો અર્થ ચાર હાથની ઉંચાઇ કરવાનો નથી, પણ ચાર હાથવાળી મૂર્તિ કરવાનો છે. ચતુર્ભુજ દેવ તો મુરારિ મનાય છે એટલે એ નાનીશી દહેરીમાં, નાનીશી મુરારિની મૂર્તિ સ્થાપી હતી.

હવે બીજી કથા. એક નૃપે બે ચોરને પકડીને એક મંજુષામાં વહેતા મૂકી દીધા. હવાનો અવરજવર થઇ શકે તેવા છીદ્રો ઉપરના ભાગમાં હોવાથી ઉભય જીવતા રહ્યા. પ્રવાહમાં તરતી એ મંજુષા પવનથી પ્રેરાઇ સમુદ્રતટ પર આવી પહોંચી. કાંઠે ઉભેલા કોઇ વણિકોએ એને દીઠી એટલે તરતજ બહાર કઢાવી જ્યાં ઉઘાડે છે ત્યાં તો એમાંથી ક્ષુધા તૃષાથી જેના અંગો શુષ્કતાને ધારણ કરી રહ્યાં છે એવી સૂકલકડી ત્વચાવાલા માનવયુગલને જોઇ, સૌ આશ્ચર્ય પામ્યા. સહજ પ્રશ્ન પૂછાયો કે આમ કેટલા દિનથી રીબાવ છો ? ત્યાં તો એકે ઉત્તર આપ્યો કે દયાળુ ! મંજુષામાં પૂરાયાને આજે ત્રીજો દિવસ છે. તરતજ એમને આહાર-પાણીથી સંતોષવામાં આવ્યા. બૃહસ્પતિના વંશજ તરિકે ઓળખાવવાનું જેમને મહદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે એવા અન્ય વાણિકોને વિચાર થયો કે કેવળ સાગરની સપાટી પર, અને પેટીમાં પૂરાયેલી દશામાં જેમનો સમય પસાર થયો છે એવા આ તસ્કરોને દિન-રાતની ગણત્રી લાધી શી રીતે ?

મદનિકા તરતજ પોકારી ઉઠી કે સ્વામિની ! મને પણ એજ આશંકા થાય છે કે મંજુષામાં રહ્યા રહ્યા તેમણે એ વાત શીરીતે જાણી ?

વાચક ! જે કાળની વાત થાય છે તે કાળે હાલની વીસમીસદી જેવા ઘટિકાયંત્રો અગર તો અંધારામાં પણ સમયનો આંક દરી દેખાડે તેવા રેડીયમનાં ઘડીઆળો ન

હતા. એટલું સ્મૃતિપટમાં કોતરી રાખીને જ આ કોયડાનો ઉકેલ કરવાનો છે.

જો કે મદનિકા જવાબ મેળવવા માટે આતુર બની હતી; છતાં ચિત્રકતનયાને તો આવતી કાલ પર એનું નિરાકરણ છોડવું હતું. એટલે ભેંસનું મીઠું દહીં ખાધાથી ઉંઘ આવે છે એવું નિમિત્ત દર્શાવી ઇત્યલમ્ કર્યું.

ત્રીજી રાત્રિએ મંજરીએ પ્રથમ કહી સંભળાવ્યું કે મદનિકા ! એ બે ચોરમાંના એકને તરીયો તાવ આવતો હતો એટલે ત્રીજા દિવસની ગણત્રી તેણે તાવના વારા પરથી બાંધી હતી. આમ સમશ્યા રૂપી આખ્યાયિકાનો રસ વૃદ્ધિંગત થતો ચાલ્યો. નૃપનું અંતર પણ એ અર્થે ઉત્સુક બન્યું. એટલે ઈતર લલનાઓના આવાસે જવાનું માંડી વાળી હાલ તો રાજવીએ આ નવલિકાના મહેલે જ ધામા નાંખ્યા. આમ જોઇતું હતું ને વૈદે કહ્યું એવું થયું. ચિત્રકબાળા પણ પ્રતિનિશાયે નવા નવા કોયડા રજુ કરતી જાય અને જવાબની મુદત બીજા દિવસ પર નાખતી જાય 'ગુરૂ–શિષ્યને લાડુની વહેંચણી' 'મંડપ અને ઉપર નીચે વસતા પંખીઓ' 'ત્રણ તસ્કર અને ષટ સૌનેયાના ભાગ' અને 'બાર વર્ષે આવેલ પ્રીતમ' આદિ નવિન નવિન આખ્યાયિકાઓ સાંભળવાને અર્થે તેણીએ પોતાના પતિને લાગલાગટ મહિનાઓ સુધી પોતાના આવાસે આવતો કરી દીધો. જેથી બીજી રાણીઓને ચિતારીપર અતિ તિરસ્કાર છુટયો. ઈર્ષા

ગ્નિથી તેમનાં હૃદય પ્રજ્વલિત બન્યા. તેઓએ આ નવ વ-ધુના છિદ્રો શોધવાના અને એ દ્વારા સ્વામીની પ્રીતિ એના પરથી ઉતારવાના પ્રપંચો આદરી પણ દીધા; છતાં સત્યને શો ભય હોય! મંજરી ચિત્રકારની પુત્રી છતાં ધર્મ–નીતિપરાયણ યુવતિ હતી. પતિને રીઝવવા નિમિત્તે જો કે તેણીએ મદનિકા સહનો વર્તાલાપ ગોઠવ્યો હતો; છતાં તેણીના દિલમાં પોતાની સપત્નીઓ પ્રત્યે રંચમાત્ર અસૂયા નહોતી. સામન્ય કુલોત્પન્ના બાળા હોવાથી ધરણીપતિ સમા ધણીનું દિલ જીતવાને વધુ પ્રયાસ કરવો એ તેણીનો ધર્મ હતો જે પોતે બજાવી રહી હતી; પણ એ સાથે પોતાની મૂળ સ્થિતિને મુદ્દલ વિસરી નહોતી ગઇ; સુખ સમૃદ્ધિના સદ્ભાવે નતો તે ઘેલી બની હતી. કિંવા ગર્વાંધ થઇ હતી. પ્રતિદિવસ મધ્યાહ્ન કાળે પોતાના આવાસમાં એકાંતે તેણી ચિત્રકપુત્રી તરિકેનો સાદો પોશાક ધારણ કરી ઘડીભર આત્મનિંદામાં રકત બનતી. ચેતનને શીખ દેતી કે—વૈભવ પ્રાપ્તિથી જરાપણ અભિમાન ન ધર. અંશમાત્ર કુલક્ષણી ન બન, સમતાનું પાલન કર.

દાસી દ્વારા તેણીની આ એકાંત ભાવના રાણીવૃંદના જાણવામાં આવી. તેમણે તરતજ કયાસ કર્યો કે જરૂર એમાં કંઇ કાળું છે. યોગ સાધી એ વાતમાં મીઠું મરચું ભભરાવી ભૂપના કાન ભંભેર્યા. ચતુરાની કળાથી મંત્રમુગ્ધ બનેલ ભૂપતિએ નવોઢાની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. પાપી પાપેન પચ્યતે અથવા તો 'ખાડ ખોદે તે પડે' એ ટંકશાળી વચન છે.

ભાગ્યના ચમત્કારથી કનકમંજરીને પરીક્ષા પણ સારા માટે થઇ પડી. પ્રસન્નપણે ક્ષિતિશે સારો યે વ્યતિકર શ્રવણ કરી બાળામાં રહેલ અમાપ પ્રવીણતા અને એ સાથે અગાધ સમતા તેમજ અવર્ણનીય ધર્મપ્રિયતાનો સરવાળો મૂકી, તેણીને પટરાણી પદે આરૂઢ કરી. આમ દૈવી રીતે કરંડકમાં ફસાયેલ ક્ષુધાર્ત નાગને મૂષકના કરકોલવાથી ભક્ષ અને છુટકારો ઉભય પ્રાપ્ત થયાં હતાં. તેમ મંજરીને પણ નાથની અખંડ પ્રીતિ અને રાણીવૃંદમાં અગ્રસ્થાનનો લાભ થયો. પ્રપંચી સૂત્રધારોના હાથ હેઠા પડ્યા. જીતશત્રુ રાજવીને પણ કંદર્પ-કળા-કુશલા રમણી સાથે વિલાસમાં કાળ વ્યતીત કરતાં પુત્રમુખદર્શનનો લાભ થયો. વળી ધર્મરૂપ અનુપમ ગુલાબની વાસથી વાસિત અંતઃકરણ છે જેનું એવી મંજરી સહુના સંપર્કથી ધર્માભિમુખતા પણ સહજ આવવા માંડી. એકદા વિમલચંદ્રસૂરિજીની દેશના સાંભળીને ઉભયે શ્રાદ્ધધર્મોના સુંદર ચિન્હ સમા દ્વાદશવ્રત અંગીકાર કરી દાન, શીયળ, તપ અને ભાવરૂપ ચતુર્વિધ ધર્મનું પાલન કરવા માંડ્યું.

સ્વામીન્ એ વાતને વર્ષોના વહાણા વાયા. એકદા અચાનક કનકમંજરીની તબિઅત બગડી ગઇ અને અંતકાળ સમીપમાં ભાસમાન થયો. તરત જ સમજશીલ એવી તેણીએ અનશન ગ્રહણ કર્યું અને આયુષ્યનો છેડો આવતાં પંચત્વ પામી સ્વર્ગમાં દેવપણે ઉપની. ત્યાંથી ચ્યવી વૈતાઢ્યગિરિ પર આવેલા તોરણપુર નામા વિદ્યાધરના નગરમાં

દૃઢશકિત નૃપને ઘેર પુત્રીપણે અવતરી. કનકમાલા એવું નામ સ્થાપવામાં આવ્યું. એ પછી થોડે કાળે તોરણાધિપતિને ત્યાં એક પુત્ર જન્મ્યો, જેનું નામાભિધાન કનકતેજ રખાયું. ઉભય સંતાન દ્વિતીયાના શશિ સમ કળા-નૈપુણ્ય અને રૂપમાં પ્રગતિમાન થતા ગયા. જોબનવતી કનકમાળાને જોઇ, દૃઢશકિતને વરની ચિંતા થવા માંડી. દરમીઆન નભ પ્રદેશે વિચરતા એક સુરના દૃષ્ટિપથમાં એ સુંદર તન્વાંગી આવતાં સહસા તેણે એનું હરણ કર્યું. કલ્પાન્તથી નજીકમાં રહેલ કનકતેજને એ વાતની જાણ થતાં, તરતજ તે વાસવપુંઠે ધાયો. આમ છતાં દ્રુતગતિવંત દેવ પલકારામાં અદૃશ્ય થઇ, અરણ્ય વચ્ચે એકાકી, ને સાગરના અગાધ જળ રાશિ મધ્યે દીવાદાંડી સમો સ્વાંગ ધરતાં આને પ્રાસાદમાં મુકી તરત જ પાણિગ્રહણ વિધિની સામગ્રી અર્થે નિકળી પડયો. દૈવી શકિત આગળ શું અસંભવિત હોય! અલ્પકાળમાં જ સાધનો સહ તે આવી પહોંચ્યો અને મારી અનિચ્છા છતાં વિવાહની ક્રિયા આરંભી, ત્યાં તો કનકતેજ શોધતો ધસી આવ્યો અને આરંભ અધુરો રહ્યો. ઉભય વચ્ચે ખડ્ગીની પટાબાજી તુમુલપણે પ્રવર્ત્તી રહી. ઉભયને ઘણા ઘા લાગ્યા અને આખરે પરસ્પરના આઘાતથી ઘવાયેલા તેઓ ભૂમિપર પડયા.

નાથ! આપે નિશ્ચયપૂર્વક માની લેવું જોઇએ કે એ કનકમાલા અન્ય કોઇ નહિં પણ આપ સમક્ષ કથની કથી રહેલી, આપની અર્ધાંગના હું પોતેજ. ભાઇના મૃત્યુથી હું

તો બેબાકળી બની ગઈ. આવા ઘોર જંગલમાં હવે મારૂં શું થશે એ ભયથી ડરી ઉઠી ત્યાં તો વળી કોઈ બીજો વ્યંતર 'હું તારો પિતા થઉં છું' એમ કહેતો મારી સામે ખડો થયો. હું પ્રશ્ન કરૂં તે પહેલાં તો અન્યના પગલાં કાને પડયા. દેવમાયાથી વ્યંતરે મને શબવત્ કરી મૂકી. આવનાર વ્યક્તિ તો દૃઢશક્તિ વિદ્યાધર—અરે! મારો જનક પોતે હતો. મૃતક ત્રિપુટી નિહાળતાં જ, એનું અંતર વલોવાઇ ગયું. સંતાન વિરહે સહજ વિરાગ પ્રાદુર્ભૂત થયો. સંસારની અસારતા દૃષ્ટિ સામે નાચી રહી. તરત જ પ્રવજ્યાનો જાતે સ્વીકાર કર્યો. વ્યંતરે પુનઃ મને સજીવન કરી. પળપૂર્વે મુનિ થયેલા મારા જન્મદાતાને મેં બનેલ બનાવ ટૂંકમાં કહી સંભળાવ્યો. વ્યંતરે પણ દૃઢશક્તિ મુનિ સમક્ષ મેં જે પૂર્વ ભવ આપ સમક્ષ વર્ણવ્યો તે વિસ્તારથી નિવેદન કરી, અંતમાં જણાવ્યું કે ચિત્રકાર ચિત્રાંગદનો જીવ તે હું પોતે. અંતકાળે રાજાએ મારા પ્રત્યેના સંબંધથી મારી સમક્ષ હાજર રહી મારી પુત્રી માફક સર્વ જાતની ક્ષમાપના કરાવી. તેના પ્રભાવથી હું વ્યંતર નિકાયમાં દેવ થયો. ભ્રમણ કરતાં અત્રે આવી ચઢયો. આ દુઃખિની બાળાને નિરખતાં કરૂણા ઉપજી. જ્ઞાન ઉપયોગથી મમ પૂર્વભવની પુત્રી જાણી સ્નેહ પૂર્ણસ્વરૂપે પ્રગટી ઉઠયો. તમારૂં આવવું થતાં, એ તમારી સાથે આવશે તો મારાથી વિખુટી પડશે એમ સમજી તેને મેં મૃતપ્રાય બનાવી દીધી; પણ આપ તો એથી જૂદા જ

માર્ગે વળ્યા, તો હે મહારાજ! વિપ્રતારણું કરવારૂપ મારા એ અપરાધની ક્ષમા આપશો.

વ્યંતર! ત્હારા નિમિત્તથી તો પવિત્ર વેશની મને પ્રાપ્તિ થઇ એ ઉપકાર મોટો છે, એમ કહી આત્મમંથન અર્થે મુનિ તો ચાલી નિકળ્યા. ઉહાપોહ કરતાં મને જાતિ-સ્મરણ જ્ઞાન થયું એટલે વ્યંતર કથિત સર્વ વ્યાન મારા ચક્ષુઓ સામે તરવરતું મેં નિહાળ્યું.

વ્યંતર એવા તાતને મેં પ્રશ્ન કર્યો કે મારો પૂર્વ ભવનો સ્વામી મને આ ભવમાં મળશે ખરો ? કિંવા મારો પતિ કોણ થશે ?

અવધિજ્ઞાનના ઉપયોગથી એ ચિત્રાંગદના જીવે કહ્યું કે ત્હારા પૂર્વભવનો સ્વામી જ આ ભવે ત્હારો પતિ થશે. એનું નામ સિંહરથ છે અને પુંડરવર્ધનપુરનો તે માલિક છે. એકદા વક્ર વાજીથી અપહરિત થઇ તે આ તરફ આવી ચડશે અને ત્હારી સાથે તેનો યોગ સંધાશે. પુત્રી! તું જરાપણ મુંઝાઇશ નહિં. ત્યાં લગી ત્હારી રક્ષા કરતો હું અત્રે શોભીશ.

એ વ્યંતર હજી કાલે જ મેરૂપર્વત પરના ચૈત્યોને વંદન કરવા અર્થે વિદાય થયો છે અને આ તરફ આપ ભાગ્યશાળીનાં પુનિત પગલાં પણ થયાં છે. વિવાહની શીઘ્રતા પણ આથી આપશ્રીને યથાર્થ સમજાઇ ચુકી હશે.

રાણીએ દોરેલા આખા ચિત્રપર મને ઉહાપોહ થવો શરૂ થયો અને ટુંક સમયમાં જ જાતિસ્મરણ જ્ઞાન ઉપજ્યું. શ્રવણ કરેલાનો સાક્ષાત્કાર થતાં અપાર આનંદ ઉદ્ભવ્યો. ચિત્રાંગદ જીવ વ્યંતર પણ આ અવસરે પાછો આવી ચુકયો. જંગલમાં મંગળ વર્તી રહ્યો. જળ પ્રવાહ સમ દિવસો વીતી જવા લાગ્યા. એક વેળા માતૃભૂમિ સાંભરી આવી. વૈરી રાજા તરફથી મારી ગેરહાજરીમાં શું શું બની ગયું હશે તેની ચિંતા ઉપજી. આ વિચાર વ્યકત કરતાં જ કનકમાળાએ પ્રજ્ઞપ્તિ વિદ્યા સિદ્ધ કરવાનો સરળ માર્ગ દેખાડયો. આ રીતે એ વિદ્યાની સાધના કરી આકાશગમન કરવાની કિંમતી શકતિ મેળવી. નભ માર્ગે નગર પ્રવેશ કરતાં મને ( ઇશને ) ભાળી, ચીરકાળથી વિરહવ્યથા અનુભવતી પ્રજા હરખાઈ ગઇ અને સર્વત્ર મંગળતુર વાગવાં શરૂ થયાં.

# પ્રકરણ ૩૦ મું

## આમ્રવૃક્ષ કે બોધિવૃક્ષ ?

"જ્ઞાની પુરૂષો કહે છે કે તત્ત્વગવેષી આત્માઓને આશ્રવના કારણો સંવરરૂપે પરિણમે છે અને તેથી ઉલટું ઓઘસંજ્ઞી જીવોને સંવરના નિમિત્તો મળવા છતાં આશ્રવરૂપે પરિણમે છે. એ કારણથી જ 'નિમિત્ત વાસી આતમા મનમોહન મેરે' કિંવા A man is the creature of circumstance જેવી વાક્યશ્રેણી પ્રવર્તે છે. આથી એટલું તો સિદ્ધ થાય છે કે જ્ઞાનવિહુણું જીવન કેવળ પશુજીંદગીવત્ વિડંબના રૂપ છે. 'જ્ઞાન વિના પશુ સારિખા જાણો એણે સંસાર' એ ટંકશાળી વચન છે."

સિંહરથ એવો હું–તેને પૂર્વભવની પ્રિયા આ ભવે વિદ્યાધરીરૂપે પ્રાપ્ત થવાથી એનામાં અતિશય રકત થયો. બે ચાર દિન રાજધાનીમાં રહેતો ને તરત મારૂં મન સપ્ત ભૂમિના પ્રાસાદે પહોંચી જતું. આંખના પલકારામાં વિદ્યાબળે ત્યાં જઇ ચઢતો ને મહિનાના મહિના અનંગ વિલાસમાં ગાળી નાંખતો. વળી રાજકાજ સ્મૃતિપટમાં તાજું થતાં કદમ નગરભણી માંડતો. મારા આવા ગમનાગમનથી લોક સમુદાયે મારૂં 'નિગ્ગઈ' એવું સ્વભાવસિદ્ધ નામ પાડયું.

વર્ષાકાળની હેલી માફક કેટલોયે સમય વહી ગયો.

ત્યાં એક દિવસ વ્યંતરે વિજ્ઞપ્તિ કરી કે મહારાજ ! ઇંદ્ર-મહારાજ તરફથી મને બોલાવવામાં આવ્યો છે અને ત્યાં કેટલોક સમય સ્થિરતા કરવી પડશે. માટે આપ હવે કનકમાળાની સંભાળ આપનાજ શિરે ઉપાડી લ્યો અથવા તેણીને મારી ગેરહાજરીમાં જરાપણ અસુખ ન થાય તેવો શીઘ્ર પ્રબંધ રચો.

પ્રેમી શું ન કરે ? ઝટપટ કારીગરોને નિમંત્રી પુંડરવર્ધનપુરની સમીપમાં કનકપુર નામા નવું નગર વસાવવામાં આવ્યું. ઉત્તુંગ શિખરોથી શોભતા મંદિરો મધ્યભાગમાં ખડા કરવામાં આવ્યા અને ધનવંત વ્યવહારીઓથી નવું નગર દીપી રહ્યું. અઢારે વર્ણોનો ત્યાં વસવાટ થયો; રાણી કનકમાળા પણ ધર્મવાસિતહૃદયા હોવાથી અહર્નિશ–જીનપૂજન અને સ્વાધ્યાયધ્યાનમાં રક્ત બની, મારી સહ ધર્મ, અર્થ અને કામરૂપ ત્રિવર્ગને સાધવા લાગી. પૂર્વજન્મના સુસંસ્કાર યોગે અમ દંપતિનું ચિત્ત સંસારાસક્તિમાંથી શનૈઃ શનૈઃ પાછું હઠવા માંડયું. ક્રમશઃ એકદા કર્મપાશ તોડવાનો સુયોગ સાંપડયો. હયગય રથ યુક્ત પરિવારે પરવરેલો હું ઉદ્યાન તરફ કુચ કરી રહ્યો હતો, ત્યાં માર્ગે અતિ સુંદર એવો એક સહકાર ( આમ્રવૃક્ષ ) મેં જોયો. એનાપર માંજર મ્હેકી રહી હતી અને મોટી-મોટી લુંબો લટકી રહી હતી. કોયલના ટહુકડાથી વાતાવરણ ગુંજાયમાન થઇ રહ્યું હતું. મધુકરો ચોતરફ રસલુંટન અર્થે ઉડી રહ્યા હતા. કુદરતની આ અજબ લીલા

જોતાં જ મને માંજર ગ્રહણ કરવાની વૃત્તિ જન્મી અને હસ્તવડે લઇ પણ લીધી. આગળ વધી ઉદ્યાનમાં પહોંચતાં સુગંધાપૂર્ણ તરૂતળે, લલના સહ ક્રીડામાં કેટલોક કાળ નિર્ગમન કરી પુન: એજ રસ્તે પાછો ફરી આમ્રવૃક્ષ તરફ દૃષ્ટિપાત કરૂં છું ત્યાંતો તેની ફલ-ફુલના ભારથી ઉત્પન્ન થયેલી સુંદરતા ક્યાંએ અદ્રશ્ય થઇ ગઈ ! અલ્પાવધિમાં આ ભયંકર પરિવર્તન શું ! તપાસ કરતાં માલુમ પડયું કે ' महा जनो येन गतः स पन्थाः ' અર્થાત્ મેં લીધેલી એક માંજરના દાખલાથી મારી પાછળ સારા પરિવારે અને નિકટવર્તી જનતાએ એ સહકાર સહ સંપૂર્ણ સહકાર કરી તેનાં ફળ-ફુલ ને પાન સુધાં ચુંટી લીધા. સ્વસ્વાર્થ-પૂર્તિમાં એની કારમી દશા કરી નાંખી ! અશ્વારૂઢ એવો હું ઘડીભર ત્યાં થંભી ગયો. અનુચર વર્ગમાં હવે શું થશે એવી ભીતિનો સંચાર થયો. આમ છતાં મારા મનોક્ષેત્રમાં તો કંઇ જુદીજ તરંગાવળી વહી રહી.

અથિર જીવનો આઉખો, ડાભ અણી જીમ ઓસ;
અથિર રાજરિદ્ધિ સંપદા, ઉત્તમ ન કરે સોસ.

અથિર જોબન નરનારિનો, જાણી નદીનો વેગ;
અથિર કુટુંબ સહુકો મિલ્યો, પગ પગ અધિક ઉદ્વેગ.

અથિર રૂપ કાયા તણો, ઇંદ્ર ધનુપ જિમ રંગ;
અથિર માન રાજા તણો, જાણે ગંગ તરંગ.

અથિર અનિત્ય અસાસતો, એ સંસાર અસાર;
ઇમ ચિંતવતાં લાધીયો, ત્યાગભાવ એકસાર.

તરતજ તુરંગપરથી હેઠો ઉતર્યો ' મન ચંગા તો કથરોટમાં ગંગા ' એ ઉકિત અનુસાર મમ અંતરગત ભાવના અનુસાર શાસન દેવતાએ સાધુનો વેશ મારી સન્મુખ ધર્યો. મેં પણ ઉછળતે હૃદયે તે ગ્રહી લીધો. એની પહેલી અસર કનકમાળા પર થઇ. તેણીએ પણ પ્રવ્રજ્યા સ્વીકારી આત્મજ્યોતિ પ્રગટાવવાના પવિત્ર પંથે પ્રયાણ કર્યું. હું પણ ગામ નગર આકાર ક્ષેત્ર આદિ સ્થાનોમાં પરિભ્રમણ કરતો દશ પ્રકારના યતિધર્મનું નિરતિચારપણે પાલન કરતો. આત્મહિતકારક પાથેયને પ્રતિક્ષણ ગ્રહતો અને ક્ષુધા, તૃષા, શીત, ઉષ્ણ, ડંસ, અચેલક, અરતિ, સ્ત્રી ચર્યા, નિષધા, શય્યા, આક્રોશ, વધ, યાચના, અલાભ, રોગ તૃણસ્પર્શ, મળ, સત્કાર, પ્રજ્ઞા, અજ્ઞાન અને સમ્યક્ત્વ રૂપ બાવીશ પરિસહોને પ્રતિકુળતા કે સાનુકુળતાના લેશ માત્ર વિચાર વગર સમભાવે સહન કરતો અને અહર્નિશ અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ, આશ્રવ, સંવર, નિર્જરા, લોકસ્વભાવ, બોધિદુર્લભ અને ધર્મભાવના નામા દ્વાદશપ્રકારી આત્મોન્નતિ જનક વિચારણાનું રટણ કરતો પૃથ્વીતળ પર વિચરતો અચાનક અહીં ઉપસ્થિત થયો છું. ત્રણ મહાનુભાવોના અનુપમ બોધપાઠરૂપ ચરિત્રો સુણવાથી કેટલાયે નવિન આહ્લાદોમાં સ્નાન કરી

આપ ક્ષિતીશના આગ્રહથી મારી લજ્જાસ્પદ કહાણી કહેવા પ્રેરાયો છું. આજે તેનો છેડો આવે છે.

ભૂપાળ ! વર્ષાકાળ રૂપ ચાર માસો પુરા થવાથી સાધુજનો માટે વિહારની વાડના દ્વાર જેમ ખુલે છે તેમ અમ ચતુષ્કની આત્મ કહાણીઓ વર્ણવવા રૂપ પ્રતિજ્ઞા પૂર્ણ થવાથી આપે અન્યત્ર વિચરવા રૂપ અનુજ્ઞા આપવા સ્વકીય મુખ-પદ્મના દ્વાર ઉઘાડવા ઘટે.

' સરિતા ને સાધુ વહેતાંજ નિર્મળા ' એ લૌકિક ઉક્તિ અફસાર તપોધન ! આપને હું કયાં સુધી રોકી રાખી શકવાનો ! ત્યાગી જીવનને બંધન સંભવે પણ ખરાં ! છતાં આજને આજ એની વિચારણા ન ઘટે. પ્રભાવિક ચિંતા-મણીના સંગથી જ્યારે લોહ પણ સુવર્ણરૂપ થાય છે તો આપ સરખા પુનિતોથી હું પણ જરૂર પૂર્વ કરતાં વધુ શુદ્ધ થવાની ઇહાવાળો છું માટે થોડું થોભવા વિનંતી છે.

# પ્રકરણ ૩૧ મું.

કૈવલ્ય જ્યોતિઃ—

"કેવળજ્ઞાન અર્થાત્ વિશ્વપરના પ્રતિક્ષણે બનતાં બાહ્ય-અંતર-ભાવોને જણાવનારૂં અપૂર્વજ્ઞાન. એ સર્વ પદાર્થોમાં ઉત્કૃષ્ટતમ વસ્તુ છે, એની પ્રાપ્તિ એટલે અનંતકાળના સંસાર પરિભ્રમણમાંથી કાયમ માટેનો છુટકારો. એની પ્રાપ્તિ એટલે શિવસુંદરીના અનુપમ મહાલયમાં પ્રવેશવાનો અપરિવર્તનીય પરવાનો. એની પ્રાપ્તિ એટલે સમભાવ દશાનો પૂર્ણ સાક્ષાત્કાર ! પણ એ અણમૂલી ચીજની પ્રાપ્તિ ધાર્યા જેટલી સુલભ નથી ' ભાવ ' રૂપી દીવ્યચૂર્ણના મિલાપ વિના ઇતર કોઇ પણ જાતની ભકિત કે શકિત, તપ કે જપ, દાન કે ધ્યાન, ત્યાગ કે વૈરાગ્યની ત્યાં સીપારસ પહોંચતી નથી ! ભાવની શ્રેણી વિના એનો કિનારો લાધે તેમ નથીજ. **तस्माद् भावो हि कारणम्** "

**રો**જનો સમય થઇ ગયા છતાં આજે નૃપ વિજ્ઞાનવીર હજુ કેમ જણાતા નથી ! ગમે તેમ પણ આપણા સર્વેએ અહીંથી ડેરા ઉપાડવા ઘટે ! ' આત્મદર્શન વિહુણા આપણે હજી કયાં લગી ભટકવાનું હશે એની પ્રતીતિ પ્રભુ શ્રી વર્ધમાન સ્વામીના મુખથી કરવી ઘટે.

ઉપરના વાકયો ઉચ્ચારતાં મુનિપુંગવ કરકંડુએ ખાજ ખણવા સારૂ કપડાના છેડા પર બાંધેલી એક સળી કહાડી. બાળપણથી ખાજ ઘણી આવતી હોવાથી આ શલાકા તેમણે

-સંયમ સ્વીકાર્યો ત્યારથી સાથે રાખી હતી. પૂર્વે એ દ્વારા ખાજ ખણીને કેટલીયેવાર તૃપ્તિ મેળવેલી. આજે પણ ખાજ ખણીને મુનિશ્રી પુનઃ તેને વસ્ત્રગ્રંથીમાં વિંટાળવા લાગ્યા.

દુમુહ સાધુને આ સાદી બાબતમાં જુદું જ સત્ય ભાસ્યું. તરત જ તે બોલી ઉઠયા. આહાહા ! રાજઋદ્ધિ આદિ સકળ માયાજાળને સર્પ કાંચળીની માફક છોડનાર સંતનું દિલ હજુ આ સળીમાં રહેલું છે ! મોહવૃત્તિ વિના એનાં આવાં જતન હોય ! આપ સરખા નિષ્કલંક ચારિત્ર-ધારી સાધુરત્નને આ સળીનો સંપર્ક એ તેજસ્વી આંખમાં રજ પડવા તુલ્ય અથવા તો અમૃતપૂર્ણ ઠામમાં વિષના બિંદુઓ રેડાવારૂપ હાનિકારક ગણાય.

દુમુહ પોતાનું કથન પુરૂં કરે તે પહેલાં નમિરાજર્ષિ બોલી ઉઠ્યાઃ હે દુમુહ અનગાર ! રાજકાજની સર્વ ચિંતા જ્યારે આપ જેવા મહાભુજે પંકજવત્ વિસારી મેલી છે ત્યારે વળી આ શલાકા પ્રકરણમાં આપ કાં ચાંચ બોળો છો ?

'સાધુ સાધુ ! આજ આપ સર્વ કઇ દિશામાં જઈ રહ્યા છો ?' એમ બોલતાં નિગ્ગઇ પ્રત્યેકબુદ્ધ કે જેમનું અપર નામ ગંધાર મુનિ હતું તે નમિજીને કહેવા લાગ્યા.

ક્ષમાનિધિ ! मिथिला नगरी दाहे नमे दहति किंचन જેવું નિર્લેપ વાકય વદનાર આપ પોતે એક જાતની નિંદા સિવાય શું આચરી રહ્યા છો ? સાવધાન થઇ વિચારોને

કે એ ઉભયની સામાન્ય વાતમાં આપ માથું મારીને એ વગર શું અન્ય કરી રહ્યા છો ! કાં એટલું નથી અવધારતા કે–' આપણી જેવી કરણી તેવી પાર ઉતરણી; અને જે જેવું કરશે તે તેવું ભોગવશે ! '

આમ ચર્ચાના નિમિત્તભૂત પોતાને જોઇ કરકંડુ ઋષિ સર્વને ઉદ્દેશી બોલ્યા: દેવાનુપ્રિયો ! એક એકને વૃથા ન ટોકો. ' અહિત થાય તેવા કાર્યથી જે વારે તેજ સાચો હિતસ્વી છે ' એટલે મને કાંઇ દુમુખજીની વાતથી લેશમાત્ર ખોટું લાગ્યું નથી તેમ એમની ભાવના કાંઈ મારો દોષ જોવાની પણ નથી. એમનુ કથન અક્ષરશ: સત્ય છે. આટલા કાળ લગી એ નજીવા બંધનમાંથી મારી કામના ન ખસી એનો મને પશ્ચાત્તાપ થાય છે. મારે એટલી અંતર શુદ્ધિ કરવી રહી. એમ ઉચ્ચારતાં મુનિશ્રી કાયોત્સર્ગ ધ્યાનમાં લીન થયા.

આવા શુદ્ધ સંયમીને ઉપદેશ દેવા લાયક હું કોણ માત્ર ! કેવી સાહસવૃત્તિ ! એમ વિચારતાં દુમુહમુનિ, તેમને ઠપકો દેવા જનાર નમિરાજ, અને એ કાર્યને નિંદાની કોટીમાં મુકનાર ગંધાર મુનિ, સાધુ પ્રવર શ્રીકરકંડુનું અનુકરણ કરતાં, સ્વદોષ શોધનમાં અંતર ઉથલાવતા કાયોત્સર્ગ ધ્યાનમાં લીન થયા. દરેકને પોતાના અલ્પ દોષો પણ ઉંડા ઉતરતાં પહાડ જેવા દેખાયા. પશ્ચાતાપનો પાવક વધુ જોરથી પ્રગટી ઉઠ્યો. કર્મરજ રૂપી ઇંધનો એમાં સ્વાહા થઈ રાખ થવા માંડયા. ધર્મધ્યાનમાંથી સર્વના આત્માઓ

શુકલ ધ્યાનમાં લીન થયા. બીજા પાયા પર નિશાન મંડાયા. ક્ષપકશ્રેણી પર આરૂઢ થયેલ કરકંડુ મુનિને કેવળ-જ્ઞાન ને કેવળ દર્શનરૂપ જ્ઞાન યુગ્મનો લાભ થયો. પછી તો એની જ્યોતિ લંબાઇ અને અલ્પકાળમાં એ અપૂર્વ પદથી શેષ ત્રણે પ્રત્યેકબુધ્ધો ક્રમશઃ કેવળી બન્યા. પ્રત્યેકના મનમાં સળી ખોતરવા રૂપ નાનાશા કાર્યની ઉલ્લેખનામાં પડી પોતે કેટલો પ્રમાદ સેવ્યો એનાજ વિચારો ઉદ્ભવતા હતા. એમાંથી જ એઓને અંતિમ ધ્યેયના નિર્મળ દર્શન થયાં. ચાતુર્માસના પ્રારંભ કાળે ભૂપ વિજ્ઞાનવીરે ઉચ્ચારેલા વચનમાં 'તમોને પણ લાભ થશે' એ શબ્દો યાદ આવ્યા.

પ્રથમ તો નૃપ ન પધાર્યાના કારણની જિજ્ઞાસા રહી હતી; પણ હવે તો કેવલજ્ઞાનરૂપી લોકાલોક પ્રતિભાસક આરિસા દ્વારા તે સહજ જાણી શકાય તેમ હતું. અરે પણ જાણવાની જરૂર કયાં હતી! કૈવલ્યના બીનતારી સંદેશાથી જ્યાં દેવવૃંદોના સમૂહો જ ઉત્સવ અર્થે ઉતરી પડયા ત્યાં વળી નરનાથની ગેરહાજરી હોય! નિમેષમાત્રમાં ચતુર્મુખ યક્ષનો પ્રાસાદ સહસ્રમુખ કે લક્ષમુખ જેવો થઇ પડયો. દેવકુળના ચાર દ્વારથી પ્રવેશેલા આ ચાર ભિન્ન દેશી મહાત્માઓમાં સામ્યતા સવિશેષ હતી ને તે સૌ કોઇને આકર્ષતી હતી.

સહસ્ર પાંખડીવાળા, દેવકૃત સુવર્ણ કમળ પર વિરાજી મુનિવૃષભ કરકંડુએ દેશના દીધી. પ્રત્યેક આત્મા જ્યાં

લગી સંસારમાં છે ત્યાં લગી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય રૂપ અષ્ટવિધ કર્મોની જાળમાં સપડાયલો છે. એના એકસો અઠ્ઠાવન તંતુઓ એવા તો આંટીઘુંટીથી વિંટળાઈ વળેલા છે કે સંપૂર્ણપણે વીર્ય દાખવ્યા વગર ભાગ્યેજ કોઈ આત્મા એમાંથી છુટકારો પ્રાપ્ત કરી શકે છે. જ્ઞાની પુરુષોએ અર્થાત્ જેઓએ એ નિબિડ તંતુઓ તોડી નાંખી કર્મરિપુઓને પરાજય પમાડયો છે તેવા અનુભવી મહાત્માઓએ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ આત્મિક ગુણોને અતિ નિર્મળ કરવામાં મુકિતનો માર્ગ દર્શાવ્યો છે. જિજ્ઞાસુ માટે એ રત્નત્રયીની પ્રાપ્તિ આવશ્યક છે. જેટલે અંશે એમાં પ્રગતિ એટલે અંશે કર્મશત્રુપર વિજયશ્રી સમજી લેવી; એ કારણથી સાધુ–શ્રાવકરૂપ દ્વિવિધ માર્ગે પ્રયાણ કરવા સર્વેએ તૈયારી કરવી.

ભગવન્ ! આ પ્રાસાદ નિર્માણ કરવાની સુકતેચીની કરનાર દેવ હાલ કયાં બિરાજે છે ? એ દ્વારા ચાર સંતોનું જીવન લક્ષ્ય સધાશે, એ તેનું કથન આજે સાચું નિવડયું છે તેથી એના સંબંધમાં માહિતી મેળવવાનું મને ખાસ કારણ છે. કરજોડીને પ્રફુલ્લવદને નમ્રતાથી વસુધાધિપ વિજ્ઞાનવીરે દેશનાની સમાપ્તિ થતાં પ્રશ્ન કર્યો.

રાજન્ ! અમો ચારેને તમારી વિનંતી ફળી છે. અમારા સર્વ કાર્ય સધાયા છે એમ કહેવામાં જરાપણ

અતિશયોક્તિ જેવું નથી. તમારો એ દેવ મિત્ર સ્વર્ગમાંથી ચ્યવી તમારી રાણી સુમતિની કુક્ષિએ પુત્રપણે ઉદ્ભભવ્યો છે અર્થાત્ તમારો જયાનંદ કુંવર એજ પૂર્વભવનો દેવજીવ! ભાવિકાળે ચતુર્મુખ પ્રાસાદથી એને લાભ થવાનો છે. એટલા સારૂ તેણે આવીને તમને પ્રેરણા કરી હતી.

ભૂપ વિજ્ઞાનવીર કર્મરાજના વિચિત્ર તમાસા અને અદ્ભુત પ્રયોગો શ્રવણ કરી, વિસ્મિત થયો. માનવજીવનનું સત્ય લક્ષ્યબિંદુ લૌકિક એશઆરામોની ઉત્ક્રાંતિમાં નહિં પણ લોકોત્તર કલ્યાણ એટલે સચ્ચિદાનંદ સ્વરૂપની સિદ્ધિ રૂપ સર્વોત્કૃષ્ટ પ્રગતિમાં રહેલું છે એવી સચોટ પ્રતીતિ થઈ—મન ભાવના હિંડોળે હીંચવા લાગ્યું.

પર્ષદ ગણમાંથી કોઈ અનગાર થવાના અભિલાષી બન્યા તો કોઇ દેશવિરતિધર્મના આરાધક થયા. યથાશકિત વ્રત પચ્ચક્ખાણ વિહૂણો જવલ્લેજ કોઇ રહી ગયો હશે. નૃપ વિજ્ઞાનવીરે પણ સમ્યક્ત્વ યુકત બારવ્રતરૂપ શ્રાવકધર્મ સ્વીકાર્યો. સુમતિ વલ્લભાએ પણ સ્વામીના કાર્યનું અનુકરણ કર્યું.

આમ ચતુર્મુખ જક્ષે સંસારી કામનાઓની પૂર્તિ કરી ક્ષિતિપ્રતિષ્ટ નગરની પ્રતિષ્ઠા વધારી હતી. જ્યારે આજે ચતુર્દ્વાર પ્રાસાદે આત્મિક વાંછનાઓની સાધના દ્વારા એનો દિગ્ગંત વિસ્તાર વધાર્યો. ભવસાગર તારનારૂં એ અદ્વિતીય ધામ બન્યું.

પ્રત્યેકબુદ્ધ જ્ઞાનીઓ તો અલ્પકાળમાં ત્યાંથી સિધાવી ગયા છતાં અહર્નિશ ભાવુકોના આગમનથી એ સ્થળ રળિયામણું કાયમ રહ્યું. યાત્રિકોના અંતરનાદોથી વાતાવરણમાં અજબ નિવૃત્તિ પ્રસરી રહી. વ્રતધારી વિજ્ઞાનવીર સવાર-સાંજ ત્યાં આવતો. ઘડીભર વેદિકા સન્મુખ દ્રષ્ટિ સ્થાપી ધ્યાનમગ્ન થતો. કોઇવાર ગતકાળના સ્મરણપટો ઉકેલતો.

હવે તે પૂર્વકાળનો ભૂપમાત્ર નથી રહ્યો. પ્રત્યેકબુદ્ધના ચરિત્રોએ એનામાં કંઇને કંઇ ઉર્મિઓને જન્મ આપ્યો છે. આજે તે સંસારમાં રહ્યા છતાં 'ધાવ ખીલાવત બાળ' વાળા પરિણામોથી આકંઠ ભરેલો છે. પુરની પ્રજાના કલ્યાણ-પ્રશ્નોમાં કિંવા સુમતિ પ્રીયાના ક્રીડાપ્રસંગોમાં અથવા તો જયાનંદ કુમારના બાલોચિત વિનોદોમાં રમણ કરે છે. છતાં એ એનું ધ્યેય નથી. એ કાળે હૃદય-ગુહામાં બીજી એક જ્યોતિ સતત્ પ્રગટતી જ રહે છે અને તે એજ કે-ક્યારે એ મહાનુભાવોના રસ્તે હું ગતિમાન થઇશ ? વ્યવહારના બંધનો પ્રેમદ્વારા તજવા એતો તીર્થંકર કિંવા પૂર્ણ ભાગ્યશેખરોને માટે સહજ હોય ! બાકી વ્યવહાર સૂત્રે સૂત્રિત આત્માઓ એમાં શીઘ્રતાથી ન ઝંપલાવી શકે એ સમજાય તેવું છે. કોલાહલ વા આક્રંદન કરાવી આત્મ ઉજાળનો પંથ લેવાનું તેમને માટે શક્ય છતાં ઉચિત નથી મનાતું. એ કક્ષાના જીવો 'અંતરથી પંકજ જેવા નિર્મળ' છતાં સમયની રાહ જોતાં સ્વફરજમાં પરાયણ રહે છે. નિમિત્ત

મળતાંજ તેમનો આત્મા સિંહ માફક આક્રોશ કરતો બહાર પડે છે. શિયાળવૃંદ સમ નથી તે ડરપોક બનતો કે નથી તે ક્ષણવિધ્વંસી કીર્તિ-કથામાં ઢળી પડતો. જ્ઞાન-યુક્ત વિરાગતા હોવાથી તેનું ધ્યેય અડગ અને એક જ હોય છે. ઉપસર્ગોની આવલી કે કષ્ટોની પરંપરા એને મન રમતના ખેલ જેવાં છે. લક્ષસિદ્ધિ એજ એનો મુદ્રાલેખ હોય છે. એને વરે છે ત્યારે જ એ આત્મા જંપે છે.

જયાનંદ યોગ્ય વયમાં આવતાં જ વિજ્ઞાનવીર એ ખરેખરો વીર બન્યો. ચીરકાળની અભિલાષાનો સ્ફોટ કરતાં પોતે પ્રવ્રજ્યા સ્વીકારવા માંગે છે એ વાતનું નિદર્શન કરાવ્યું. માત્ર અનુમતિની જ ઢીલ છે. સર્વ પ્રકારની સાનુકુળતામાં માત્ર હસતા મુખનું પ્રયાણ ઇષ્ટ છે. સ્નેહાળ હૃદયના એ પ્રેમાળ શબ્દોએ પ્રથમ સંબંધીવર્ગમાં આછો સંક્ષોભ ઉપજાવ્યો; છતાં સૌને નૃપની વાત યથાર્થ સમજાતાં એકે અવાજે સંમતિ દર્શાવી. જયાનંદને સિંહાસનારૂઢ કરી નિષ્ક્રમણોત્સવ ઉજવવાનું સૌએ સાથે મળી નક્કી કર્યું. તરત જ એને લગતા ફરમાન બહાર પડ્યા.

મહાન્ પુરૂષોના જીવનવૃત્તોને દીવાદાંડી સમ આળેખનાર નરનાથ એનોર વર્ય અનુભવ લેવા હસ્તમાં ઓઘા-મુહપત્તિ સહ વિદાય થયો.

# પ્રકરણ ૩૨ મું.

## નાલંદામાં પ્રભુ સમીપે:—

"લાખેણી ક્ષણ! જીવનનો અનુપમ લ્હાવ! તેજ સમયે હશે કે જે વેળા પરમાત્મા શ્રી મહાવીર દેવની પર્ષદામાં બેસી વિવિધ પ્રશ્નો રજુ કરતા શ્રેણિક ભૂપને નજરે નિહાળવાનો અને શ્રીમુખથી એના યથાર્થ ઉત્તર શ્રવણ કરવાનો સુઅવસર જેણે પ્રત્યક્ષ અનુભવ્યો હશે! આજે નાલંદાના અવશેષો નિરખીને પુરાતત્ત્વશોધકોના અંતરોમાં કંઇ કંઇ ઉર્મિઓ ઉદ્ભવે છે! કેટલાયે અનુમાનોમાં ઉંડા ઉતરી આજે તેઓ ગતકાળની શૃંખલાના અંકોડા જોડવા યત્ન કરે છે. તો પછી એ કાળે એનાં મહત્વ અનેરાં હોય તેમાં શી નવાઈ!"

રાજગૃહના એ શાખાપુરમાં ભગવાન્ વર્ધમાને એક—બે નહિં પણ ચૌદ ચોમાસાં અવારનવાર કરેલાં. મગધદેશનો સ્વામી શ્રેણિકરાજ પ્રભુશ્રીનો ચુસ્ત ઉપાસક હતો. રાજગૃહાન્તર્ગત નાલંદા એ વિદ્યાનું અપૂર્વ ધામ હતું. સંખ્યાબંધ વિદ્યાપીઠો, જ્ઞાનપિપાસુ સ્નાતકગણ સારૂ નિર્માણ કરાયેલા વિહારો અને નિવાસગૃહો, તેમજ દરેક પ્રકારના દર્શન સંબંધે ઉંડું જ્ઞાન અર્પતી સંખ્યાબંધ પાઠશાળાઓ, એ નાલંદાનો અનુપમ શણગાર હતો! અન્ય દેશના મુસાફરોને માટેનું એ અનુપમ યાત્રાધામ. સરસ્વતી દેવીના પૂર્ણપણે બહુમાન ત્યાં જ થતા. મગધની સર્વદેશોમાં ઉજ્વળ યશ-કીર્તિનું કારણ પણ એને જ

આભારી. જૈન-બૌદ્ધ-સાંખ્ય આદિ જૂદા જૂદા દર્શનોની નય પ્રમાણુ નિક્ષેપા ભાંગાથી થતી ચર્ચાઓ દિવસ ઉગ્યે શરૂ થતી તે માંડ મોડી રાતે શાંત પડતી. પ્હો ફાટતાં નાલંદાની ભાગોળે સંખ્યાબંધ અતિથિઓ ને આગંતુકોનો મેળો જામતો. એમાં જ્ઞાનજિજ્ઞાસુ વિદ્યાર્થીથી માંડી અનુભવ અને પાંડિત્યનાં પ્રવચનો કરી જેનાં ગાત્રો ઢીલા પડવા આવ્યા છે એવા વૃદ્ધ પંડિતો ને વિદ્યાવિશારદોનો યોગ થતો. શાસ્ત્રોના કર્ણપ્રિય, મંજુલ સુક્તોથી સરોવરનો તીરપ્રાંત ગાજી રહેતો. શારદા મૈયાના આ ધામમાં ભાગ્યેજ કોઇ નિરક્ષર શોધ્યો જડતો. એ કાળના તક્ષશિલા, વિક્રમશિલા અને ઉદન્તપુરીના વિદ્યાપીઠોમાં નાલંદા અગ્રપદે હતું.

આજે ત્યાં ચરમ જિનપતિ પુનઃ એકવાર પધાર્યા છે. પાછલી પોરિશીનો સમય છે. ભિન્નભિન્ન વિષયોપર જ્ઞાનગર્ભિત આલાપ સંલાપો પ્રવર્તી રહ્યા છે. સંખ્યાબંધ વિદ્વાન્ શિષ્યોથી પરવરેલા સર્વજ્ઞ શ્રી મહાવીર મધ્યભાગે વિરાજ્યા છે. હાજર રહેલ સમુદાયમાં પ્રત્યેકબુદ્ધ ચતુષ્ક તેમજ સાધુ વિજ્ઞાનવીર પણ છે. જ્યારે ઉપાસક વૃંદમાં, મગધપતિ શ્રેણિક, નિષ્ણાતબુદ્ધિ અભયકુમાર, શ્રેષ્ઠિરત્ન શાલિભદ્ર અને બુદ્ધરાજિ સમ પ્રભાવંત ધન્ય શેઠ, શ્રાવક શિરોમણિ 'પુન્ય' આદિ કેટલાયે તત્વઇચ્છુકો દ્રષ્ટિગોચર થાય છે.

પ્રભુજી! આપ સરખા સાક્ષાત્ લોકાલોકના પ્રખરજ્ઞાતા

વિદ્યમાન છતાં, સાધુરત્ન જમાલિ અને વિદુષી પ્રિયદર્શનાને આ તે શું સુઝયું હશે ! જો કે હું એમના જેટલો તત્વજ્ઞ તો નથી, છતાં મને તેમની બુદ્ધિ પર હાસ્ય છુટે છે ! વ્યવહાર કુશળ માનવી તરીકે કહું તો આપ સરિખા લોકોત્તર પુરૂષના વચનમાં શંકા ધરવી એજ પ્રથમ તો દુધમાં પોરા કાઢવા બરાબર છે ! વળી વ્યવહારિક દશાનો સંબંધ પણ લક્ષમાં લેવો જોઈએ ના ! અત્રુટ શ્રદ્ધાના ધણી મગધપતિએ વાતનો આરંભ કરતાં જણાવ્યું.

સ્વામિન્ ! આ બધા મત–મતાંતર જોઇને મને પણ શ્રેણિકરાજ જેવો પ્રશ્ન સહજ ઉઠે છે. સાધુ વિજ્ઞાનવીરે સ્વર પુરતાં ઉચ્ચાર્યું.

મહાનુભાવો ! સવાલ વાસ્તવિક છતાં પૂર્ણ વિચારના અભાવયુક્ત છે. ‘ क्रियमाणं कृतम् ’ એ આગમ વચન દેખાવમાં લઘુ છતાં અર્થગંભીર છે. સાદું લાગવા છતાં ઉંડી ગુંચવાળું છે. ‘મારૂં વચન છે એટલે મિથ્યા નજ હોય’ એમ માનવું એ એક જૂદી વાત છે અને દરેક વચન સ્વપ્રજ્ઞા કસોટીએ ચઢાવી ગ્રહણ કરવું એ પણ જૂદી બાબત છે. પ્રથમમાં વ્યક્તિ પરત્વેનો વિશ્વાસ આધારભૂત છે, જ્યારે બીજામાં આત્મપ્રતીતિની સ્પષ્ટ પ્રભા જણાઇ આવે છે. એકનો લાભ મર્યાદિત હોઇ, ચળવિચળના સ્વભાવયુક્ત છે જ્યારે બીજાનો પ્રગતિકારક ને અનુભવ જનિત હોવાથી સ્થિરતાપૂર્ણ છે. મારૂં વ્યક્તિત્વ કિંવા સર્વજ્ઞપણું બાજુએ રાખીએ

તો ઉભય રીતિમાં ભુલ થવાનો સંભવ છે; છતાં એકમાં નિરાશાનો સૂર એ કરૂણ અંત ભાસમાન થાય છે, જ્યારે અન્યમાં ઉલટની આગાહીસૂચક ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવારૂપ તાલાવેલી દ્રષ્ટિગોચર થાય છે.

એટલે પ્રસ્તુત વિષય પર આવતાં મારે કહેવું જોઇએ કે જમાલિ કે પ્રિયદર્શના, કર્માવરણને લઇ મારા ઉક્ત સૂત્રનું રહસ્ય ન સમજ્યા અને વિપરિત પ્રરૂપણા દ્વારા ભવભ્રમણમાં આગળ વધ્યા એ ઠીક નથી થયું, છતાં અષ્ટકર્મના નિબિડ કોકડાને ઉકેલવા જતાં, અસાવધપણે એમાં કોણ નથી ખંધાઇ ગયું ? બચી ગયેલાનાં ઉદાહરણો વિરલ ને અલ્પ સંખ્યામાં જ છે ! જ્ઞાનીને એ દશાપર પણ સમભાવ હોય. ભૂપતિ ! એમાં સંસારના સંબંધને કે વ્યવહારના બંધનને આગળ કરવાનું પ્રયોજન ન હોય !

ક્ષમા કરશો ભગવન્ ! પણ આપ સરખા ત્રિલોકના નાથનું વચન અવગણી તેઓ કેવળ પોતાનું જ બગાડી રહ્યા છે એમ નથી, પણ ઉલ્ટું કેટલાયે ભોળા જીવોનું ઉપદેશ દ્વારા અકલ્યાણ કરી રહ્યા છે ! આપની ઇશારા માત્ર અનુમતિ મળતાં આજે જ હું તેનો પ્રતિકાર કરી દઉં. એ નિન્હવોને શાસનમાંથી અર્ધચંદ્ર આપ્યે જ છુટકો. કોહવાઈ ગયેલા પદાર્થ જેવા તેઓ સાથમાં રહી સારાને હાનિ પહોંચાડે તે કરતાં દૂર ફેંકાયાજ સારા ! પ્રબળ ધર્મરાગથી ઉત્તેજિત બની શ્રેણિકરાજ વચમાં બોલી ઉઠયા.

પણ વીતરાગને એની શું અસર! સમતા રસમાં સદૈવ સ્નાન કરી રહેલા અને જ્ઞાનરૂપી નિર્મળ આરિસાથી સચરાચર જગતના સમય સમયના ભાવો જાણી રહેલા વિભુ મહાવીર, જરામાત્ર આવેશ કે ઉછાળા વગર પોતાની મિષ્ટ વાણીએ બોલ્યા:–દેવાણુપ્રિય! આમ આકળા ન થાવ. અરિહંત–તીર્થંકર કે જિનેશ્વરોએ પ્રરૂપેલા સ્યાદ્‌-વાદ માર્ગ પ્રત્યે આપની આટલી અમોઘ આસ્થા હોય એ જરૂર શાસનશોભાનું અને આત્મ ઉન્નતિનું અદ્વિતીય કારણ છે. પણ પોતાના માપે અન્યને માપવાનું સાહસ ન કરો. વીરનરનું કાર્ય પડતાને પાટુ મારવાનું હોય કે દયા ખાવાનું! એવે સમયે માધ્યસ્થ કે ઉપેક્ષા ભાવના ઘટે કે તિરસ્કાર વા વિરોધવૃત્તિ શોભે! ભય, ત્રાસથી ઠેકાણે લાવેલા ચીરકાળ સ્થિર રહેશે કે પ્રેમભરી સાચી સમજથી અણાયેલા? આ ચિંતન કરવા જેવો સવાલ છે. લૌકિકથી નિરાળો એવો લોકોત્તર પુરૂષોનો ન્યાય છે, પુરૂષાર્થ ફોરવવાનું સાધન–મુળ કારણ છે કે નિમિત્ત કારણ? મતિમાં વિપર્યાસ દાખલ કરનાર મુળકારણ તો કર્મ છે જ્યારે આચરી રહેલ વ્યકિત એ તો નિમિત્તરૂપ છે. તો પછી ખરી રીતે શિક્ષાપાત્ર કોણ છે? આટલું યથાર્થ રીતે વિચારતાં જ ખરી નાડ તમો પારખી શકશો. સમયને શીરે રહેલ બોજો જાતપર ખેંચી લેતાં જરૂર વિચાર કરશો. આકર્ષણનું સાધન 'ભીતિ' નહિં પણ 'પ્રેમ' છે એનું તમને ભાન થશે ત્યારે જ શાંતિની કિંમત અંકાશે. અન્યની

ચિંતા અને તે પણ આત્મ વિષયમાં આપ ક્યાંસુધી રાખી શકશો ? જાણો છો ને કે આત્મિકશ્રેયમાં પરસ્પરની સહાય પણ અમુક શ્રેણી સુધી કામ આવે છે, પછી તો સ્વયં જાતે જ આગળ વધવાનું હોય છે. એટલું તો નિશ્ચિત માનજો કે ઘાતીકર્મોના ક્ષય વિના કૈવલ્યની પ્રાપ્તિ નથી.

પરમાત્માના વચનની અવગણના એ 'ગુન્હો નથી પણ આત્માનો અધ:પાત છે ! એક અપેક્ષાએ માનો કે એ ગંભીર ગુન્હો છતાં એની શિક્ષા શારિરીક કરતાં માનસિક ધોરણ પર રચાયેલી હોવી જોઇએ. જે કર્મ આત્માને વિપરીત માર્ગે દોરી રહ્યું છે તેને વિદારવા જ્ઞાનરૂપ ઈલાજ દેખાડવો ઘટે. જેને મધુર–મીઠાં કલ્પવૃક્ષનાં ફળ ન ભાવે, અમૃતપૂર્ણ સલીલવાળી સરિતાનું જળ ન ગમે, તેને ડાહ્યા પુરૂષો કઈ કક્ષામાં મૂકશે. એવી માન્યતાવાળાની બુદ્ધિના કેટલા દામ અંકાશે ? સુવર્ણને પિત્તળ કહેવાથી જેમ તે કિંમતમાં ઉતરી પડતું નથી, તેમ સર્વજ્ઞોના વચનોને થોડા ઘણા અવગણે તેથી તેના મૂલ્ય જરામાત્ર ઘટવાના નથી.

હવે મુનિ વિજ્ઞાનનો પ્રશ્ન વિચારીએ: જો મિથ્યાત્વ અને સમ્યક્ત્વ એ દ્વંદ્વ અનાદિકાળથી છે, તો પછી મતમતાંતર ચાલુ હોય તેમાં નવાઇ જ શી છે ? અજ્ઞાન અને જ્ઞાન એ તો રાત્રિ દિવસ કિંવા અંધકાર ને પ્રકાશના જેવું યુગ્મ. પહેલાંના સદ્ભાવે જ પાછળનાની કિંમત છે. એમાં ક્ષયોપશમની તરતમતા પર વસ્તુસ્વરૂપ નિરીક્ષણતાની દીર્ઘ-

દર્શિતાનો આધાર છે. તેથી જ જ્ઞાનીપુરૂષો અગર હું અથવા સ્યાદ્વાદ માર્ગ, નયની અપેક્ષાથી સાંખ્ય, મીમાંસક, વૈશેષિક, બૌદ્ધ કે એ સિવાયના ઇતર દર્શનોને જીનદર્શનના એકેકા અંગરૂપ લેખીએ છીએ. તેથી જ અમારો સપ્તભંગી ન્યાય સર્વદર્શનોમાં અનન્ય મનાય છે.

મિથ્યાદ્રષ્ટિ આત્માઓ પોતાનો કક્કો ખરો કરવાની વૃત્તિથી વૃથા ક્લેશવૃત્તિમાં ઘેરાય છે. સ્વ સર્વોપરિતા સ્થાપવા અનેક કુયુક્તિઓની જાળ રચે છે અને સરવાળે ઘાણીના બળદની દશા અનુભવે છે.

સમ્યક્દ્રષ્ટિ પણ આંખ ઉઘાડી એ બધું જુએ છે; છતાં અપેક્ષાથી દરેકમાંથી સત્યને તારવે છે. એ સિવાયના સર્વને જરાપણ પ્રકૃતિમાં વિકાર અનુભવ્યા વગર કે કલુષિતવૃત્તિ દાખવ્યા વિના છોડી દે છે. એ બધામાં જડ છતાં પણ ચેતન પર સ્વાર બનેલ કર્મપ્રકૃતિના દાવો તરફ મીટ માંડે છે, વિવેકદશા જગાડે છે. પક્ષપાતના રંગીન ચશ્મા ઉતારી નાંખી, રાગદ્વેષ અને મોહરૂપી મત્તદશાને ત્યજી દઇ, આત્મશ્રેય તરફ દ્રષ્ટિ રાખી આગળ વધે છે.

ભવ્યો ! આજની આટલી પણ વાત પુનઃ વિચારી, મનન કરી ગળે ઉતારવા યત્ન કરજો. તો જ પ્રશ્નકર્તા, ઉત્તરદાતા અને શ્રોતાનો સમય લેખે ગણ્યો ગણાશે.

**સમાપ્ત**